॥ શ્રીહરિઃ ॥

1634

# શ્રીદુર્ગાસપ્તશતી સચિત્ર

## ગુજરાતી અનુવાદ તથા પાઠવિધિ સહિત

ગીતાપ્રેસ, ગોરખપુર

# સચિત્ર

# શ્રીદુર્ગાસપ્તશતી

## ગુજરાતી અનુવાદ તથા પાઠવિધિ સહિત

( श्रीदुर्गासप्तशती सटीक, सजिल्द, गुजराती )

યા શ્રીઃ સ્વયં સુકૃતિનાં ભવનેષ્વલક્ષ્મીઃ
પાપાત્મનાં કૃતધિયાં હૃદયેષુ બુદ્ધિઃ।
શ્રદ્ધાં સતાં કુલજનપ્રભવસ્ય લજ્જા
તાં ત્વાં નતાઃ સ્મ પરિપાલય દેવિ વિશ્વમ્ ॥

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ॥

ગુજરાતી અનુવાદ

પ્રો. જોઈતારામ એમ. પટેલ

મૂળ હિંદી અનુવાદ

પાંડેય પં. શ્રીરામનારાયણદત્તજી શાસ્ત્રી 'રામ'

॥ શ્રીદુર્ગાદેવ્યૈ નમઃ ॥

# વિષય-સૂચી

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|



≈≈≈≈

॥ ॐ नमश्चण्डिकायै ॥

# પ્રથમ આવૃત્તિનું નિવેદન

**દેવિ પ્રપન્નાર્તિહરે પ્રસીદ પ્રસીદ માતર્જગતોઽખિલસ્ય ।**
**પ્રસીદ વિશ્વેશ્વરિ પાહિ વિશ્વં ત્વમીશ્વરી દેવિ ચરાચરસ્ય ॥**

'દુર્ગાસપ્તશતી' હિંદુ ધર્મનો સર્વમાન્ય ગ્રંથ છે. આમાં ભગવતીની કૃપાના સુંદર ઈતિહાસની સાથે જ મોટાં-મોટાં ગૂઢ સાધનોનાં રહસ્યો ભરેલાં છે. કર્મ, ભક્તિ અને જ્ઞાનની ત્રિવિધ મંદાકિની વહેવડાવનારો આ ગ્રંથ ભક્તો માટે વાંછનાપ્રાપ્તિ માટેનું કલ્પવૃક્ષ છે. સકામ ભક્તો આના સેવનથી મનને અભીષ્ટ દુર્લભતમ વસ્તુ અથવા સ્થિતિ સહજભાવે જ પ્રાપ્ત કરે છે અને નિષ્કામ ભક્તો પરમ દુર્લભ મોક્ષ મેળવીને કૃતાર્થ થાય છે. રાજા સુરથને મહર્ષિ મેધાએ કહ્યું હતું – **'તામુપૈહિ મહારાજ શરણં પરમેશ્વરીમ્ । આરાધિતા સૈવ નૃણાં ભોગસ્વર્ગાપવર્ગદા ॥'** (અર્થાત્) 'હે મહારાજ! તમે તે જ ભગવતી પરમેશ્વરીનું શરણ ગ્રહણ કરો; તેઓ જ આરાધનાથી પ્રસન્ન થઈને મનુષ્યોને ભોગ, સ્વર્ગ અને અપવર્ગ (અપુનરાવર્તી મોક્ષ)નું પ્રદાન કરે છે.' આ પ્રમાણે આરાધના કરીને ઐશ્વર્યની કામના કરનારા રાજા સુરથે અખંડ સામ્રાજ્ય મેળવ્યું તથા વૈરાગી સમાધિ વૈશ્યે દુર્લભ જ્ઞાન વડે મોક્ષ મેળવ્યું. આજ સુધીમાં આ આશીર્વાદરૂપ મંત્રમય ગ્રંથનો આશ્રય લઈને કોણ જાણે કેટલાયે આર્ત, અર્થાર્થી, જિજ્ઞાસુ તથા પ્રેમી ભક્તો પોતાનો મનોરથ સફળ કરી ચૂક્યા છે. આનંદની વાત છે કે જગજ્જનની ભગવતી શ્રીદુર્ગાજીની કૃપાથી એ જ 'દુર્ગાસપ્તશતી' સંક્ષિપ્ત પાઠવિધિ-સહિત વાચકો સમક્ષ પુસ્તકરૂપે સુલભ કરવામાં આવી રહી છે. આ પુસ્તકમાં કથા-ભાગ તથા અન્ય વિગતો તે જ છે, કે જે 'કલ્યાણ'ના વિશેષાંક 'સંક્ષિપ્ત માર્કણ્ડેય-બ્રહ્મપુરાણ અંક'માં પ્રકાશિત થયેલી છે. કેટલાંક ઉપયોગી સ્તોત્રો આમાં વધુ ઉમેરવામાં આવ્યાં છે.

પાઠ કરવાની વિધિ અહીં સ્પષ્ટ, સરળ અને પ્રામાણિક રૂપે આપવામાં આવી છે. આના મૂળ પાઠને વિશેષપણે શુદ્ધ રાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આજકાલ પ્રેસોમાં છપાયેલાં મોટા ભાગનાં પુસ્તકો અશુદ્ધ પ્રગટ થાય છે, પરંતુ પ્રસ્તુત પુસ્તકને એ દોષમાંથી બચાવવાની યથાશક્ય કોશિશ કરવામાં આવી છે. વાચકોની સુવિધા ખાતર ક્યાંક-ક્યાંક પાઠાન્તરો પણ આપવામાં આવ્યાં છે. શાપમાંથી ઉદ્ધાર થવાના અનેક પ્રકારો બતાવવામાં આવ્યા છે. ‘કવચ’, ‘અર્ગલા’ અને ‘કીલક’ના અર્થ પણ આપવામાં આવ્યા છે. વૈદિક-તાંત્રિક રાત્રિસૂક્તો અને દેવીસૂક્તની સાથોસાથ દેવી-અથર્વ-શીર્ષ, સિદ્ધકુંજિકાસ્તોત્ર, મૂળ સપ્તશ્લોકી દુર્ગા, શ્રીદુર્ગાબત્રીસી-નામમાળા, શ્રીદુર્ગા-અષ્ટોત્તરશત-નામસ્તોત્ર, શ્રીદુર્ગા-માનસપૂજા અને દેવી-અપરાધક્ષમાપન સ્તોત્ર પણ આપવાથી પુસ્તકની ઉપાદેયતા વિશેષ વધવા પામી છે. નવાર્ણવિધિ તો આપી જ છે, આવશ્યક ન્યાસો પણ આપવાના રહી ગયા નથી. સપ્તશતીના મૂળ શ્લોકોનો પૂરો અર્થ આપવામાં આવ્યો છે. પ્રાધાનિક, વૈકૃતિક અને મૂર્તિ - એ ત્રણે રહસ્યોમાં આવતા કેટલાક ગૂઢ વિષયોને પણ ટિપ્પણી વડે સ્પષ્ટ કરવામાં આવ્યા છે. આ વિશેષતાઓને કારણે પાઠ અને અધ્યયન માટે આ પુસ્તક ઘણું જ ઉપયોગી અને ઉત્તમ બન્યું છે.

સપ્તશતીનો પાઠ કરવામાં વિધિનું ધ્યાન રાખવું એ તો ઉત્તમ વાત છે જ, પણ એમાં સૌથી ઉત્તમ વાત છે – ભગવતી દુર્ગામાતાનાં ચરણોમાં પ્રેમપૂર્ણ ભક્તિ. શ્રદ્ધા અને ભક્તિ સાથે જગદંબાના સ્મરણપૂર્વક સપ્તશતીનો પાઠ કરનારને તેમની કૃપાનો શીઘ્ર અનુભવ થઈ શકે છે. આશા છે કે પ્રેમી વાચકો આનો લાભ લેશે. જોકે પુસ્તકને બધી રીતે શુદ્ધ બનાવવાની કોશિશ કરવામાં આવી છે, તોપણ અસાવધાનીને લીધે થોડીક અશુદ્ધિઓ રહી ગઈ હોય એ અસંભવિત નથી. આવી ક્ષતિઓ માટે ક્ષમા માગીને અમે વાચકોને અનુરોધ કરીએ છીએ કે તેઓ અમને આ બાબત સૂચિત કરે, કે જેથી ભવિષ્યમાં તેનો સુધારો કરી શકાય.

**– હનુમાનપ્રસાદ પોદાર**

# સપ્તશ્લોકી દુર્ગા

શિવ ઉવાચ –

દેવિ ત્વં ભક્તસુલભે સર્વકાર્યવિધાયિની ।
કલૌ હિ કાર્યસિદ્ધ્યર્થમુપાયં બ્રૂહિ યત્નતઃ ॥

દેવ્યુવાચ–

શૃણુ દેવ પ્રવક્ષ્યામિ કલૌ સર્વેષ્ટસાધનમ્ ।
મયા તવૈવ સ્નેહેનાપ્યમ્બાસ્તુતિઃ પ્રકાશ્યતે ॥

ૐ અસ્ય શ્રીદુર્ગાસપ્તશ્લોકીસ્તોત્રમન્ત્રસ્ય નારાયણ ઋષિઃ,
અનુષ્ટુપ્ છન્દઃ, શ્રીમહાકાલીમહાલક્ષ્મીમહાસરસ્વત્યો દેવતાઃ,
શ્રીદુર્ગાપ્રીત્યર્થં સપ્તશ્લોકીદુર્ગાપાઠે વિનિયોગઃ ।

ૐ જ્ઞાનિનામપિ ચેતાંસિ દેવી ભગવતી હિ સા ।
બલાદાકૃષ્ય મોહાય મહામાયા પ્રયચ્છતિ ॥ ૧ ॥
દુર્ગે સ્મૃતા હરસિ ભીતિમશેષજન્તોઃ
સ્વસ્થૈઃ સ્મૃતા મતિમતીવ શુભાં દદાસિ ।
દારિદ્ર્યદુઃખભયહારિણિ કા ત્વદન્યા
સર્વોપકારકરણાય સદાર્દ્રચિત્તા ॥ ૨ ॥

---

**શિવજી બોલ્યા** – હે દેવી! તમે ભક્તો માટે સુલભ છો અને સમસ્ત કર્મોનું વિધાન કરનારાં છો. કળિયુગમાં કામનાઓની સિદ્ધ માટે જો કોઈ ઉપાય હોય તો તેને તમે પોતાની વાણી વડે સમ્યક્-રૂપે વ્યક્ત કરો.

**દેવીએ કહ્યું** – હે દેવ! તમારો મારા પર ઘણો સ્નેહ છે. કળિયુગમાં સમસ્ત કામનાઓને સિદ્ધ કરનારું જે સાધન છે તે હું કહી બતાવીશ, સાંભળો. તે (સાધન)નું નામ છે 'અંબાસ્તુતિ.'

ૐ આ દુર્ગાસપ્તશ્લોકી સ્તોત્રમંત્રના નારાયણ ઋષિ છે, અનુષ્ટુપ છંદ છે, શ્રીમહાકાળી, શ્રીમહાલક્ષ્મી અને શ્રીમહાસરસ્વતી દેવતાઓ છે. શ્રીદુર્ગાની પ્રસન્નતા માટે સપ્તશ્લોકી દુર્ગાપાઠમાં આનો વિનિયોગ કરવામાં આવે છે.

તે ભગવતી મહામાયા દેવી જ્ઞાનીઓના પણ ચિત્તને બળપૂર્વક આકૃષ્ટ કરીને (ખેંચીને) મોહમાં નાખી દે છે. (૧)

હે મા દુર્ગા! સ્મરણ કરવાથી તમે બધાં પ્રાણીઓના ભયને હરી લો છો અને સ્વસ્થ મનુષ્યો વડે ચિંતન કરવાથી તમે તેમને પરમ કલ્યાણમયી બુદ્ધિ આપો

સર્વમઙ્ગલમઙ્ગલ્યે શિવે સર્વાર્થસાધિકે ।
શરણ્યે ત્ર્યમ્બકે ગૌરિ નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૩ ॥
શરણાગતદીનાર્તપરિત્રાણપરાયણે ।
સર્વસ્યાર્તિહરે દેવિ નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૪ ॥
સર્વસ્વરૂપે સર્વેશે સર્વશક્તિસમન્વિતે ।
ભયેભ્યસ્ત્રાહિ નો દેવિ દુર્ગે દેવિ નમોઽસ્તુ તે ॥ ૫ ॥
રોગાનશેષાનપહંસિ તુષ્ટા
રુષ્ટા તુ કામાન્ સકલાનભીષ્ટાન્ ।
ત્વામાશ્રિતાનાં ન વિપન્નરાણાં
ત્વામાશ્રિતા હ્યાશ્રયતાં પ્રયાન્તિ ॥ ૬ ॥
સર્વાબાધાપ્રશમનં ત્રૈલોક્યસ્યાખિલેશ્વરિ ।
એવમેવ ત્વયા કાર્યમસ્મદ્વૈરિવિનાશનમ્ ॥ ૭ ॥

**ઇતિ શ્રીસપ્તશ્લોકી દુર્ગા સમ્પૂર્ણા ॥**

~~~~

છો. દુઃખ, દરિદ્રતા અને ભયને હરનારાં હે દેવી! તમારા સિવાય બીજું કોણ છે કે જેનું ચિત્ત બધાંનો ઉપકાર કરવા સદૈવ દયાર્દ્ર રહેતું હોય? (૨)

હે નારાયણી! તમે બધા પ્રકારનું મંગલ પ્રદાન કરનારાં મંગલમયી છો. કલ્યાણ પ્રદાન કરનારાં શિવા છો. બધા પુરુષાર્થોને સિદ્ધ કરનારાં, શરણાગત-વત્સલા, ત્રણ નેત્રોવાળાં તેમ જ ગૌરી છો. તમને નમસ્કાર છે. (૩)

શરણમાં આવેલાં દુઃખિયારાં અને પીડિતોના રક્ષણમાં રત રહેનારાં તથા બધાંની પીડા દૂર કરનારાં હે દેવી નારાયણી! તમને નમસ્કાર છે. (૪)

સર્વસ્વરૂપા, સર્વેશ્વરી તથા સર્વ પ્રકારની શક્તિઓથી સંપન્ન હે દિવ્યરૂપા દેવી દુર્ગા! તમે અમારું તમામ ભયોમાંથી રક્ષણ કરો. તમને નમસ્કાર છે. (૫)

હે દેવી! તમે પ્રસન્ન થવાથી બધા રોગોને નષ્ટ કરી દો છો અને ક્રોધિત થવાથી મનોવાંછિત બધી જ કામનાઓનો નાશ કરી દો છો. જે લોકો તમારા આશ્રયમાં (શરણમાં) આવી ચૂક્યા છે તેમના પર વિપત્તિ તો આવતી જ નથી. તમારા શરણમાં આવેલા મનુષ્યો બીજાંઓને શરણ આપનારા થઈ જાય છે. (૬)

હે સર્વેશ્વરી! તમે આ જ પ્રમાણે ત્રણે લોકોનાં સમસ્ત વિઘ્નોનું શમન કરો અને અમારા શત્રુઓનો નાશ કરતાં રહો. (૭)

**શ્રીસપ્તશ્લોકી દુર્ગા સમાપ્ત.**

~~~~

ॐ

॥ શ્રીદુર્ગાયૈ નમઃ ॥

# શ્રીદુર્ગા-અષ્ટોત્તરશત-નામસ્તોત્ર

ઈશ્વર ઉવાચ

**શતનામ પ્રવક્ષ્યામિ શૃણુષ્વ કમલાનને ।**
**યસ્ય પ્રસાદમાત્રેણ દુર્ગા પ્રીતા ભવેત્ સતી ॥ ૧ ॥**

**ૐ સતી સાધ્વી ભવપ્રીતા ભવાની ભવમોચની ।**
**આર્યા દુર્ગા જયા ચાદ્યા ત્રિનેત્રા શૂલધારિણી ॥ ૨ ॥**

**પિનાકધારિણી ચિત્રા ચણ્ડઘણ્ટા મહાતપાઃ ।**
**મનો બુદ્ધિરહઙ્કારા ચિત્તરૂપા ચિતા ચિતિઃ ॥ ૩ ॥**

**સર્વમન્ત્રમયી સત્તા સત્યાનન્દસ્વરૂપિણી ।**
**અનન્તા ભાવિની ભાવ્યા ભવ્યાભવ્યા સદાગતિઃ ॥ ૪ ॥**

---

**શંકરજીએ (પાર્વતીજીને) કહ્યું** – હે કમલવદના! હવે હું અષ્ટોત્તર-શત (એકસો આઠ) નામો કહીશ, સાંભળો; કે જેના પ્રસાદ (પાઠ કે શ્રવણ)-માત્રથી પરમસાધ્વી ભગવતી દુર્ગા પ્રસન્ન થઈ જાય છે. (૧)

૧. ૐ સતી, ૨. સાધ્વી, ૩. ભવપ્રીતા (ભગવાન શિવ પર પ્રીતિ રાખનારાં), ૪. ભવાની, ૫. ભવમોચની (સંસારના બંધનમાંથી મુક્ત કરનારાં), ૬. આર્યા, ૭. દુર્ગા, ૮. જયા, ૯. આદ્યા, ૧૦. ત્રિનેત્રા, ૧૧. શૂલધારિણી, ૧૨. પિનાકધારિણી, ૧૩. ચિત્રા, ૧૪. ચંડઘંટા (પ્રચંડ સ્વરે ઘંટનાદ કરનારાં), ૧૫. મહાતપા (મહાન તપસ્વિની), ૧૬. મન (મનન-શક્તિરૂપા), ૧૭. બુદ્ધિ (બોધશક્તિરૂપા), ૧૮. અહંકારા (અહંતાનાં આશ્રય), ૧૯. ચિત્તરૂપા, ૨૦. ચિતા (ચિદ્‌શક્તિરૂપા), ૨૧. ચિતિ (ચેતનરૂપા), ૨૨. સર્વમંત્રમયી, ૨૩. સત્તા (સત્સ્વરૂપા), ૨૪. સત્યાનંદસ્વરૂપા, ૨૫. અનંતા (અંતરહિત સ્વરૂપવાળાં), ૨૬. ભાવિની (સૌને ઉત્પન્ન કરનારાં), ૨૭. ભાવ્યા (ભાવના-ધ્યાન કરવા યોગ્ય), ૨૮. ભવ્યા (કલ્યાણરૂપા), ૨૯. અભવ્યા (જેમનાથી અધિક ભાવ્ય કોઈ નથી તેવાં), ૩૦. સદાગતિ,

શામ્ભવી દેવમાતા ચ ચિન્તા રત્નપ્રિયા સદા ।
સર્વવિદ્યા દક્ષકન્યા દક્ષયજ્ઞવિનાશિની ॥ ૫ ॥

અપર્ણાનેકવર્ણા ચ પાટલા પાટલાવતી ।
પટ્ટામ્બરપરીધાના કલમઞ્જીરરઞ્જિની ॥ ૬ ॥

અમેયવિક્રમા ક્રૂરા સુન્દરી સુરસુન્દરી ।
વનદુર્ગા ચ માતઙ્ગી મતઙ્ગમુનિપૂજિતા ॥ ૭ ॥

બ્રાહ્મી માહેશ્વરી ચૈન્દ્રી કૌમારી વૈષ્ણવી તથા ।
ચામુણ્ડા ચૈવ વારાહી લક્ષ્મીશ્ચ પુરુષાકૃતિઃ ॥ ૮ ॥

વિમલોત્કર્ષિણી જ્ઞાના ક્રિયા નિત્યા ચ બુદ્ધિદા ।
બહુલા બહુલપ્રેમા સર્વવાહનવાહના ॥ ૯ ॥

નિશુમ્ભશુમ્ભહનની મહિષાસુરમર્દિની ।
મધુકૈટભહન્ત્રી ચ ચણ્ડમુણ્ડવિનાશિની ॥ ૧૦ ॥

---

૩૧. શાંભવી (શિવપ્રિયા), ૩૨. દેવમાતા, ૩૩. ચિંતા, ૩૪. રત્નપ્રિયા, ૩૫. સર્વવિદ્યા, ૩૬. દક્ષકન્યા, ૩૭. દક્ષયજ્ઞવિનાશિની, ૩૮. અપર્ણા (તપ-વેળાએ પાંદડું પણ નહીં આરોગનારાં), ૩૯. અનેકવર્ણા (અનેક રંગોવાળાં), ૪૦. પાટલા (લાલ રંગવાળાં), ૪૧. પાટલાવતી (ગુલાબ કે રક્તવર્ણી ફૂલ ધારણ કરનારાં), ૪૨. પટ્ટાંબરપરીધાના (રેશમી વસ્ત્ર પહેરનારાં), ૪૩. કલમંજીરરંજિની (મધુર ધ્વનિ કરનાર મંજીર ધારણ કરીને પ્રસન્ન રહેનારાં), ૪૪. અમેયવિક્રમા (અપરિમેય પરાક્રમી), ૪૫. ક્રૂરા (દૈત્યો પ્રત્યે કઠોર), ૪૬. સુંદરી, ૪૭. સુરસુંદરી, ૪૮. વનદુર્ગા, ૪૯. માતંગી, ૫૦. મતંગમુનિપૂજિતા, ૫૧. બ્રાહ્મી, ૫૨. માહેશ્વરી, ૫૩. ઐન્દ્રી, ૫૪. કૌમારી, ૫૫. વૈષ્ણવી, ૫૬. ચામુંડા, ૫૭. વારાહી, ૫૮. લક્ષ્મી, ૫૯. પુરુષાકૃતિ, ૬૦. વિમલા, ૬૧. ઉત્કર્ષિણી, ૬૨. જ્ઞાના, ૬૩. ક્રિયા, ૬૪. નિત્યા, ૬૫. બુદ્ધિદા, ૬૬. બહુલા, ૬૭. બહુલપ્રેમા, ૬૮. સર્વવાહનવાહના, ૬૯. નિશુંભશુંભહનની, ૭૦. મહિષાસુરમર્દની, ૭૧. મધુકૈટભહંત્રી, ૭૨. ચંડમુંડવિનાશિની, ૭૩. સર્વાસુરવિનાશા, ૭૪. સર્વદાનવઘાતિની, ૭૫. સર્વશાસ્ત્રમયી, ૭૬. સત્યા,

**સર્વાસુરવિનાશા ચ સર્વદાનવઘાતિની ।**
**સર્વશાસ્ત્રમયી સત્યા સર્વાસ્ત્રધારિણી તથા ॥ ૧૧ ॥**

**અનેકશસ્ત્રહસ્તા ચ અનેકાસ્ત્રસ્ય ધારિણી ।**
**કુમારી ચૈકકન્યા ચ કૈશોરી યુવતી યતિઃ ॥ ૧૨ ॥**

**અપ્રૌઢા ચૈવ પ્રૌઢા ચ વૃદ્ધમાતા બલપ્રદા ।**
**મહોદરી મુક્તકેશી ઘોરરૂપા મહાબલા ॥ ૧૩ ॥**

**અગ્નિજ્વાલા રૌદ્રમુખી કાલરાત્રિસ્તપસ્વિની ।**
**નારાયણી ભદ્રકાલી વિષ્ણુમાયા જલોદરી ॥ ૧૪ ॥**

**શિવદૂતી કરાલી ચ અનન્તા પરમેશ્વરી ।**
**કાત્યાયની ચ સાવિત્રી પ્રત્યક્ષા બ્રહ્મવાદિની ॥ ૧૫ ॥**

**ય ઈદં પ્રપઠેન્નિત્યં દુર્ગાનામશતાષ્ટકમ્ ।**
**નાસાધ્યં વિદ્યતે દેવિ ત્રિષુ લોકેષુ પાર્વતિ ॥ ૧૬ ॥**

**ધનં ધાન્યં સુતં જાયાં હયં હસ્તિનમેવ ચ ।**
**ચતુર્વર્ગં તથા ચાન્તે લભેન્મુક્તિં ચ શાશ્વતીમ્ ॥ ૧૭ ॥**

---

૭૭. સર્વાસ્ત્રધારિણી, ૭૮. અનેકશસ્ત્રહસ્તા, ૭૯. અનેકાસ્ત્રધારિણી, ૮૦. કુમારી, ૮૧. એકકન્યા, ૮૨. કૈશોરી, ૮૩. યુવતી, ૮૪. યતિ, ૮૫. અપ્રૌઢા, ૮૬. પ્રૌઢા. ૮૭. વૃદ્ધમાતા, ૮૮. બલપ્રદા, ૮૯. મહોદરી, ૯૦. મુક્તકેશી, ૯૧. ઘોરરૂપા, ૯૨. મહાબલા, ૯૩. અગ્નિજ્વાલા, ૯૪. રૌદ્રમુખી, ૯૫. કાલરાત્રિ, ૯૬. તપસ્વિની, ૯૭. નારાયણી, ૯૮. ભદ્રકાળી, ૯૯. વિષ્ણુમાયા, ૧૦૦. જલોદરી, ૧૦૧. શિવદૂતી, ૧૦૨. કરાલી, ૧૦૩. અનંતા (વિનાશ- રહિતા), ૧૦૪. પરમેશ્વરી, ૧૦૫. કાત્યાયની, ૧૦૬. સાવિત્રી, ૧૦૭. પ્રત્યક્ષા અને ૧૦૮. બ્રહ્મવાદિની. (૨-૧૫)

હે દેવી પાર્વતી! જે પ્રતિદિન દુર્ગાજીના આ અષ્ટોત્તરશત-નામ (સ્તોત્ર)નો પાઠ કરે છે તેના માટે ત્રણે લોકોમાં કશું જ અસાધ્ય નથી. (૧૬) તે ધન, ધાન્ય, પુત્ર, પત્ની, હાથી, ઘોડા તેમ જ ધર્મ વગેરે ચાર પુરુષાર્થો

કુમારીં પૂજયિત્વા તુ ધ્યાત્વા દેવીં સુરેશ્વરીમ્ ।
પૂજયેત્ પરયા ભક્ત્યા પઠેન્નામશતાષ્ટકમ્ ॥ ૧૮ ॥

તસ્ય સિદ્ધિર્ભવેદ્ દેવિ સર્વૈઃ સુરવરૈરપિ ।
રાજાનો દાસતાં યાન્તિ રાજ્યશ્રિયમવાપ્નુયાત્ ॥ ૧૯ ॥

ગોરોચનાલક્તકકુઙ્કુમેન
સિન્દૂરકર્પૂરમધુત્રયેણ ।
વિલિખ્ય યન્ત્રં વિધિના વિધિજ્ઞો
ભવેત્ સદા ધારયતે પુરારિઃ ॥ ૨૦ ॥

ભૌમાવાસ્યાનિશામગ્રે ચન્દ્રે શતભિષાં ગતે ।
વિલિખ્ય પ્રપઠેત્ સ્તોત્રં સ ભવેત્ સમ્પદાં પદમ્ ॥ ૨૧ ॥

ઇતિ શ્રીવિશ્વસારતન્ત્રે દુર્ગાષ્ટોત્તરશતનામસ્તોત્રં સમાપ્તમ્ ।

~~~~

અને અંતમાં સનાતન મુક્તિ પણ પ્રાપ્ત કરી લે છે. (૧૭) કુમારીનું પૂજન અને દેવી સુરેશ્વરીનું ધ્યાન કરીને પરાભક્તિની સાથે તેમનું પૂજન કરવું, પછી અષ્ટોત્તરશત-નામ (સ્તોત્ર)નો પાઠ શરૂ કરવો. (૧૮) હે દેવી! જે આમ કરે છે તેને બધા શ્રેષ્ઠ દેવતાઓ પાસેથી પણ સિદ્ધિ પ્રાપ્ત થાય છે; રાજાઓ તેના દાસ થઈ જાય છે; તે રાજ્યલક્ષ્મી પ્રાપ્ત કરી લે છે. (૧૯) ગોરોચન (ગોપીચંદન), લાખ, કંકુ, સિંદૂર, કપૂર, ઘી (અથવા દૂધ), સાકર અને મધ - આ વસ્તુઓને એકઠી કરીને, એમનાથી વિધિપૂર્વક યંત્ર લખીને વિધિને જાણનાર જે મનુષ્ય હંમેશાં આ યંત્ર ધારણ કરે છે તે શિવ-તુલ્ય (મોક્ષરૂપ) થઈ જાય છે. (૨૦) ભૌમવતી અમાવાસ્યાની મધ્યરાત્રિએ, જ્યારે ચંદ્રમા શતભિષા નક્ષત્રમાં હોય તે સમયે આ સ્તોત્ર લખીને જે મનુષ્ય આનો પાઠ કરે છે તે સંપત્તિશાળી થાય છે. (૨૧)

**શ્રીવિશ્વસારતંત્ર-અંતર્ગત દુર્ગા-અષ્ટોત્તરશત-નામ સ્તોત્ર સમાપ્ત.**

~~~~

# પાઠવિધિ[1]

સાધકે સ્નાન કરી પવિત્ર થઈને, આસનશુદ્ધિની ક્રિયા સંપન્ન કર્યા પછી શુદ્ધ આસન પર બેસવું; સાથે શુદ્ધ જળ, પૂજાની સામગ્રી અને 'શ્રીદુર્ગાસપ્તશતી' મુસ્તક રાખવાં. પુસ્તક પોતાની સામે લાકડાના કે અન્ય શુદ્ધ આસન (પીઠ) પર વિરાજમાન કરવું. કપાળે પોતાની રુચિ પ્રમાણે ભસ્મ, ચંદન અથવા રોળી (કંકુ) લગાડવું, ચોટલી બાંધી લેવી. પછી પૂર્વાભિમુખ થઈને તત્ત્વશુદ્ધિ માટે ચાર વાર આચમન કરવું. તે સમયે નીચે લખ્યા પ્રમાણે ચાર મંત્રોનો ક્રમશઃ પાઠ કરવો –

---

૧. પાઠની આ વિધિ અહીં સંક્ષિપ્તમાં આપવામાં આવે છે. નવરાત્રિ વગેરે ખાસ પ્રસંગોમાં તથા શતચંડી (યજ્ઞ) વગેરે અનુષ્ઠાનોમાં વિસ્તૃત વિધિનો ઉપયોગ કરવામાં આવે છે. તેમાં યંત્રમાં સ્થાપિત કળશ, ગણેશ, નવ ગ્રહો, માતૃકા, વાસ્તુ, સપ્તર્ષિઓ, સપ્તચિરંજીવીઓ, ચોસઠ યોગિનીઓ, પચાસ ક્ષેત્રપાલો તથા અન્ય બીજા દેવતાઓની વૈદિક વિધિથી પૂજા થાય છે. અખંડ દીપની વ્યવસ્થા કરવામાં આવે છે. દેવીની મૂર્તિની અંગન્યાસ, અગ્નિ-ઉત્તારણ વગેરેની વિધિ સાથે વિધિપૂર્વક પૂજા કરવામાં આવે છે. નવદુર્ગા-પૂજા, જ્યોતિ-પૂજા, બટુક-ગણેશ વગેરે સહિત કુમારી-પૂજા, અભિષેક, નાન્દીશ્રાદ્ધ, રક્ષાબંધન, પુણ્યાહવાચન, મંગલપાઠ, ગુરુ-પૂજા, તીર્થ-આવાહન, મંત્ર-સ્નાન વગેરે, આસનશુદ્ધિ, પ્રાણાયામ, ભૂતશુદ્ધિ, પ્રાણપ્રતિષ્ઠા, અન્તર્માતૃકા-ન્યાસ, બહિર્માતૃકા-ન્યાસ, સૃષ્ટિ-ન્યાસ, સ્થિતિ-ન્યાસ, શક્તિકલા-ન્યાસ, શિવકલા-ન્યાસ, હૃદયાદિ-ન્યાસ, ષોઢા-ન્યાસ, વિલોમ-ન્યાસ, તત્ત્વ-ન્યાસ, અક્ષર-ન્યાસ, વ્યાપક-ન્યાસ, ધ્યાન, પીઠ-પૂજા, વિશેષ અર્ઘ્ય, ક્ષેત્રકીલન, મંત્ર-પૂજા, વિવિધ મુદ્રાવિધિ, આવરણ-પૂજા, પ્રધાન-પૂજા વગેરેનું શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર અનુષ્ઠાન થાય છે. આ પ્રમાણે વિસ્તૃત વિધિથી પૂજા કરવા ઇચ્છતા ભક્તોએ અન્ય બીજી પૂજાપદ્ધતિઓની સહાયથી ભગવતીની આરાધના કરીને પાઠનો આરંભ કરવો જોઈએ.

ૐ ઐં આત્મતત્ત્વં શોધયામિ નમઃ સ્વાહા ।
ૐ હ્રીં વિદ્યાતત્ત્વં શોધયામિ નમઃ સ્વાહા ॥
ૐ ક્લીં શિવતત્ત્વં શોધયામિ નમઃ સ્વાહા ।
ૐ ઐં હ્રીં ક્લીં સર્વતત્ત્વં શોધયામિ નમઃ સ્વાહા ॥

ત્યારપછી પ્રાણાયામ કરીને ગણેશ વગેરે દેવતાઓને તેમ જ વડીલોને પ્રણામ કરવા. પછી 'પવિત્રેસ્થો વૈષ્ણવ્યૌ' વગેરે મંત્રથી દર્ભની પવિત્રી (વીંટી) પહેરીને હાથમાં લાલ ફૂલો, અક્ષત (ચોખા) અને પાણી લઈને નીચે લખ્યા પ્રમાણે સંકલ્પ કરવો –

**ૐ વિષ્ણુર્વિષ્ણુર્વિષ્ણુઃ । ૐ નમઃ પરમાત્મને, શ્રીપુરાણપુરુષોત્તમસ્ય શ્રીવિષ્ણોરાજ્ઞયા પ્રવર્તમાનસ્યાદ્ય શ્રીબ્રહ્મણો દ્વિતીયપરાર્દ્ધે શ્રીશ્વેતવારાહકલ્પે વૈવસ્વતમન્વન્તરેઽષ્ટાવિંશતિતમે કલિયુગે પ્રથમચરણે જમ્બૂદ્વીપે ભારતવર્ષે ભરતખણ્ડે આર્યાવર્તાન્તર્ગતબ્રહ્માવર્તૈકદેશે માસાનામ્ ઉત્તમે અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરાન્વિતાયામ્ અમુકનક્ષત્રે અમુકરાશિસ્થિતે સૂર્યે અમુકામુકરાશિસ્થિતેષુ ચન્દ્રભૌમબુધગુરુશુક્રશનિષુ સત્સુ શુભે યોગે શુભકરણે એવંગુણવિશેષણવિશિષ્ટાયાં શુભપુણ્યતિથૌ સકલશાસ્ત્રશ્રુતિ-સ્મૃતિપુરાણોક્તફલપ્રાપ્તિકામઃ અમુકગોત્રોત્પન્નઃ અમુકશર્મા અહં મમાત્મનઃ સપુત્રસ્ત્રીબાન્ધવસ્ય શ્રીનવદુર્ગાનુગ્રહતો ગ્રહકૃતરાજકૃતસર્વ-વિધપીડાનિવૃત્તિપૂર્વકં નૈરુજ્યદીર્ઘાયુઃ પુષ્ટિધનધાન્યસમૃદ્ધ્યર્થં શ્રીનવદુર્ગાપ્રસાદેન સર્વાપન્નિવૃત્તિસર્વાભીષ્ટફલાવાપ્તિધર્માર્થકામમોક્ષચતુર્વિધ-પુરુષાર્થસિદ્ધિદ્વારા શ્રીમહાકાલીમહાલક્ષ્મીમહાસરસ્વતીદેવતાપ્રીત્યર્થં શાપોદ્ધારપુરસ્સરં કવચાર્ગલાકીલકપાઠવેદતન્ત્રોક્તરાત્રિસૂક્તપાઠ-દેવ્યથર્વશીર્ષપાઠન્યાસવિધિસહિતનવાર્ણજપસપ્તશતીન્યાસધ્યાનસહિત-ચરિત્રસમ્બન્ધિવિનિયોગન્યાસધ્યાનપૂર્વકં ચ 'માર્કણ્ડેય ઉવાચ ॥ સાવર્ણિઃ સૂર્યતનયો યો મનુઃ કથ્યતેઽષ્ટમઃ ।' ઈત્યાદ્યારભ્ય 'સાવર્ણિર્ભવિતા મનુઃ' ઈત્યન્તં દુર્ગાસપ્તશતીપાઠં તદન્તે ન્યાસવિધિસહિતનવાર્ણમન્ત્રજપં વેદતન્ત્રોક્તદેવીસૂક્તપાઠં રહસ્યત્રયપઠનં શાપોદ્ધારાદિકં ચ કરિષ્યે ।**

આ પ્રમાણે પ્રતિજ્ઞા (સંકલ્પ) કરીને દેવીનું ધ્યાન કરતાં કરતાં પંચ-

ઉપચારની વિધિથી પુસ્તકની પૂજા[1] કરવી, યોનિમુદ્રા દર્શાવીને ભગવતીને પ્રણામ કરવા; પછી મૂળ નવાર્ણમંત્રથી પીઠ વગેરેમાં આધારશક્તિની સ્થાપના કરીને તેના ઉપર પુસ્તકને વિરાજમાન કરવું.[2] આના પછી શાપોદ્ધાર[3] કરવો જોઈએ. આના અનેક પ્રકાર છે. 'ૐ હ્રીં ક્લીં શ્રીં ક્રાં ક્રીં' ચણ્ડિકાદેવ્યૈ શાપનાશાનુગ્રહં કુરુ કુરુ સ્વાહા ।' – આ મંત્રનો આરંભમાં અને અંતમાં સાત વાર જપ કરવો. આ શાપોદ્ધાર-મંત્ર કહેવાય છે. આના પછી ઉત્કીલન-મંત્રનો જપ કરવામાં આવે છે. આનો જપ આરંભમાં અને અંતમાં

---

૧. પુસ્તક-પૂજાનો મંત્ર –

**ૐ નમો દેવ્યૈ મહાદેવ્યૈ શિવાયૈ સતતં નમઃ ।**
**નમઃ પ્રકૃત્યૈ ભદ્રાયૈ નિયતાઃ પ્રણતાઃ સ્મ તામ્ ॥**

(વારાહીતન્ત્ર તથા ચિદમ્બરસંહિતા)

૨. **ધ્યાત્વા દેવીં પઞ્ચપૂજાં કૃત્વા યોન્યા પ્રણમ્ય ચ ।**
**આધારં સ્થાપ્ય મૂલેન સ્થાપયેત્તત્ર પુસ્તકમ્ ॥**

૩. 'સપ્તશતી-સર્વસ્વ'ની ઉપાસનાના ક્રમમાં સૌ પહેલાં શાપોદ્ધાર-વિધિ કરવાનું અને એ પછી છ અંગો સહિત પાઠ કરવાનું નક્કી થયેલું છે. તેથી કવચ વગેરે પાઠ કરતા પહેલાં જ શાપોદ્ધાર-વિધિ કરી લેવો જોઈએ. કાત્યાયની-તંત્રમાં શાપોદ્ધાર તથા ઉત્કીલન વિધિની બીજી જ પદ્ધતિ બતાવવામાં આવી છે – 'અન્ત્યાદ્યાર્કદ્વિરુદ્રત્રિદિગબ્ધ્યઙ્કેષ્વિભર્તવઃ । અશ્વોઽશ્વ ઇતિ સર્ગાણાં શાપોદ્ધારે મનોઃ ક્રમઃ ॥' 'ઉત્કીલને ચરિત્રાણાં મધ્યાદ્યન્તમિતિ ક્રમઃ ।' - અર્થાત્ સપ્તશતીના અધ્યાયોનો તેર-એક, બાર-બે, અગિયાર-ત્રણ, દસ-ચાર, નવ-પાંચ તથા આઠ-છ - એ ક્રમમાં પાઠ કરીને અંતે સાતમા અધ્યાયનો બે વાર પાઠ કરવો. આ શાપોદ્ધાર-વિધિ છે; જ્યારે પહેલાં મધ્યમ ચરિત્રનો, પછી પ્રથમ ચરિત્રનો અને તે પછી ઉત્તર (અંતિમ) ચરિત્રનો પાઠ કરવો એ ઉત્કીલન-વિધિ છે. કેટલાક લોકોના મતે 'કીલક'માં બતાવ્યા પ્રમાણે 'દદાતિ પ્રતિગૃહ્ણાતિ'ના નિયમથી કૃષ્ણ પક્ષની આઠમ અથવા ચૌદસની તિથિએ દેવીને સર્વસ્વ-સમર્પણ કરીને, તેમના જ થઈ જઈને, તેમના પ્રસાદરૂપે પ્રત્યેક વસ્તુનો ઉપયોગ કરવો એ જ શાપોદ્ધાર અને ઉત્કીલન છે. કેટલાક લોકો કહે છે કે છ અંગો સહિત પાઠ કરવો એ જ શાપોદ્ધાર-વિધિ છે. અંગોનો ત્યાગ એ જ શાપ છે. કેટલાક વિદ્વાનોના મતે શાપોદ્ધાર-કર્મ અનિવાર્ય નથી; કારણ કે 'રહસ્ય' - અધ્યાયમાં એ સ્પષ્ટપણે કહ્યું છે કે જેને

એકવીસ-એકવીસ વાર થાય છે. આ મંત્ર આ પ્રમાણે છે – 'ૐ શ્રીં ક્લીં હ્રીં સપ્તશતિ ચંડિકે ઉત્કીલનં કુરુ કુરુ સ્વાહા ।' આ જપ કર્યા પછી આરંભમાં અને અંતે સાત-સાત વાર મૃતસંજીવની-વિદ્યાનો જપ કરવો જોઈએ, જે આ પ્રમાણે છે – 'ૐ હ્રીં હ્રીં વં વં ઐં ઐં મૃતસંજીવનિ વિદ્યે મૃતમૃત્થાપયોત્થાપય ક્રીં હ્રીં વં સ્વાહા ।' મારીચકલ્પ અનુસાર સપ્તશતી- શાપવિમોચનનો મંત્ર આ પ્રમાણે છે – 'ૐ શ્રીં શ્રીં ક્લીં હૂં ૐ ઐં ક્ષોભય મોહય ઉત્કીલય ઉત્કીલય ઠં ઠં ।' આ મંત્રનો આરંભમાં જ એકસો આઠ વાર જપ કરવો જોઈએ, પાઠના અંતે નહીં. અથવા રુદ્રયામલ મહાતંત્રની અંતર્ગત દુર્ગાકલ્પમાં કહેવાયેલા ચંડિકા-શાપવિમોચન મંત્રોનો આરંભમાં જ પાઠ કરવો જોઈએ. તે મંત્રો આ પ્રમાણે છે –

**ૐ અસ્ય શ્રીચણ્ડિકાયા બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપવિમોચનમન્ત્રસ્ય વસિષ્ઠનારદસંવાદસામવેદાધિપતિબ્રહ્માણ ઋષયઃ સર્વૈશ્વર્યકારિણી શ્રીદુર્ગા દેવતા ચરિત્રત્રયં બીજં હ્રીં શક્તિઃ ત્રિગુણાત્મસ્વરૂપચણ્ડિકાશાપવિમુક્તૌ મમ સઙ્કલ્પિતકાર્યસિદ્ધ્યર્થે જપે વિનિયોગઃ ।**

**ૐ (હ્રીં) રીં રેતઃસ્વરૂપિણ્યૈ મધુકૈટભમર્દિન્યૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્ર-શાપાદ્ વિમુક્તા ભવ ॥ ૧ ॥ ૐ શ્રીં બુદ્ધિસ્વરૂપિણ્યૈ મહિષાસુરસૈન્યનાશિન્યૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૨ ॥ ૐ રં રક્તસ્વરૂપિણ્યૈ મહિષાસુરમર્દિન્યૈ બ્રહ્મવશિષ્ઠવિશ્વામિત્રશાપાત્ વિમુક્તા ભવ ॥ ૩ ॥ ૐ ક્ષું ક્ષુધાસ્વરૂપિણ્યૈ દેવવન્દિતાયૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૪ ॥ ૐ છાં છાયાસ્વરૂપિણ્યૈ દૂતસંવાદિન્યૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૫ ॥ ૐ શં**

---

એક જ દિવસમાં સંપૂર્ણ પાઠ કરવાનો મોકો ન મળે તેણે એક દિવસે ફક્ત મધ્યમ ચરિત્રનો અને બીજા દિવસે બાકીનાં બે ચરિત્રોનો પાઠ કરવો. આ સિવાય, જેઓ દરરોજ નિયમપૂર્વક પાઠ કરે છે તેમના માટે, જો એક દિવસમાં એક પાઠ ન થઈ શકે તો એક, બે, એક, ચાર, બે, એક અને બે અધ્યાયોના ક્રમથી સાત દિવસોમાં પાઠ પૂરો કરવાનો આદેશ આપવામાં આવ્યો છે. આવી સ્થિતિમાં શાપોદ્ધાર અને કીલક કેવી રીતે સંભવી શકે? અસ્તુ. જે હોય તે, અમે તો અહીં જિજ્ઞાસુઓના લાભ ખાતર શાપોદ્ધાર અને ઉત્કીલન - બંનેનાં વિધિવિધાન આપ્યાં છે.

**શક્તિસ્વરૂપિણ્યૈ ધૂમ્રલોચનઘાતિન્યૈ બ્રહ્મવસિષ્ઠ-વિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૬ ॥ ૐ તૃં તૃષાસ્વરૂપિણ્યૈ ચણ્ડમુણ્ડવધકારિણ્યૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૭ ॥ ૐ ક્ષાં ક્ષાન્તિસ્વરૂપિણ્યૈ રક્તબીજવધકારિણ્યૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૮ ॥ ૐ જાં જાતિસ્વરૂપિણ્યૈ નિશુમ્ભવધકારિણ્યૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૯ ॥ ૐ લં લજ્જાસ્વરૂપિણ્યૈ શુમ્ભવધકારિણ્યૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૧૦ ॥ ૐ શાં શાન્તિસ્વરૂપિણ્યૈ દેવસ્તુત્યૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૧૧ ॥ ૐ શ્રં શ્રદ્ધાસ્વરૂપિણ્યૈ સકલફલદાત્ર્યૈ રાજવરપ્રદાયૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૧૩ ॥ ૐ માં માતૃસ્વરૂપિણ્યૈ અનર્ગલમહિમસહિતાયૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૧૪ ॥ ૐ હ્રીં શ્રીં દું દુર્ગાયૈ સં સર્વૈશ્વર્યકારિણ્યૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૧૫ ॥ ૐ ઐં હ્રીં ક્લીં નમઃ શિવાયૈ અભેદ્યકવચસ્વરૂપિણ્યૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૧૬ ॥ ૐ ક્રીં કાલ્યૈ કાલિ હ્રીં ફટ્ સ્વાહાયૈ ઋગ્વેદસ્વરૂપિણ્યૈ બ્રહ્મવસિષ્ઠવિશ્વામિત્રશાપાદ્ વિમુક્તા ભવ ॥ ૧૭ ॥ ૐ ઐં હ્રીં ક્લીં મહાકાલીમહાલક્ષ્મીમહાસરસ્વતીસ્વરૂપિણ્યૈ ત્રિગુણાત્મિકાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ ॥ ૧૮ ॥**

**ઈત્યેવં હિ મહામન્ત્રાન્ પઠિત્વા પરમેશ્વર ।<br>
ચણ્ડીપાઠં દિવા રાત્રૌ કુર્યાદેવ ન સંશયઃ ॥ ૧૯ ॥<br>
એવં મન્ત્રં ન જાનાતિ ચણ્ડીપાઠં કરોતિ યઃ ।<br>
આત્માનં ચૈવ દાતારં ક્ષીણં કુર્યાન્ન સંશયઃ ॥ ૨૦ ॥**

આ પ્રમાણે શાપોદ્ધાર-વિધિ કર્યા પછી અન્તર્માતૃકા, બહિર્માતૃકા વગેરે ન્યાસ કરવા. પછી શ્રીદેવીનું ધ્યાન કરીને 'રહસ્ય'માં બતાવ્યા પ્રમાણે નવ કોષ્ટક (ખાનાં)વાળા યંત્રમાં મહાલક્ષ્મી વગેરેની પૂજા કરવી. આના પછી છ અંગો સહિત 'દુર્ગાસપ્તશતી'નો પાઠ શરૂ કરવામાં આવે છે. કવચ, અર્ગલા, કીલક અને ત્રણ રહસ્યો - આ જ સપ્તશતીનાં છ અંગ માનવામાં આવ્યાં

છે. એમના ક્રમમાં પણ મતભેદ છે. 'ચિદંબરસંહિતા'માં પહેલાં અર્ગલાનો, પછી કીલકનો અને અંતે કવચનો પાઠ કરવાનું વિધાન[૧] છે; પરંતુ 'યોગરત્નાવલી'માં પાઠનો ક્રમ આના કરતાં જુદો છે. તેમાં કવચને બીજ, અર્ગલાને શક્તિ તથા કીલકને કીલક એવાં નામ આપવામાં આવ્યાં છે. જે રીતે બધા મંત્રોમાં પહેલાં બીજનું, પછી શક્તિનું તથા અંતે કીલકનું ઉચ્ચારણ થાય છે તેવી જ રીતે અહીં પણ પહેલાં કવચરૂપ બીજનો, પછી અર્ગલારૂપ શક્તિનો તથા અંતે કીલકરૂપ કીલકનો - એમ ક્રમશઃ પાઠ થવો જોઈએ.[૨] અહીં આ જ ક્રમનું અનુસરણ કરવામાં આવ્યું છે.

~~~~

---

૧ **અર્ગલં કીલકં ચાદૌ પઠિત્વા કવચં પઠેત્ ।**
**જપ્યા સપ્તશતી પશ્ચાત્ સિદ્ધિકામેન મન્ત્રિણા ॥**

૨ **કવચં બીજમાદિષ્ટમર્ગલા શક્તિરુચ્યતે ।**
**કીલકં કીલકં પ્રાહુઃ સપ્તશત્યા મહામનોઃ ॥**

**યથા સર્વમન્ત્રેષુ બીજશક્તિકીલકાનાં પ્રથમમુચ્ચારણં તથા સપ્તશતીપાઠેઽપિ કવચાર્ગલાકીલકાનાં પ્રથમં પાઠઃ સ્યાત્ ।**

આ પ્રમાણે અનેક તંત્રો (શાસ્ત્રો) અનુસાર સપ્તશતીના પાઠનો ક્રમ અનેક પ્રકારે મળે છે. આવી સ્થિતિમાં પોતાના દેશ (વિસ્તાર)માં પાઠનો જે ક્રમ પૂર્વ-પરંપરાથી પ્રચલિત હોય તેનું જ અનુસરણ કરવું એ સારું ગણાય.
~~~~

# દેવી-કવચ

ૐ અસ્ય શ્રીચણ્ડીકવચસ્ય બ્રહ્મા ઋષિ:, અનુષ્ટુપ્ છન્દ:, ચામુણ્ડા દેવતા, અઙ્ગન્યાસોક્તમાતરો બીજમ્, દિગ્બન્ધદેવતાસ્તત્ત્વમ્, શ્રીજગદમ્બાપ્રીત્યર્થે સપ્તશતીપાઠાઙ્ગત્વેન જપે વિનિયોગ: ।

ૐ નમશ્ચણ્ડિકાયૈ ॥

માર્કણ્ડેય ઉવાચ

**ૐ યદ્ગુહ્યં પરમં લોકે સર્વરક્ષાકરં નૃણામ્ ।**
**યન્ન કસ્યચિદાખ્યાતં તન્મે બ્રૂહિ પિતામહ ॥ ૧ ॥**

બ્રહ્મોવાચ

**અસ્તિ ગુહ્યતમં વિપ્ર સર્વભૂતોપકારકમ્ ।**
**દેવ્યાસ્તુ કવચં પુણ્યં તચ્છૃણુષ્વ મહામુને ॥ ૨ ॥**
**પ્રથમં શૈલપુત્રી ચ દ્વિતીયં બ્રહ્મચારિણી ।**
**તૃતીયં ચન્દ્રઘણ્ટેતિ કૂષ્માણ્ડેતિ ચતુર્થકમ્ ॥ ૩ ॥**
**પઞ્ચમં સ્કન્દમાતેતિ ષષ્ઠં કાત્યાયનીતિ ચ ।**
**સપ્તમં કાલરાત્રીતિ મહાગૌરીતિ ચાષ્ટમમ્ ॥ ૪ ॥**

---

ૐ ચંડિકાદેવીને નમસ્કાર.

**માર્કણ્ડેયજીએ કહ્યું** – હે પિતામહ! જે આ સંસારમાં પરમ ગોપનીય તથા મનુષ્યોનું બધી રીતે રક્ષણ કરનારું છે અને જેને તમે અત્યાર સુધી બીજા કોઈ સામે પ્રગટ ન કર્યું હોય એવું કોઈ સાધન મને કહી બતાવો. (૧)

**બ્રહ્માજી બોલ્યા** – હે બ્રહ્મન્! એવું સાધન તો એકમાત્ર દેવીનું કવચ જ છે, કે જે ગોપનીય કરતાં પણ પરમ ગોપનીય, પવિત્ર તથા સમસ્ત પ્રાણીઓનો ઉપકાર કરનારું છે. હે મહામુનિ! તે સાંભળો. (૨) દેવીની નવ મૂર્તિઓ છે, જેમને 'નવદુર્ગા' કહે છે. તેમનાં અલગ-અલગ નામો બતાવવામાં આવે છે. પહેલું નામ શૈલપુત્રી[1] છે.

---

૧. ગિરિરાજ હિમાલયની પુત્રી 'પાર્વતીદેવી.' જોકે આ સૌનાં અધીશ્વરી છે, તોપણ હિમાલયની તપસ્યા અને પ્રાર્થનાથી પ્રસન્ન થઈને તેઓ કૃપાપૂર્વક તેમનાં પુત્રીરૂપે પ્રગટ થયાં.

**નવમં સિદ્ધિદાત્રી ચ નવદુર્ગાઃ પ્રકીર્તિતાઃ ।**
**ઉક્તાન્યેતાનિ નામાનિ બ્રહ્મણૈવ મહાત્મના ॥ ૫ ॥**

**અગ્નિના દહ્યમાનસ્તુ શત્રુમધ્યે ગતો રણે ।**
**વિષમે દુર્ગમે ચૈવ ભયાર્તાઃ શરણં ગતાઃ ॥ ૬ ॥**

---

બીજી મૂર્તિનું નામ બ્રહ્મચારિણી[૨] છે. ત્રીજું સ્વરૂપ ચંદ્રઘંટા[૩]ના નામે પ્રસિદ્ધ છે. ચોથી મૂર્તિને કૂષ્માંડા[૪] કહે છે. પાંચમાં દુર્ગાનું નામ સ્કંદમાતા[૫] છે. દેવીના છઠ્ઠા રૂપને કાત્યાયની[૬] કહે છે. સાતમું સ્વરૂપ કાલરાત્રિ[૭] અને આઠમું સ્વરૂપ મહાગૌરી[૮]ના નામે પ્રસિદ્ધ છે. નવમાં દુર્ગાનું નામ સિદ્ધિદાત્રી[૯] છે. આ બધાં નામ સર્વજ્ઞ મહાત્મા વેદ ભગવાન વડે જ પ્રતિપાદિત થયેલાં છે. (૩-૫) જે મનુષ્ય અગ્નિમાં દાઝી રહ્યો હોય, યુદ્ધભૂમિમાં શત્રુઓથી ઘેરાઈ ગયો હોય, વિષમ સંકટમાં ફસાઈ ગયો હોય તેનું તથા આ પ્રમાણે (કોઈ) ભયથી આર્ત (સંતપ્ત) થઈને જેઓ ભગવતી દુર્ગાના શરણાગત થઈ ગયા હોય તેમનું ક્યારેય કોઈ અમંગળ થતું નથી. યુદ્ધના સમયે સંકટમાં મુકાવા છતાં પણ તેમના ઉપર કોઈ વિપત્તિ ઉદ્‌ભવતી નથી; તેમને શોક, દુઃખ અને ભય પ્રાપ્ત

---

૨. 'બ્રહ્મ ચારયિતું શીલં અસ્યાઃ સા બ્રહ્મચારિણી ।' - સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવવી એ જેમનો સ્વભાવ હોય તેઓ 'બ્રહ્મચારિણી' છે. ૩. 'ચન્દ્રઃ ઘણ્ટાયાં યસ્યાઃ સા' – આહ્લાદકારી ચંદ્રમા જેમની ઘંટામાં સ્થિત છે તે દેવીનું નામ ચંદ્રઘંટા છે. ૪. 'કુત્સિત ઊષ્મા કૂષ્મા – ત્રિવિધતાપયુતઃ સંસારઃ । સ અણ્ડે માંસપેશ્યામુદરરૂપાયાં યસ્યાઃ સા કૂષ્માણ્ડા ।' – અર્થાત્ ત્રિવિધ તાપયુક્ત સંસાર જેમના ઉદરમાં સ્થિત છે તે ભગવતી કૂષ્માંડા કહેવાય છે. ૫. છાંદોગ્ય-શ્રુતિ પ્રમાણે, ભગવતીની શક્તિથી ઉત્પન્ન થયેલા સનત્કુમારનું નામ સ્કંદ છે, તેમનાં માતા હોવાથી તેઓ સ્કંદમાતા કહેવાય છે. ૬. દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવા માટે, મહર્ષિ કાત્યાયનના આશ્રમમાં દેવી પ્રગટ થયાં અને તેમને મહર્ષિએ પોતાની પુત્રી માન્યાં, તેથી તેમની કાત્યાયની નામે પ્રસિદ્ધિ થઈ. ૭. સૌને મારનાર કાળની પણ રાત્રિ (વિનાશિની) હોવાથી તેમનું નામ કાળરાત્રિ છે. ૮. આપણે તપસ્યાથી ગૌર વર્ણ મેળવ્યો હતો, તેથી આ મહાગૌરી કહેવાયાં. ૯. સિદ્ધિ એટલે કે મોક્ષ આપનારાં હોવાથી તેમનું નામ સિદ્ધિદાત્રી છે.

ન તેષાં જાયતે કિઞ્ચિદશુભં રણસઙ્કટે ।
નાપદં તસ્ય પશ્યામિ શોકદુઃખભયં ન હિ ॥ ૭ ॥

યૈસ્તુ ભક્ત્યા સ્મૃતા નૂનં તેષાં વૃદ્ધિઃ પ્રજાયતે ।
યે ત્વાં સ્મરન્તિ દેવેશિ રક્ષસે તાન્ન સંશયઃ ॥ ૮ ॥

પ્રેતસંસ્થા તુ ચામુણ્ડા વારાહી મહિષાસના ।
ઐન્દ્રી ગજસમારૂઢા વૈષ્ણવી ગરુડાસના ॥ ૯ ॥

માહેશ્વરી વૃષારૂઢા કૌમારી શિખિવાહના ।
લક્ષ્મીઃ પદ્માસના દેવી પદ્મહસ્તા હરિપ્રિયા ॥૧૦॥

શ્વેતરૂપધરા દેવી ઈશ્વરી વૃષવાહના ।
બ્રાહ્મી હંસસમારૂઢા સર્વાભરણભૂષિતા ॥૧૧॥

ઈત્યેતા માતરઃ સર્વાઃ સર્વયોગસમન્વિતાઃ ।
નાનાભરણશોભાઢ્યા નાનારત્નોપશોભિતાઃ ॥૧૨॥

---

થતાં નથી. (૬-૭)

જેમણે ભક્તિપૂર્વક દેવીનું સ્મરણ કર્યું છે, નક્કી જ તેમનો અભ્યુદય થાય છે. હે દેવેશ્વરી! જેઓ તમારું ચિંતન કરે છે તેમનું તમે નિઃસંદેહ રક્ષણ કરો છો. (૮) ચામુંડા દેવી પ્રેત પર આરૂઢ હોય છે; વારાહી પાડા પર સવારી કરે છે; ઐન્દ્રીનું વાહન (ઐરાવત) હાથી છે; વૈષ્ણવી ગરુડ પર આસન જમાવે છે; (૯) માહેશ્વરી વૃષભ (આકલા) પર આરૂઢ થાય છે; કૌમારીનું વાહન મોર છે; ભગવાન વિષ્ણુનાં પ્રિયતમા શ્રીલક્ષ્મી કમળના આસન પર વિરાજમાન છે અને હાથોમાં કમળ ધારણ કરેલાં છે. (૧૦) વૃષભ પર આરૂઢ થયેલાં દેવી ઈશ્વરીએ શ્વેત રૂપ ધારણ કરી રાખ્યું છે. દેવી બ્રાહ્મી હંસ પર બેસેલાં છે અને બધા પ્રકારનાં આભૂષણોથી વિભૂષિત છે. (૧૧) આ પ્રમાણે આ બધી જ માતાઓ બધા પ્રકારની યોગશક્તિઓથી સંપન્ન છે. આ સિવાય, અન્ય પણ ઘણીબધી દેવીઓ છે, કે જેઓ અનેકવિધ આભૂષણોની શોભાથી યુક્ત તથા અનેકવિધ રત્નોથી સુશોભિત છે. (૧૨)

દૃશ્યન્તે રથમારૂઢા દેવ્યઃ ક્રોધસમાકુલાઃ ।
શઙ્ખં ચક્રં ગદાં શક્તિં હલં ચ મુસલાયુધમ્ ॥ ૧૩ ॥

ખેટકં તોમરં ચૈવ પરશું પાશમેવ ચ ।
કુન્તાયુધં ત્રિશૂલં ચ શાર્ઙ્ગમાયુધમુત્તમમ્ ॥ ૧૪ ॥

દૈત્યાનાં દેહનાશાય ભક્તાનામભયાય ચ ।
ધારયન્ત્યાયુધાનીત્થં દેવાનાં ચ હિતાય વૈ ॥ ૧૫ ॥

નમસ્તેઽસ્તુ મહારૌદ્રે મહાઘોરપરાક્રમે ।
મહાબલે મહોત્સાહે મહાભયવિનાશિનિ ॥ ૧૬ ॥

ત્રાહિ માં દેવિ દુષ્પ્રેક્ષ્યે શત્રૂણાં ભયવર્ધિનિ ।
પ્રાચ્યાં રક્ષતુ મામૈન્દ્રી આગ્નેય્યામગ્નિદેવતા ॥ ૧૭ ॥

દક્ષિણેઽવતુ વારાહી નૈર્ઋત્યાં ખડ્ગધારિણી ।
પ્રતીચ્યાં વારુણી રક્ષેદ્ વાયવ્યાં મૃગવાહિની ॥ ૧૮ ॥

---

આ સમસ્ત દેવીઓ ક્રોધ-ભરેલી છે અને ભક્તોનું રક્ષણ કરવા માટે રથમાં બેસેલી દેખાય છે. આ (દેવીઓ) પોતાના હાથોમાં શંખ, ચક્ર, ગદા, શક્તિ, હળ અને મુસળ (સાંબેલું), ખેટક (ઢાલ) અને તોમર, પરશુ (કુહાડી) તથા પાશ, કુંત અને ત્રિશૂળ તેમ જ ઉત્તમ શાર્ઙ્ગધનુષ્ય વગેરે અસ્ત્ર-શસ્ત્રો ધારણ કરે છે. દૈત્યોનાં શરીરનો નાશ કરવો, ભક્તોને અભયદાન આપવું અને દેવતાઓનું હિત કરવું - આ જ તેમના શસ્ત્ર-ધારણનો ઉદ્દેશ્ય છે. (૧૩-૧૫)

('કવચ'નો આરંભ કરતા પહેલાં આ પ્રકારે પ્રાર્થના કરવી જોઈએ —) મહારૌદ્રરૂપ, અત્યંત ઘોરપરાક્રમી, મહાબલવતી અને મહા-ઉત્સાહયુક્ત હે દેવી! તમે મહાન ભયનો નાશ કરનારાં છો; તમને નમસ્કાર છે. (૧૬) તમારી સામે જોવું પણ મુશ્કેલ છે. શત્રુઓનો ભય વધારનારાં હે જગદંબિકા! મારું રક્ષણ કરો. પૂર્વ દિશામાં ઐન્દ્રી (ઈન્દ્રશક્તિ) મારું રક્ષણ કરે; અગ્નિ ખૂણામાં અગ્નિશક્તિ, દક્ષિણ દિશામાં વારાહી તથા નૈર્ઋત્ય ખૂણામાં ખડ્ગધારિણી મારું રક્ષણ કરે; પશ્ચિમ દિશામાં વારુણી અને વાયવ્ય ખૂણામાં મૃગવાહિની (મૃગ પર સવારી કરનારાં દેવી) મારું રક્ષણ કરે; (૧૭-૧૮)

ઉદીચ્યાં પાતુ કૌમારી ઐશાન્યાં શૂલધારિણી ।
ઊર્ધ્વં બ્રહ્માણિ મે રક્ષેદધસ્તાદ્ વૈષ્ણવી તથા ॥ ૧૯ ॥

એવં દશ દિશો રક્ષેચ્ચામુણ્ડા શવવાહના ।
જયા મે ચાગ્રતઃ પાતુ વિજયા પાતુ પૃષ્ઠતઃ ॥ ૨૦ ॥

અજિતા વામપાર્શ્વે તુ દક્ષિણે ચાપરાજિતા ।
શિખામુદ્યોતિની રક્ષેદુમા મૂર્ધ્નિ વ્યવસ્થિતા ॥ ૨૧ ॥

માલાધરી લલાટે ચ ભ્રુવૌ રક્ષેદ્ યશસ્વિની ।
ત્રિનેત્રા ચ ભ્રુવોર્મધ્યે યમઘણ્ટા ચ નાસિકે ॥ ૨૨ ॥

શઙ્ખિની ચક્ષુષોર્મધ્યે શ્રોત્રયોર્દ્વારવાસિની ।
કપોલૌ કાલિકા રક્ષેત્કર્ણમૂલે તુ શાઙ્કરી ॥ ૨૩ ॥

નાસિકાયાં સુગન્ધા ચ ઉત્તરોષ્ઠે ચ ચર્ચિકા ।
અધરે ચામૃતકલા જિહ્વાયાં ચ સરસ્વતી ॥ ૨૪ ॥

---

ઉત્તર દિશામાં કૌમારી અને ઈશાન ખૂણામાં શૂલધારિણી દેવી (મારું) રક્ષણ કરે. હે બ્રહ્માણી! તમે ઉપરની બાજુએથી મારું રક્ષણ કરો અને વૈષ્ણવી દેવી નીચેની બાજુએથી મારું રક્ષણ કરે. (૧૯) આ જ પ્રમાણે શબવાહના (શબ જેમનું વાહન છે તે) ચામુંડા દેવી દશે દિશાઓમાં મારું રક્ષણ કરે. જયા આગળની બાજુએ અને વિજયા પાછળની બાજુએ મારું રક્ષણ કરે. (૨૦) ડાબા ભાગે અજિતા અને જમણા ભાગે અપરાજિતા (મારું) રક્ષણ કરે. ઉદ્યોતિની શિખાનું રક્ષણ કરે અને ઉમા મારા મસ્તક પર વિરાજિત થઈને (મારું) રક્ષણ કરે. (૨૧) માલાધરી (મારા) કપાળનું અને યશસ્વિની મારી ભમરોનું રક્ષણ કરે. ત્રિનેત્રા ભમરોના મધ્ય-ભાગનું અને યમઘંટા નાસિકાઓનું રક્ષણ કરે. (૨૨) શંખિણી બંને આંખોના મધ્ય-ભાગનું અને દ્વારવાસિની કાનોનું રક્ષણ કરે. કાલિકા ગાલોનું તથા શાંકરી કાનોના મૂળ-ભાગનું રક્ષણ કરે. (૨૩) સુગંધા નાસિકાનું અને ચર્ચિકા ઉપરના હોઠનું રક્ષણ કરે. અમૃતકલા નીચેના હોઠનું અને સરસ્વતી જીભનું રક્ષણ કરે. (૨૪)

દન્તાન્ રક્ષતુ કૌમારી કણ્ઠદેશે તુ ચણ્ડિકા ।
ઘણ્ટિકાં ચિત્રઘણ્ટા ચ મહામાયા ચ તાલુકે ॥ ૨૫ ॥

કામાક્ષી ચિબુકં રક્ષેદ્ વાચં મે સર્વમઙ્ગલા ।
ગ્રીવાયાં ભદ્રકાલી ચ પૃષ્ઠવંશે ધનુર્ધરી ॥ ૨૬ ॥

નીલગ્રીવા બહિ:કણ્ઠે નલિકાં નલકૂબરી ।
સ્કન્ધયોઃ ખડ્ગિની રક્ષેદ્ બાહૂ મે વજ્રધારિણી ॥ ૨૭ ॥

હસ્તયોર્દણ્ડિની રક્ષેદમ્બિકા ચાઙ્ગુલીષુ ચ ।
નખાઞ્છૂલેશ્વરી રક્ષેત્કુક્ષૌ રક્ષેત્કુલેશ્વરી ॥ ૨૮ ॥

સ્તનૌ રક્ષેન્મહાદેવી મનઃ શોકવિનાશિની ।
હૃદયે લલિતા દેવી ઉદરે શૂલધારિણી ॥ ૨૯ ॥

નાભૌ ચ કામિની રક્ષેદ્ ગુહ્યં ગુહ્યેશ્વરી તથા ।
પૂતના કામિકા મેઢ્રં ગુદે મહિષવાહિની ॥ ૩૦ ॥

---

કૌમારી દાંતોનું અને ચંડિકા કંઠભાગનું રક્ષણ કરે. ચિત્રઘંટા ગળાની ઘંટિકાનું અને મહામાયા તાળવાનું રક્ષણ કરે. (૨૫) કામાક્ષી દાઢીનું અને સર્વમંગલ મારી વાણીનું રક્ષણ કરે. મહાકાળી કંઠનું અને ધનુર્ધરી પૃષ્ઠવંશ (મેરુદંડ - કરોડ)નું રક્ષણ કરે. (૨૬) નીલગ્રીવા કંઠના બાહ્ય-ભાગનું અને નલકૂબરી કંઠનળીનું રક્ષણ કરે. ખડ્ગિની બંને ખભાઓનું અને વજ્રધારિણી મારી બંને ભુજાઓનું રક્ષણ કરે. (૨૭) દંડી બંને હાથોનું અને અંબિકા આંગળીઓનું રક્ષણ કરે. શૂલેશ્વરી નખોનું રક્ષણ કરે અને કુલેશ્વરી કૂખ (પેટ)નું રક્ષણ કરે. (૨૮) મહાદેવી બંને સ્તનોનું અને શોકવિનાશિની મનનું રક્ષણ કરે. લલિતાદેવી હૃદયનું અને શૂલધારિણી ઉદરનું રક્ષણ કરે. (૨૯) કામિની નાભિનું અને ગુહ્યેશ્વરી ગુહ્યભાગ (ગુપ્તાંગ)નું રક્ષણ કરે. પૂતના તથા કામિકા લિંગનું અને મહિષવાહિની ગુદાનું રક્ષણ કરે. (૩૦)

કટ્યાં ભગવતી રક્ષેજ્જાનુની વિન્ધ્યવાસિની ।
જઙ્ઘે મહાબલા રક્ષેત્સર્વકામપ્રદાયિની ॥ ૩૧ ॥

ગુલ્ફયોર્નારસિંહી ચ પાદપૃષ્ઠે તુ તૈજસી ।
પાદાઙ્ગુલીષુ શ્રી રક્ષેત્પાદાધસ્તલવાસિની ॥ ૩૨ ॥

નખાન્ દંષ્ટ્રાકરાલી ચ કેશાંશ્ચૈવોર્ધ્વકેશિની ।
રોમકૂપેષુ કૌબેરી ત્વચં વાગીશ્વરી તથા ॥ ૩૩ ॥

રક્તમજ્જાવસામાંસાન્યસ્થિતમેદાંસિ પાર્વતી ।
અન્ત્રાણિ કાલરાત્રિશ્ચ પિત્તં ચ મુકુટેશ્વરી ॥ ૩૪ ॥

પદ્માવતી પદ્મકોશે કફે ચૂડામણિસ્તથા ।
જ્વાલામુખી નખજ્વાલામભેદ્યા સર્વસન્ધિષુ ॥ ૩૫ ॥

શુક્રં બ્રહ્માણિ મે રક્ષેચ્છાયાં છત્રેશ્વરી તથા ।
અહઙ્કારં મનો બુદ્ધિં રક્ષેન્મે ધર્મધારિણી ॥ ૩૬ ॥

---

ભગવતી કટિપ્રદેશ (કેડ)નું અને વિંધ્યવાસિની ઘૂંટણોનું રક્ષણ કરે. સર્વકામનાઓ પૂરી કરનારાં મહાબલી બંને પિંડીઓનું રક્ષણ કરે. (૩૧) નારસિંહી બંને ઢીંચણોનું અને તૈજસી બંને પગોના પૃષ્ઠભાગનું રક્ષણ કરે. શ્રીદેવી પગોની આંગળીઓનું અને તલવાસિની પગોનાં તળિયાંઓનું રક્ષણ કરે. (૩૨) પોતાની (વિકરાળ) દાઢોને કારણે ભયંકર દેખાતાં દંષ્ટ્રાકરાલી નખોનું અને ઊર્ધ્વકેશિની વાળનું રક્ષણ કરે. કૌબેરી રુવાંટાંનાં છિદ્રોનું અને વાગેશ્વરી ત્વચાનું રક્ષણ કરે. (૩૩) પાર્વતી રક્ત, મજ્જા, વસા, માંસ, હાડકાં અને મેદ (ચરબી)નું રક્ષણ કરે તથા કાલરાત્રિ આંતરડાંઓનું અને મુકટેશ્વરી પિત્તનું રક્ષણ કરે. (૩૪) પદ્માવતી (મૂળ આધારરૂપ) કમળકોશોનું અને ચૂડામણી કફનું રક્ષણ કરે. જ્વાળામુખી નખોના તેજનું અને (જેમનું કોઈ પણ અસ્ત્ર-શસ્ત્રથી છેદન થઈ શકતું નથી તે) અભેદ્યા સમસ્ત સાંધાઓનું રક્ષણ કરે. (૩૫) હે બ્રહ્માણી! તમે મારા વીર્યનું રક્ષણ કરો. છત્રેશ્વરી છાયાનું તથા ધર્મધારિણી મારા અહંકાર, મન અને બુદ્ધિનું રક્ષણ કરે. (૩૬)

પ્રાણાપાનૌ તથા વ્યાનમુદાનં ચ સમાનકમ્ ।
વજ્રહસ્તા ચ મે રક્ષેત્પ્રાણં કલ્યાણશોભના ॥ ૩૭ ॥

રસે રૂપે ચ ગન્ધે ચ શબ્દે સ્પર્શે ચ યોગિની ।
સત્ત્વં રજસ્તમશ્ચૈવ રક્ષેન્નારાયણી સદા ॥ ૩૮ ॥

આયૂ રક્ષતુ વારાહી ધર્મં રક્ષતુ વૈષ્ણવી ।
યશઃ કીર્તિં ચ લક્ષ્મીં ચ ધનં વિદ્યાં ચ ચક્રિણી ॥ ૩૯ ॥

ગોત્રમિન્દ્રાણિ મે રક્ષેત્પશૂન્મે રક્ષ ચણ્ડિકે ।
પુત્રાન્ રક્ષેન્મહાલક્ષ્મીર્ભાર્યાં રક્ષતુ ભૈરવી ॥ ૪૦ ॥

પન્થાનં સુપથા રક્ષેન્માર્ગં ક્ષેમકરી તથા ।
રાજદ્વારે મહાલક્ષ્મીર્વિજયા સર્વતઃ સ્થિતા ॥ ૪૧ ॥

રક્ષાહીનં તુ યત્સ્થાનં વર્જિતં કવચેન તુ ।
તત્સર્વં રક્ષ મે દેવિ જયન્તી પાપનાશિની ॥ ૪૨ ॥

---

(હાથમાં વજ્ર ધારણ કરનારાં) વજ્રહસ્તા મારા પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન વાયુનું રક્ષણ કરે. કલ્યાણથી શોભતાં દેવી કલ્યાણશોભના મારા પ્રાણનું રક્ષણ કરે. (૩૭) યોગિની અનુભૂતિગમ્ય રસ, રૂપ, ગંધ, શબ્દ અને સ્પર્શનું રક્ષણ કરે તથા નારાયણી સત્ત્વ, રજ અને તમ - ગુણોનું સદા રક્ષણ કરે. (૩૮) વારાહી આયુષ્યનું રક્ષણ કરે, વૈષ્ણવની ધર્મનું રક્ષણ કરે તથા (ચક્રધારણ કરનારાં) દેવી ચક્રિણી યશ, કીર્તિ, લક્ષ્મી, ધન અને વિદ્યાનું રક્ષણ કરે. (૩૯) હે ઈન્દ્રાણી! તમે મારા ગોત્રનું રક્ષણ કરો. હે ચંડિકા! તમે મારાં પશુઓનું રક્ષણ કરો. મહાલક્ષ્મી પુત્રોનું રક્ષણ કરે અને ભૈરવી (મારી) પત્નીનું રક્ષણ કરે. (૪૦) સુપથા મારા પથનું અને ક્ષેમ-કરી મારા માર્ગનું રક્ષણ કરે. મહાલક્ષ્મી રાજદ્વારી કાર્યોમાં મારું રક્ષણ કરે તથા ચારે બાજુ પ્રવર્તતાં વિજયા મારું સમસ્ત ભયોમાંથી રક્ષણ કરે. (૪૧)

હે દેવી! જે સ્થાન 'કવચ'માં કહેવાયું નથી અને તેથી રક્ષણ વિનાનું છે તેવાં બધાં સ્થાનો તમારા વડે સુરક્ષિત થાય; કારણ કે તમે વિજયશાળી અને પાપવિનાશિની છો. (૪૨)

પદમેકં ન ગચ્છેત્તુ યદીચ્છેચ્છુભમાત્મનઃ।
કવચેનાવૃતો નિત્યં યત્ર યત્રૈવ ગચ્છતિ ॥ ૪૩ ॥

તત્ર તત્રાર્થલાભશ્ચ વિજયઃ સાર્વકામિકઃ।
યં યં ચિન્તયતે કામં તં તં પ્રાપ્નોતિ નિશ્ચિતમ્।
પરમૈશ્વર્યમતુલં પ્રાપ્સ્યતે ભૂતલે પુમાન્ ॥ ૪૪ ॥

નિર્ભયો જાયતે મર્ત્યઃ સઙ્ગ્રામેષ્વપરાજિતઃ।
ત્રૈલોક્યે તુ ભવેત્પૂજ્યઃ કવચેનાવૃતઃ પુમાન્ ॥ ૪૫ ॥

ઈદં તુ દેવ્યાઃ કવચં દેવાનામપિ દુર્લભમ્।
યઃ પઠેત્પ્રયતો નિત્યં ત્રિસન્ધ્યં શ્રદ્ધયાન્વિતઃ ॥ ૪૬ ॥

દૈવી કલા ભવેત્તસ્ય ત્રૈલોક્યેષ્વપરાજિતઃ।
જીવેદ્ વર્ષશતં સાગ્રમપમૃત્યુવિવર્જિતઃ ॥ ૪૭ ॥

---

મનુષ્ય જો પોતાના શરીરનું ભલું ઈચ્છે છે તો તેણે 'કવચ' (નો પાઠ કર્યા) વિના એક ડગલું પણ નહીં ભરવું, કવચનો પાઠ કરીને જ યાત્રા કરવી. 'કવચ' (-પાઠ) વડે બધી બાજુએથી સુરક્ષિત થયેલો મનુષ્ય જ્યાં-જ્યાં પણ જાય છે ત્યાં-ત્યાં તેને ધન-લાભ થાય છે તથા સઘળી કામનાઓને સિદ્ધ કરનારો વિજય પ્રાપ્ત થાય છે; તે જે-જે અભીષ્ટ વસ્તુનું ચિંતન કરે છે તેને-તેને તે અચૂકપણે પ્રાપ્ત કરી લે છે. તે મનુષ્ય આ પૃથ્વી પર અતુલનીય પરમ ઐશ્વર્ય પામે છે. (૪૩-૪૪) 'કવચ'થી સુરક્ષિત મનુષ્ય નિર્ભય થઈ જાય છે, યુદ્ધમાં તેનો પરાજય થતો નથી તથા તે ત્રણે લોકમાં પૂજનીય થાય છે. (૪૫) આ 'દેવીકવચ' દેવતાઓને પણ દુર્લભ છે. જે દરરોજ ત્રણે સંધ્યાઓ વેળાએ શ્રદ્ધાપૂર્વક (નિયમિત રીતે) આનો પાઠ કરે છે તેને દૈવી કલા પ્રાપ્ત થાય છે તથા તે ત્રણે લોકમાં ક્યાંય પણ પરાજિત થતો નથી. એટલું જ નહીં, તે અપમૃત્યુ[૧]થી રહિત થઈને સો કરતાં પણ વધુ વર્ષો સુધી જીવતો રહે છે. (૪૬-૪૭)

---

૧. અકાળે મૃત્યુ અથવા આગ, પાણી, વીજળી, સર્પદંશ વગેરેથી થતા મૃત્યુને અપમૃત્યુ કહે છે.

**નશ્યન્તિ વ્યાધયઃ સર્વે લૂતાવિસ્ફોટકાદયઃ ।**
**સ્થાવરં જઙ્ગમં ચૈવ કૃત્રિમં ચાપિ યદ્વિષમ્ ॥ ૪૮ ॥**

**અભિચારાણિ સર્વાણિ મન્ત્રયન્ત્રાણિ ભૂતલે ।**
**ભૂચરાઃ ખેચરાશ્ચૈવ જલજાશ્ચૌપદેશિકાઃ ॥ ૪૯ ॥**

**સહજા કુલજા માલા ડાકિની શાકિની તથા ।**
**અન્તરિક્ષચરા ઘોરા ડાકિન્યશ્ચ મહાબલાઃ ॥ ૫૦ ॥**

**ગ્રહભૂતપિશાચાશ્ચ યક્ષગન્ધર્વરાક્ષસાઃ ।**
**બ્રહ્મરાક્ષસવેતાલાઃ કૂષ્માણ્ડા ભૈરવાદયઃ ॥ ૫૧ ॥**

**નશ્યન્તિ દર્શનાત્તસ્ય કવચે હૃદિ સંસ્થિતે ।**
**માનોન્નતિર્ભવેદ્ રાજ્ઞસ્તેજોવૃદ્ધિકરં પરમ્ ॥ ૫૨ ॥**

---

તેની શીતળા, કોઢ વગેરે સઘળી વ્યાધિઓ નષ્ટ થઈ જાય છે. કનેર, ભાંગ, અફીણ, ધતૂરો વગેરેનું સ્થાવર વિષ, સાપ-વીંછી વગેરેના કરડવાથી ચડતું જંગમ વિષ તથા અહિફેન અને તેલના મિશ્રણ વગેરેથી બનતું કૃત્રિમ વિષ - આ બધા પ્રકારનાં વિષ ઊતરી જાય છે, તેમની કશી અસર થતી નથી. (૪૮) આ પૃથ્વી પર મારણ, મોહન વગેરે જેટલા અભિચાર-પ્રયોગો છે તથા આ પ્રકારના જેટલા મંત્રો, યંત્રો વગેરે છે તે બધાંય, આ 'કવચ'ને હૃદયમાં ધારણ કરી લેવાથી, તે મનુષ્યના દેખતાં જ નષ્ટ થઈ જાય છે. આ જ નહીં, પૃથ્વી પર વિચરનારા ગ્રામદેવતા, આકાશમાં વિચરનારા વિશેષ દેવો, જળના સંબંધથી પ્રગટતા ગણ-દેવો, ઉપદેશમાત્રથી સાધી શકાતા નિમ્ન કક્ષાના દેવતાઓ, પોતાના જન્મની સાથે જ પ્રગટ થતા દેવતા, કુળદેવતા, માલા (કંઠમાળા વગેરે), ડાકણ, શાકણ, અંતરિક્ષમાં વિચરતી અતિબળવતી ભયાનક ડાકણો, ગ્રહો, ભૂતો, પિશાચો, યક્ષો, ગંધર્વો, રાક્ષસો, બ્રહ્મરાક્ષસ, વેતાળ, કૂષ્માંડ, ભૈરવ વગેરે અનિષ્ટકારી દેવતાઓ પણ જો હૃદયમાં કવચ ધારણ કરેલું હોય તો તે મનુષ્યના દેખતાં જ ભાગી જાય છે. કવચ ધારણ કરનારા મનુષ્યને રાજા તરફથી સમ્માન-વૃદ્ધિ મળે છે. આ કવચ મનુષ્યના તેજની વૃદ્ધિ કરનારું અને ઉત્તમ છે. (૪૯-૫૨)

યશસા વર્ધતે સોઽપિ કીર્તિમણ્ડિતભૂતલે ।
જપેત્સપ્તશતીં ચણ્ડીં કૃત્વા તુ કવચં પુરા ॥ ૫૩ ॥

યાવદ્ભૂમણ્ડલં ધત્તે સશૈલવનકાનનમ્ ।
તાવત્તિષ્ઠતિ મેદિન્યાં સન્તતિઃ પુત્રપૌત્રિકી ॥ ૫૪ ॥

દેહાન્તે પરમં સ્થાનં યત્સુરૈરપિ દુર્લભમ્ ।
પ્રાપ્નોતિ પુરુષો નિત્યં મહામાયાપ્રસાદતઃ ॥ ૫૫ ॥

લભતે પરમં રૂપં શિવેન સહ મોદતે ॥ ૐ ॥ ૫૬ ॥

ઈતિ દેવ્યાઃ કવચં સમ્પૂર્ણમ્

~~~~

---

કવચનો પાઠ કરનારો મનુષ્ય પોતાની કીર્તિથી વિભૂષિત થઈને પૃથ્વી પર પોતાના સુયશની સાથોસાથ વૃદ્ધિને પામે છે. જે પહેલાં 'કવચ'નો પાઠ કરીને, એ પછી સપ્તશતી ચંડીપાઠ કરે છે તેની જ્યાં સુધી પર્વત, વન, કાનનથી યુક્ત આ પૃથ્વી રહે છે ત્યાં સુધી અહીં પુત્રો-પૌત્રો વગેરે સંતાન-પરંપરા બનેલી રહે છે (કાયમ રહે છે). (૫૩-૫૪) પછી, દેહાન્ત થતાં તે મનુષ્ય ભગવતી મહામાયાની કૃપાથી તે નિત્ય (શાશ્વત) પરમ પદને પ્રાપ્ત કરે છે, કે જે દેવતાઓને પણ દુર્લભ છે. (૫૫) તે સુંદર દિવ્ય રૂપ ધારણ કરે છે અને કલ્યાણમય શિવની સાથે આનંદનો ભાગી (ભોક્તા) થાય છે. (૫૬)

**દેવી-કવચ સમાપ્ત.**

~~~~

# અર્ગલા-સ્તોત્ર

**ॐ અસ્ય શ્રીઅર્ગલાસ્તોત્રમન્ત્રસ્ય વિષ્ણુર્ઋષિઃ, અનુષ્ટુપ્ છન્દઃ, શ્રીમહાલક્ષ્મીર્દેવતા, શ્રીજગદમ્બાપ્રીતયે સપ્તશતીપાઠાઙ્ગત્વેન જપે વિનિયોગઃ ॥**

**ॐ નમશ્ચણ્ડિકાયૈ ॥**

માર્કણ્ડેય ઉવાચ

**ॐ જયન્તી મઙ્ગલા કાલી ભદ્રકાલી કપાલિની ।**
**દુર્ગા ક્ષમા શિવા ધાત્રી સ્વાહા સ્વધા નમોઽસ્તુ તે ॥ ૧ ॥**

---

ॐ ચંડિકાદેવીને નમસ્કાર!

**માર્કણ્ડેયજી કહે છે** – જયન્તી[૧], મંગલા[૨], કાળી[૩], ભદ્રકાળી[૪], કપાલિની[૫], દુર્ગા[૬], ક્ષમા[૭], શિવા[૮], ધાત્રી[૯], સ્વાહા[૧૦] અને સ્વધા[૧૧] – આ

---

૧. 'જયતિ સર્વોત્કર્ષેણ વર્તતે ઇતિ જયન્તી' – સૌથી ઉત્કૃષ્ટ અને વિજયશાલિની. ૨. 'મઙ્ગં જનનમરણાદિરૂપં સર્પણં ભક્તાનાં લાતિ ગૃહ્ણાતિ નાશયતિ યા સા મઙ્ગલા મોક્ષપદા ।' – જે પોતાના ભક્તોના જન્મ-મરણ વગેરે સંસારબંધનને દૂર કરે છે તે મોક્ષદાયિની મંગલમયી દેવીનું નામ મંગલા છે. ૩. 'કલયતિ ભક્ષયતિ પ્રલયકાળે સર્વમિતિ કાલી ।' - જે પ્રલયકાળે સમગ્ર સૃષ્ટિને પોતાનો ગ્રાસ (કોળિયો) બનાવી લે છે તે કાળી છે. ૪. 'ભદ્રં મઙ્ગલં સુખં વા કલયતિ સ્વીકરોતિ ભક્તેભ્યો દાતુમિતિ ભદ્રકાલી સુખપ્રદા ।' – જે પોતાના ભક્તોને આપવા માટે જ ભદ્ર, સુખ અથવા મંગળનો સ્વીકાર કરે છે તે ભદ્રકાળી છે. ૫. હાથમાં કપાલ (ખોપરી) અને ગળામાં મુંડમાળા ધારણ કરનારાં તે કપાલિની. ૬. 'દુઃખેન અષ્ટાઙ્ગયોગકર્મોપાસનારૂપેણ ક્લેશેન ગમ્યતે પ્રાપ્યતે યા સા દુર્ગા ।' – જે અષ્ટાંગયોગ, કર્મ તેમ જ ઉપાસનારૂપી દુઃસાધ્ય સાધનથી પ્રાપ્ત થાય છે તે જગદંબિકા દુર્ગા કહેવાય છે. ૭. 'ક્ષમતે સહતે ભક્તાનામન્યેષાં વા સર્વાનપરાધાન્ જનનીત્વેનાતિશયકરુણામયસ્વભાવાદિતિ ક્ષમા ।' સમગ્ર જગતની જનની હોવાથી અત્યંત કરુણામય સ્વભાવ હોવાને કારણે જે ભક્તોના તેમ જ બીજાઓના પણ તમામ અપરાધો માફ (ક્ષમા) કરે છે તેમનું નામ ક્ષમા છે. ૮. સૌનું શિવ એટલે કે કલ્યાણ કરનારાં જગદંબાને શિવા કહે છે. ૯. સમગ્ર પ્રપંચને ધારણ કરવાને કારણે ભગવતીનું નામ ધાત્રી છે. ૧૦. સ્વાહા-રૂપે યજ્ઞભાગ ગ્રહણ કરીને દેવતાઓનું પોષણ કરનારાં તે સ્વાહા. ૧૧. સ્વધા-રૂપે શ્રાદ્ધ અને તર્પણનો સ્વીકાર કરીને પિતૃઓનું પોષણ કરનારાં તે સ્વધા.

જય ત્વં દેવિ ચામુણ્ડે જય ભૂતાર્તિહારિણિ।
જય સર્વગતે દેવિ કાલરાત્રિ નમોઽસ્તુ તે ॥ ૨ ॥
મધુકૈટભવિદ્રાવિવિધાતૃવરદે નમઃ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૩ ॥
મહિષાસુરનિર્ણાશિ ભક્તાનાં સુખદે નમઃ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૪ ॥
રક્તબીજવધે દેવિ ચણ્ડમુણ્ડવિનાશિનિ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૫ ॥
શુમ્ભસ્યૈવ નિશુમ્ભસ્ય ધૂમ્રાક્ષસ્ય ચ મર્દિનિ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૬ ॥
વન્દિતાઙ્ઘ્રિયુગે દેવિ સર્વસૌભાગ્યદાયિનિ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૭ ॥

---

નામોથી પ્રસિદ્ધ હે જગદંબિકા! તમને મારા નમસ્કાર હો. હે દેવી ચામુંડા! તમારો જય થાઓ. સમસ્ત પ્રાણીઓની પીડા હરનારાં હે દેવી! તમારો જય થાઓ. સૌમાં વ્યાપ્ત રહેનારાં હે દેવી! તમારો જય થાઓ. હે કાલરાત્રિ! તમને નમસ્કાર હો (૧-૨) મધુ અને કૈટભને મારનારાં તથા બ્રહ્માજીને વરદાન આપનારાં હ દેવી! તમને નમસ્કાર છે. તમે મને રૂપ (આત્મસ્વરૂપનું જ્ઞાન) આપો, જય (મોહ પર વિજય) આપો, યશ (મોહવિજય તથા જ્ઞાનપ્રાપ્તિ-રૂપી યશ) આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૩) મહિષાસુરનો નાશ કરનારાં તથા ભક્તોને સુખ આપનારાં હે દેવી! તમને નમસ્કાર છે. તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૪) રક્તબીજનો વધ અને ચંડ-મુંડનો વિનાશ કરનારાં હે દેવી! તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૫) શુંભ-નિશુંભ તથા ધ્રૂમ્રલોચનનું મર્દન હરનારાં હે દેવી! તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૬) સૌ વડે વંદિત ચરણયુગ્મવાળાં તથા સંપૂર્ણ સૌભાગ્ય આપનારાં હે દેવી! તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૭)

અચિન્ત્યરૂપચરિતે સર્વશત્રુવિનાશિનિ ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૮ ॥

નતેભ્યઃ સર્વદા ભક્ત્યા ચણ્ડિકે દુરિતાપહે ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૯ ॥

સ્તુવદ્‌ભ્યો ભક્તિપૂર્વં ત્વાં ચણ્ડિકે વ્યાધિનાશિનિ ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥૧૦॥

ચણ્ડિકે સતતં યે ત્વામર્ચયન્તીહ ભક્તિતઃ ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥૧૧॥

દેહિ સૌભાગ્યમારોગ્યં દેહિ મે પરમં સુખમ્ ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥૧૨॥

વિધેહિ દ્વિષતાં નાશં વિધેહિ બલમુચ્ચકૈઃ ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥૧૩॥

---

હે દેવી! તમારાં રૂપ અને ચરિત્ર અચિંત્ય છે. તમે સમસ્ત શત્રુઓનો નાશ કરનારાં છો. તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૮) પાપોને હરનારાં હે ચંડિકા! જેઓ તમારાં ચરણોમાં હંમેશાં ભક્તિપૂર્વક મસ્તક નમાવે છે તેમને રૂપ આપો, જય આપો, યશ આપો અને તેમના કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૯) વ્યાધિઓનો નાશ કરનારાં હે ચંડિકા! જેઓ ભક્તિપૂર્વક તમારી સ્તુતિ કરે છે તેમને રૂપ આપો, જય આપો, યશ આપો અને તેમના કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૧૦) હે ચંડિકા! જેઓ આ સંસારમાં ભક્તિપૂર્વક તારી પૂજા કરે છે તેમને રૂપ આપો, જય આપો, યશ આપો અને તેમના કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૧૧) મને સૌભાગ્ય અને આરોગ્ય આપો. પરમ સુખ આપો. રૂપ આપો, જય આપો, યશ આપો અને મારા કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૧૨) જેઓ મારી સાથે દ્વેષ રાખે છે તેમનો નાશ કરો અને મારા બળની વૃદ્ધિ કરો. રૂપ આપો, જય આપો, યશ આપો અને મારા કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૧૩)

વિધેહિ દેવિ કલ્યાણં વિધેહિ પરમાં શ્રિયમ્ ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૧૪ ॥

સુરાસુરશિરોરત્નનિઘૃષ્ટચરણેઽમ્બિકે ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૧૫ ॥

વિદ્યાવન્તં યશસ્વન્તં લક્ષ્મીવન્તં જનં કુરુ ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૧૬ ॥

પ્રચણ્ડદૈત્યદર્પઘ્ને ચણ્ડિકે પ્રણતાય મે ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૧૭ ॥

ચતુર્ભુજે ચતુર્વક્ત્રસંસ્તુતે પરમેશ્વરિ ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૧૮ ॥

કૃષ્ણેન સંસ્તુતે દેવિ શશ્વદ્ભક્ત્યા સદામ્બિકે ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૧૯ ॥

---

હે દેવી! મારું કલ્યાણ કરો. મને ઉત્તમ સંપત્તિ સંપડાવો. રૂપ આપો, જય આપો, યશ આપો અને મારા કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૧૪)

હે અંબિકા! દેવતાઓ અને અસુરો - બંનેય પોતાના માથાના મુગટના મણિઓને તમારાં ચરણો પર ઘસતા રહે છે. તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૧૫) તમે પોતાના ભક્તને વિદ્વાન, યશસ્વી અને લક્ષ્મીવાન બનાવો તથા તેને રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૧૬) પ્રચંડ દૈત્યોના દર્પને દલિત કરનારાં હે ચંડિકા! મુજ શરણાગતને રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૧૭) ચતુર્મુખ બ્રહ્માજી વડે સ્તુતિ કરાતાં, ચતુર્ભુજ-ધારિણી હે પરમેશ્વરી! તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૧૮) હે દેવી અંબિકા! ભગવાન વિષ્ણુ નિત્ય નિરંતર ભક્તિપૂર્વક તમારી સ્તુતિ કરતા રહે છે. તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૧૯)

**હિમાચલસુતાનાથસંસ્તુતે પરમેશ્વરિ ।**
**રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૨૦ ॥**

**ઈન્દ્રાણીપતિસદ્ભાવપૂજિતે પરમેશ્વરિ ।**
**રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૨૧ ॥**

**દેવિ પ્રચણ્ડદોર્દણ્ડદૈત્યદર્પવિનાશિનિ ।**
**રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૨૨ ॥**

**દેવિ ભક્તજનોદ્દામદત્તાનન્દોદયેઽમ્બિકે ।**
**રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥ ૨૩ ॥**

**પત્નીં મનોરમાં દેહિ મનોવૃત્તાનુસારિણીમ્ ।**
**તારિણીં દુર્ગસંસારસાગરસ્ય કુલોદ્ભવામ્ ॥ ૨૪ ॥**

---

હિમાલયનાં પુત્રી પાર્વતીજીના પતિ મહાદેવજી વડે સ્તુતિ કરાતાં હે પરમેશ્વરી! તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૨૦) શચીના પતિ ઈન્દ્ર વડે પુજાતાં હે પરમેશ્વરી! તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૨૧) પ્રચંડ ભુજા-દંડવાળા દૈત્યોના દર્પનો નાશ કરનારાં હે દેવી! તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૨૨) હે દેવી અંબિકા! તમે પોતાના ભક્તોને હંમેશાં અસીમ આનંદ આપતાં રહો છો. મને તમે રૂપ આપો, જય આપો, યશ આપો અને મારા કામ-ક્રોધ વગેરે શત્રુઓનો નાશ કરો. (૨૩) મારી મનોવૃત્તિને અનુસરનારી મનોરમ પત્ની આપો, કે જે દુર્ગમ સંસારસાગરમાંથી તારનારી હોય અને ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી હોય. (૨૪)

**ઇદં સ્તોત્રં પઠિત્વા તુ મહાસ્તોત્રં પઠેન્નરઃ ।**
**સ તુ સપ્તશતીસંખ્યાવરમાપ્નોતિ સમ્પદામ્ ॥ ૐ ॥ ૨૫ ॥**

ઇતિ દેવ્યા અર્ગલાસ્તોત્રં સમ્પૂર્ણમ્

~~~~

જે મનુષ્ય આ સ્તોત્રનો પાઠ કરીને સપ્તશતીરૂપી મહાસ્તોત્રનો પાઠ કરે છે તે સપ્તશતીની જપસંખ્યાથી મળતા શ્રેષ્ઠ ફળને પ્રાપ્ત કરે છે; સાથે જ તે સંપત્તિને પણ પ્રાપ્ત કરી લે છે. ૐ । (૨૫)

***દેવીનું અર્ગલાસ્તોત્ર સમાપ્ત.***

~~~~

# કીલક

ૐ અસ્ય શ્રીકીલકમન્ત્રસ્ય શિવ ઋષિઃ, અનુષ્ટુપ્ છન્દઃ, શ્રીમહાસરસ્વતી દેવતા, શ્રીજગદમ્બાપ્રીત્યર્થં સપ્તશતીપાઠાઙ્ગત્વેન જપે વિનિયોગઃ ।

**ૐ નમશ્ચણ્ડિકાયૈ ॥**

માર્કણ્ડેય ઉવાચ

**ૐ વિશુદ્ધજ્ઞાનદેહાય ત્રિવેદીદિવ્યચક્ષુષે ।**
**શ્રેયઃ પ્રાપ્તિનિમિત્તાય નમઃ સોમાર્ધધારિણે ॥ ૧ ॥**

**સર્વમેતદ્વિજાનીયાન્મન્ત્રાણામભિકીલકમ્ ।**
**સોઽપિ ક્ષેમમવાપ્નોતિ સતતં જાપ્યતત્પરઃ ॥ ૨ ॥**

**સિદ્ધ્યન્ત્યુચ્ચાટનાદીનિ વસ્તૂનિ સકલાન્યપિ ।**
**એતેન સ્તુવતાં દેવી સ્તોત્રમાત્રેણ સિદ્ધ્યતિ ॥ ૩ ॥**

---

ૐ ચણ્ડિકાદેવીને નમસ્કાર!

**માર્કણ્ડેયજી કહે છે** – વિશુદ્ધ જ્ઞાન જ જેમનું શરીર છે, ત્રણે વેદો જ જેમની ત્રણ દિવ્ય આંખો છે, જેઓ કલ્યાણ-પ્રાપ્તિના હેતુ છે તથા જેઓ પોતાના માથા પર અર્ધચંદ્રનો મુગટ ધારણ કરે છે તે ભગવાન શિવને નમસ્કાર છે. (૧) મંત્રોનું જે અભિકીલક છે (અર્થાત્ મંત્રોની સિદ્ધિમાં વિઘ્નો ઊભાં કરનાર શાપરૂપી કીલકનું જે નિવારણ કરનારું છે) તે સપ્તશતી-સ્તોત્રને સંપૂર્ણપણે જાણવું જોઈએ (તથા જાણીને તેની ઉપાસના કરવી જોઈએ). જોકે સપ્તશતી સિવાય અન્ય મંત્રોના જપમાં પણ જે નિરંતર રત રહે છે તે પણ કલ્યાણનો ભાગી (ભોક્તા) થાય છે. (૨) તેનાં પણ ઉચ્ચાટન વગેરે કર્મો સિદ્ધ થાય છે તથા તેને પણ તમામ દુર્લભ વસ્તુઓની પ્રાપ્તિ થઈ જાય છે; તોપણ જેઓ અન્ય મંત્રોનો જપ નહીં કરતાં માત્ર આ સપ્તશતી નામના સ્તોત્રથી જ દેવીની સ્તુતિ કરે છે તેમને તો સ્તુતિમાત્રથી જ સચ્ચિદાનંદસ્વરૂપિણી દેવી સિદ્ધ થઈ જાય છે. (૩)

**ન મન્ત્રો નૌષધં તત્ર ન કિઞ્ચિદપિ વિદ્યતે ।**
**વિના જાપ્યેન સિદ્ધ્યેત સર્વમુચ્ચાટનાદિકમ્ ॥ ૪ ॥**

**સમગ્રાણ્યપિ સિદ્ધ્યન્તિ લોકશઙ્કામિમાં હરઃ ।**
**કૃત્વા નિમન્ત્રયામાસ સર્વમેવમિદં શુભમ્ ॥ ૫ ॥**

**સ્તોત્રં વૈ ચણ્ડિકાયાસ્તુ તચ્ચ ગુપ્તં ચકાર સઃ ।**
**સમાપ્તિર્ન ચ પુણ્યસ્ય તાં યથાવન્નિયન્ત્રણામ્ ॥ ૬ ॥**

**સોઽપિ ક્ષેમમવાપ્નોતિ સર્વમેવં ન સંશયઃ ।**
**કૃષ્ણાયાં વા ચતુર્દશ્યામષ્ટમ્યાં વા સમાહિતઃ ॥ ૭ ॥**

---

તેમને પોતાના કાર્યની સિદ્ધિ માટે મંત્ર, ઔષધિ તથા અન્ય કોઈ સાધનના ઉપયોગની આવશ્યકતા રહેતી નથી. જપ વિના જ તેમનાં ઉચ્ચાટન વગેરે સઘળાં અભિચાર-કર્મો સિદ્ધ થઈ જાય છે. (૪) આટલું જ નહીં, તેમની સઘળી અભીષ્ટ વસ્તુઓ પણ સિદ્ધ થાય છે. લોકોના મનમાં એવી શંકા હતી કે 'જો માત્ર સપ્તશતીની ઉપાસનાથી અથવા સપ્તશતી સિવાયના અન્ય મંત્રોની ઉપાસનાથી જ બધાં કાર્યો સમાનરૂપે સિદ્ધ થાય છે તો આમાં શ્રેષ્ઠ સાધન કયું?' – લોકોની આ શંકા લક્ષમાં રાખીને ભગવાન શંકરે પોતાની પાસે આવેલા જિજ્ઞાસુઓને સમજાવ્યું કે આ સપ્તશતી નામનું સંપૂર્ણ સ્તોત્ર જ સર્વશ્રેષ્ઠ અને શુભ (કલ્યાણકારી) છે. (૫)

ત્યારબાદ ભગવતી ચંડિકાના સપ્તશતી સ્તોત્રને શ્રીમહાદેવજીએ ગોપનીય બનાવી દીધું. સપ્તશતીનો પાઠ કરવાથી જે પુણ્ય મળે છે તે ક્યારેય સમાપ્ત થતું નથી; જ્યારે અન્ય મંત્રોના જપથી ઉદ્‌ભવતું પુણ્ય સમાપ્ત થઈ જાય છે. તેથી ભગવાન શિવે બીજા મંત્રોની તુલનામાં સપ્તશતી (સ્તોત્ર) જ શ્રેષ્ઠ હોવાનો જે નિર્ણય આપ્યો તેને યથાર્થ જ જાણવો જોઈએ. (૬) અન્ય મંત્રોનો જપ કરનારો મનુષ્ય પણ જો સપ્તશતીના સ્તોત્રનું તથા તેના જપનું અનુષ્ઠાન કરે છે તો તે પણ સંપૂર્ણપણે કલ્યાણનો જ ભોક્તા થાય છે – એમાં સહેજ પણ સંદેહ નથી. જે સાધક કૃષ્ણ પક્ષની ચૌદશે અથવા આઠમે એકાગ્રચિત્ત થઈને ભગવતીની સેવામાં પોતાનું સર્વસ્વ સમર્પિત કરી દે છે અને

દદાતિ પ્રતિગૃહ્ણાતિ નાન્યથૈષા પ્રસીદતિ ।
ઈત્થંરૂપેણ કીલેન મહાદેવેન કીલિતમ્ ॥ ૮ ॥
યો નિષ્કીલાં વિધાયૈનાં નિત્યં જપતિ સંસ્ફુટમ્ ।
સ સિદ્ધઃ સ ગણઃ સોઽપિ ગન્ધર્વો જાયતે નરઃ ॥ ૯ ॥
ન ચૈવાપ્યટતસ્તસ્ય ભયં ક્વાપીહ જાયતે ।
નાપમૃત્યુવશં યાતિ મૃતો મોક્ષમવાપ્નુયાત્ ॥૧૦॥
જ્ઞાત્વા પ્રારભ્ય કુર્વીત ન કુર્વાણો વિનશ્યતિ ।
તતો જ્ઞાત્વૈવ સમ્પન્નમિદં પ્રારભ્યતે બુધૈઃ ॥૧૧॥

---

પછી પ્રસાદરૂપે તેનું ગ્રહણ કરે છે તેના પર ભગવતી પ્રસન્ન થાય છે; અન્યથા તેમની પ્રસન્નતા મળતી નથી.[૧] આ પ્રમાણે સિદ્ધિના પ્રતિબંધક કીલ વડે શ્રીમહાદેવજીએ આ સ્તોત્રને કીલિત કરેલું છે. (૭-૮) જે અગાઉ જણાવેલી રીતે નિષ્કીલન કરીને આ સપ્તપદી-સ્તોત્રનો દરરોજ સ્પષ્ટ ઉચ્ચારણથી પાઠ કરે છે તે મનુષ્ય સિદ્ધ થઈ જાય છે, તે જ દેવીનો પાર્ષદ થાય છે અને તે જ ગંધર્વ પણ થાય છે. (૯) સર્વત્ર વિચરતો રહેવા છતાં પણ તેને આ સંસારમાં ક્યાંય પણ ભય લાગતો નથી. તે અપમૃત્યુને વશ થતો નથી તથા શરીર ત્યજી દીધા પછી તે મોક્ષ પ્રાપ્ત કરી લે છે. (૧૦) તેથી 'કીલક'ને જાણીને, તેનો પરિહાર (ત્યાગ) કર્યા પછી જ સપ્તશતીનો

---

૧. આ નિષ્કીલનનો અથવા શાપોદ્ધારનો જ વિશેષ પ્રકાર છે. ભગવતીના ઉપાસકે ઉપર્યુક્ત તિથિએ દેવીની સેવામાં ઉપસ્થિત થઈને પોતાનું ન્યાયપૂર્વક કમાયેલું ધન તેમને અર્પણ કરતાં એકાગ્રચિત્તે પ્રાર્થના કરવી કે ''હે માતા! આજથી આ સઘળું ધન તથા પોતાની જાત પણ મેં તમારી સેવામાં અર્પિત કરી દીધી, એના પર મારી કોઈ માલિકી હવે નથી.'' પછી ભગવતીનું ધ્યાન કરતા રહીને એવી ભાવના કરવી કે જાણે જગદંબા કહી રહ્યાં છે – ''બેટા! સંસારયાત્રાના નિર્વાહ માટે તું મારા પ્રસાદરૂપ આ ધન ગ્રહણ કર.'' આ પ્રમાણે દેવીની આજ્ઞા માથે ચડાવીને તે ધન-પ્રસાદ બુદ્ધિપૂર્વક ગ્રહણ કરવું અને (પછી) ધર્મશાસ્ત્રમાં બતાવેલા માર્ગે તેનો સદ્વ્યય કરતા રહીને હંમેશાં દેવીના જ આધીન થઈ રહેવું. આને 'દાન-પ્રતિગ્રહણ' કહે છે. આનાથી સપ્તશતીનો શાપોદ્ધાર થાય છે અને (પરિણામે) દેવીની કૃપા પ્રાપ્ત થાય છે.

સૌભાગ્યાદિ ચ યત્કિઞ્ચિદ્ દૃશ્યતે લલનાજને ।
તત્સર્વં તત્પ્રસાદેન તેન જાપ્યમિદં શુભમ્ ॥ ૧ ૨ ॥

શનૈસ્તુ જપ્યમાનેઽસ્મિન્ સ્તોત્રે સમ્પત્તિરુચ્ચકૈ: ।
ભવત્યેવ સમગ્રાપિ તત: પ્રારભ્યમેવ તત્ ॥ ૧ ૩ ॥

ઐશ્વર્યં યત્પ્રસાદેન સૌભાગ્યારોગ્યસમ્પદ: ।
શત્રુહાનિ: પરો મોક્ષ: સ્તૂયતે સા ન કિં જનૈ: ॥ ૐ ॥ ૧ ૪ ॥

ઇતિ દેવ્યા: કીલકસ્તોત્રં સમ્પૂર્ણમ્

~~~~

પાઠ શરૂ કરવો. જે આમ કરતો નથી તેનો નાશ થઈ જાય છે.[૧] તેથી, 'કલીક' અને 'નિષ્કીલન'નું જ્ઞાન મેળવી લીધા પછી જ આ સ્તોત્ર નિર્દોષ થાય છે, અને વિદ્વાન મનુષ્યો આ નિર્દોષ સ્તોત્રનો જ પાઠ આરંભે છે. (૧૧) સ્ત્રીઓમાં સૌભાગ્ય વગેરે જે કંઈ પણ જોવા મળે છે તે બધું દેવીના પ્રસાદનું જ ફળ છે. તેથી આ કલ્યાણમય સ્તોત્રનો હંમેશાં જપ કરવો જોઈએ. (૧૨) આ સ્તોત્રનો પાઠ ધીમા સ્વરે કરવાથી સ્વલ્પ ફળ મળે છે, જ્યારે ઊંચા સ્વરે (મોટા અવાજથી) પાઠ કરવાથી પૂર્ણ ફળની સિદ્ધિ થાય છે. તેથી ઊંચા અવાજથી જ આનો પાઠ આરંભવો જોઈએ. (૧૩) જેમના પ્રસાદ (કૃપા-કરુણા)થી ઐશ્વર્ય (સમૃદ્ધિ), સૌભાગ્ય, આરોગ્ય, સંપત્તિ, શત્રુનાશ અને પરમ મોક્ષની પણ સિદ્ધિ થાય છે તે કલ્યાણમયી જગદંબાની સ્તુતિ મનુષ્યો કેમ કરતા નથી? ૐ (૧૪)

***દેવીનું કીલકસ્તોત્ર સમાપ્ત.***

~~~~

૧. અહીં 'કીલક' અને 'નિષ્કીલન'ના જ્ઞાનની અનિવાર્યના બતાવવા માટે જ 'નાશ થઈ જાય છે' એમ કહ્યું છે. વાસ્તવમાં, કોઈ પણ પ્રકારે દેવીનો પાઠ કરો, એનાથી લાભ જ થાય છે. આ વાત વાક્યભેદે સિદ્ધ જ છે.

આના પછી 'રાત્રિસૂક્ત'નો પાઠ કરવાનું યોગ્ય છે. પાઠના આરંભમાં 'રાત્રિસૂક્ત' અને અંતમાં 'દેવીસૂક્ત'ના પાઠની વિધિ (કરવાનું બતાવ્યું) છે. 'મારીચકલ્પ'માં કહેવાયું છે –

**રાત્રિસૂક્તં પઠેદાદૌ મધ્યે સપ્તશતીસ્તવમ્ ।**
**પ્રાન્તે તુ પઠનીયં વૈ દેવીસૂક્તમિતિ ક્રમઃ ॥**

'રાત્રિસૂક્ત' (નો પાઠ કર્યા) પછી વિનિયોગ, ન્યાસ અને નવાર્ણમંત્રનો જપ ધ્યાનપૂર્વક કરીને (પછી) સપ્તશતીનો પાઠ શરૂ કરવો જોઈએ. પાઠના અંતે ફરી વાર વિધિપૂર્વક નવાર્ણમંત્રનો જપ કરીને દેવીસૂક્તનો તથા ત્રણે (પ્રાધાનિક, વૈકૃતિક અને મૂર્તિ) રહસ્યોનો પાઠ કરવાનું યોગ્ય છે. કેટલાક જણ નવાર્ણમંત્રનો જપ કર્યા પછી 'રાત્રિસૂક્ત'નો પાઠ કરવાનું બતાવે છે તથા અંતે પણ દેવીસૂક્ત પછી નવાર્ણ-જપ કરવો યોગ્ય છે એવું પ્રતિપાદન કરે છે - પણ એ બરાબર નથી. 'ચિદંબરસંહિતા'માં કહ્યું છે – 'મધ્યે નવાર્ણપુટિતં કૃત્વા સ્તોત્રં સદાભ્યસેત્ ।' – એટલે કે, સપ્તશતીનો પાઠ વચ્ચે થાય અને આરંભમાં તથા અંતે નવાર્ણ-જપથી તેને સંપુટ કરવામાં આવે. 'ડામરતંત્ર'માં આ બાબતને વધુ સ્પષ્ટ કરી દેવામાં આવી છે –

**શતામાદૌ શતં ચાન્તે જપેન્મન્ત્રં નવાર્ણકમ્ ।**
**ચણ્ડીં સપ્તશતીં મધ્યે સમ્પુટોઽયમુદાહૃતઃ ॥**

– એટલે કે, આરંભમાં અને અંતે સો-સો વાર નવાર્ણમંત્રનો જપ કરવો અને વચ્ચે સપ્તશતી દુર્ગાનો પાઠ કરવો; અને સંપુટ કહેવામાં આવ્યો છે. જો આરંભમાં અને અંતે રાત્રિસૂક્ત અને દેવીસૂક્તનો પાઠ થાય અને તેની પહેલાં તેમ જ પછી નવાર્ણમંત્રનો જપ થાય તો તે પાઠ નવાર્ણમંત્રથી સંપુટ થયેલો કહી શકાય નહીં; કારણ કે જેનાથી તે સંપુટ થાય તેની વચ્ચે અન્ય પ્રકારના મંત્રો પ્રવેશવા જોઈએ નહીં. જો વચ્ચે રાત્રિસૂક્ત અને દેવીસૂક્ત રહેશે તો તે પાઠ તેમનાથી સંપુટ થયેલો કહેવાશે. આવી સ્થિતિમાં (તો) ડામરમંત્ર વગેરેનાં વચનો સાથેનો સ્પષ્ટ વિરોધ જ થશે. તેથી પહેલાં રાત્રિસૂક્ત, પછી નવાર્ણમંત્રનો જપ, પછી ન્યાસપૂર્વક સપ્તશતીનો પાઠ, પછી વિધિવત્ નવાર્ણમંત્રનો જપ, પછી, ક્રમશઃ દેવીસૂક્ત તેમ જ રહસ્ય-ત્રયીનો પાઠ - આ જ ક્રમ યોગ્ય છે. રાત્રિસૂક્ત પણ બે પ્રકારનાં છે - વૈદિક અને તાંત્રિક. વૈદિક રાત્રિસૂક્ત એ ઋગ્વેદની આઠ ઋચાઓ છે; જ્યારે તાંત્રિક રાત્રિસૂક્ત તો 'દુર્ગાસપ્તશતી'ના પહેલા અધ્યાયમાં જ છે. અહીં આ બંને રાત્રિસૂક્તો આપવામાં આવે છે.

રાત્રિદેવતાના પ્રતિપાદક સૂક્તને રાત્રિસૂક્ત કહે છે. આ રાત્રિદેવી બે

પ્રકારની છે - જીવરાત્રિ અને ઈશ્વરરાત્રિ. જીવરાત્રિ એ છે કે જેમાં દરરોજ જગતના સાધારણ જીવોનો વ્યવહાર લુપ્ત થાય છે. ઈશ્વરરાત્રિ એ છે કે જેમાં ઈશ્વરના જગત-રૂપ વ્યવહારનો લોપ થાય છે; અને એને જ કાળરાત્રિ અથવા મહાપ્રલયરાત્રિ કહે છે. તે સમયે કેવળ બ્રહ્મ અને તેમની માયાશક્તિ કે જેને અવ્યક્ત પ્રકૃતિ કહે છે તે શેષ (બચેલાં) રહે છે. આનાં અધિષ્ઠાત્રી દેવી ભુવનેશ્વરી છે.[1] રાત્રિસૂક્ત વડે તેમનું જ સ્તવન થાય છે.

~~~~

# વેદોક્ત રાત્રિસૂક્ત[2]

ૐ રાત્રીત્યાદ્યષ્ટર્ચસ્ય સૂક્તસ્ય કુશિકઃ સૌભરો રાત્રિર્વા ભારદ્વાજો ઋષિઃ, રાત્રિર્દેવતા, ગાયત્રી છન્દઃ, દેવીમાહાત્મ્યપાઠે વિનિયોગઃ ।

**ૐ રાત્રી વ્યખ્યદાયતી પુરુત્રા દેવ્યક્ષભિઃ ।**
**વિશ્વા અધિ શ્રિયોऽધિત ॥ ૧ ॥**
**ઓર્વપ્રા અમર્ત્યાનિવતો દેવ્યુદ્વતઃ ।**
**જ્યોતિષા બાધતે તમઃ ॥ ૨ ॥**
**નિરુ સ્વસારમસ્કૃતોષસં દેવ્યાયતી ।**
**અપેદુ હાસતે તમઃ ॥ ૩ ॥**

મહત્તત્ત્વ વગેરે-રૂપી વ્યાપક ઇન્દ્રિયો થકી સર્વત્ર સમસ્ત વસ્તુઓને પ્રકાશિત કરનારી આ રાત્રિરૂપી દેવી પોતે ઉત્પન્ન કરેલા જગતના જીવોનાં શુભ-અશુભ કર્મોને વિશેષરૂપે જુએ છે અને તેમને અનુરૂપ ફળોની વ્યવસ્થા કરવા માટે સઘળી વિભૂતિઓ ધારણ કરે છે. (૧) આ દેવી અમર છે અને તે સમગ્ર વિશ્વને, નીચે ફેલાનારી વેલીઓ વગેરેને તથા ઉપર વધનારાં વૃક્ષોને પણ વ્યાપ્ત કરીને સ્થિત છે. એટલું જ નહીં, આ દેવી જ્ઞાનમયી જ્યોતિથી જીવોના અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી દે છે. (૨) પરા ચિત્-શક્તિરૂપી રાત્રિદેવી આવીને પોતાની ભગિની બ્રહ્મવિદ્યામયી ઉષાદેવીને પ્રગટ કરે છે, જેનાથી અવિદ્યામય અંધકાર આપોઆપ જ નષ્ટ થઈ જાય છે. (૩)

---

૧. બ્રહ્મમાયાત્મિકા રાત્રિઃ પરમેશલયાત્મિકા । તદધિષ્ઠાતૃદેવી તુ ભુવનેશી પ્રકીર્તિતા ॥ (દેવીપુરાણ)

૨. ઋગ્વેદ - મંડળ ૧૦, અધ્યાય ૧૦, સૂક્ત ૧૨૭, મંત્ર ૧થી ૮.
~~~~

**સા નો અદ્ય યસ્યા વયં નિ તે યામન્નવિક્ષ્મહિ ।**
**વૃક્ષે ન વસતિં વયઃ ॥ ૪ ॥**

**નિ ગ્રામાસો અવિક્ષત ન પદ્વન્તો નિ પક્ષિણઃ ।**
**નિ શ્યેનાસશ્ચિદર્થિનઃ ॥ ૫ ॥**

**યાવયા વૃક્યં વૃકં યવય સ્તેનમૂર્મ્યે । અથા નઃ સુતરા ભવ ॥ ૬ ॥**

**ઉપ મા પેપિશત્તમઃ કૃષ્ણં વ્યક્તમસ્થિત ।ઉષ ઋણેવ યાતવ ॥ ૭ ॥**

**ઉપ તે ગા ઈવાકરં વૃણીષ્વ દુહિતર્દિવઃ । રાત્રિ સ્તોમં ન જિગ્યુષે ॥ ૮ ॥**

---

તે રાત્રિદેવી અત્યારે મારા પર પ્રસન્ન થાઓ, કે જેમના આગમનથી અમે પોતાનાં ઘરોમાં સુખે સૂતાં છીએ - બરાબર એ જ રીતે કે જેવી રીતે રાત્રિના સમયે પક્ષીઓ વૃક્ષો પર બનાવેલા પોતાના માળાઓમાં સુખેથી શયન કરે છે. (૪)

તે કરુણામયી રાત્રિદેવીના ખોળામાં સમસ્ત ગ્રામવાસી મનુષ્યો, પગે ચાલતાં ગાય, ઘોડા વગેરે પશુઓ, પાંખોથી ઊડતાં પક્ષીઓ તેમ જ કીડા-પતંગિયાં વગેરે, કોઈ પ્રયોજનથી યાત્રા કરનારા મુસાફરો અને બાજ વગેરે પણ સુખેથી સૂએ છે. (૫)

હે રાત્રિમયી ચિત્-શક્તિ! તમે કૃપા કરીને વાસનામયી વૃકી (આગ)ને તથા પાપમય વૃક (અગ્નિ)ને અમારાથી અલગ કરો. કામ વગેરે ચોર-સમુદાયને પણ દૂર કરો. ત્યારપછી અમારે માટે સુતરા (જેમની કૃપાથી સુખેથી સંસારસાગર તરી શકાય એવાં) બની જાઓ. (૬)

હે ઉષા! રાત્રિનાં અધિષ્ઠાતા હે દેવી! બધી તરફ ફેલાયેલો આ અજ્ઞાનમય કાળો અંધકાર મારી પાસે આવી પહોંચ્યો છે. તમે તેને ઋણની જેમ દૂર કરો; જેમ તમે ધન આપીને ભક્તોનાં ઋણ દૂર કરો છો તેવી જ રીતે જ્ઞાન આપીને (અમારા) આ અજ્ઞાનને પણ દૂર કરો. (૭)

હે રાત્રિદેવી! તમે દૂધ આપનારી ગાય જેવાં છો. હું તમારી પાસે આવીને સ્તુતિ વગેરે થકી તમને મારે પોતાને અનુકૂળ કરું છું. પરમ વ્યોમસ્વરૂપ પરમાત્માનાં પુત્રી! તમારી કૃપાથી હું કામ વગેરે શત્રુઓને જીતી ચૂક્યો છું. તમે સ્તોમની જેમ મારું આ હવિષ્ય પણ ગ્રહણ કરો. (૮)

# તંત્રોક્ત રાત્રિસૂક્ત[1]

ૐ વિશ્વેશ્વરીં જગદ્ધાત્રીં સ્થિતિસંહારકારિણીમ્ ।
નિદ્રાં ભગવતીં વિષ્ણોરતુલાં તેજસઃ પ્રભુઃ ॥ ૧ ॥

બ્રહ્મોવાચ

ત્વં સ્વાહા ત્વં સ્વધા ત્વં હિ વષટ્કારઃ સ્વરાત્મિકા ।
સુધા ત્વમક્ષરે નિત્યે ત્રિધા માત્રાત્મિકા સ્થિતા ॥ ૨ ॥

અર્ધમાત્રાસ્થિતા નિત્યા યાનુચ્ચાર્યા વિશેષતઃ ।
ત્વમેવ સન્ધ્યા સાવિત્રી ત્વં દેવિ જનની પરા ॥ ૩ ॥

ત્વયૈતદ્ધાર્યતે વિશ્વં ત્વયૈતત્સૃજ્યતે જગત્ ।
ત્વયૈતત્પાલ્યતે દેવિ ત્વમત્સ્યન્તે ચ સર્વદા ॥ ૪ ॥

વિસૃષ્ટૌ સૃષ્ટિરૂપા ત્વં સ્થિતિરૂપા ચ પાલને ।
તથા સંહૃતિરૂપાન્તે જગતોડસ્ય જગન્મયે ॥ ૫ ॥

મહાવિદ્યા મહામાયા મહામેધા મહાસ્મૃતિઃ ।
મહામોહા ચ ભવતી મહાદેવી મહાસુરી ॥ ૬ ॥

પ્રકૃતિસ્ત્વં ચ સર્વસ્ય ગુણત્રયવિભાવિની ।
કાલરાત્રિર્મહારાત્રિર્મોહરાત્રિશ્ચ દારુણા ॥ ૭ ॥

ત્વં શ્રીસ્ત્વમીશ્વરી ત્વં હ્રીસ્ત્વં બુદ્ધિર્બોધલક્ષણા ।
લજ્જા પુષ્ટિસ્તથા તુષ્ટિસ્ત્વં શાન્તિઃ ક્ષાન્તિરેવ ચ ॥ ૮ ॥

ખડ્ગિની શૂલિની ઘોરા ગદિની ચક્રિણી તથા ।
શઙ્ખિની ચાપિની બાણભુશુણ્ડીપરિઘાયુધા ॥ ૯ ॥

સૌમ્યા સૌમ્યતરાશેષસૌમ્યેભ્યસ્ત્વતિસુન્દરી ।
પરાપરાણાં પરમા ત્વમેવ પરમેશ્વરી ॥૧૦॥

---

૧. આનો અર્થ 'સપ્તશતી'ના પહેલા અધ્યાય (પૃષ્ઠાંક ૬૯થી ૭૨)માં જુઓ. - અનુવાદક

**અહં દધામિ દ્રવિણં હવિષ્મતે સુપ્રાવ્યે યજમાનાય સુન્વતે ।**
**અહં રાષ્ટ્રી સઙ્ગમની વસૂનાં ચિકિતુષી પ્રથમા યજ્ઞિયાનામ્ ।**
**અહં સુવે પિતરમસ્ય મૂર્ધન્મમ યોનિરપ્સ્વન્તઃ સમુદ્રે ।**
**ય એવં વેદ । સ દૈવીં સમ્પદમાપ્નોતિ ॥ ૭ ॥**

**તે દેવા અબ્રુવન્ – નમો દેવ્યૈ મહાદેવ્યૈ શિવાયૈ સતતં નમઃ ।**
**નમઃ પ્રકૃત્યૈ ભદ્રાયૈ નિયતાઃ પ્રણતાઃ સ્મ તામ્ ॥ ૮ ॥**

**તામગ્નિવર્ણાં તપસા જ્વલન્તીં વૈરોચનીં કર્મફલેષુ જુષ્ટામ્ ।**
**દુર્ગાં દેવીં શરણં પ્રપદ્યામહેઽસુરાન્નાશયિત્ર્યૈ તે નમઃ ॥ ૯ ॥**

**દેવીં વાચમજનયન્ત દેવાસ્તાં વિશ્વરૂપાઃ પશવો વદન્તિ ।**
**સા નો મન્દ્રેષમૂર્જં દુહાના ધેનુર્વાગસ્માનુપ સુષ્ટુતૈતુ ॥૧૦॥**

---

દેવતાઓને ઉત્તમ હવિ પહોંચાડનારા અને સોમરસ કાઢનારા યજમાન માટે હું હવિનાં દ્રવ્યોથી યુક્ત ધારણ કરું છું. હું સમગ્ર જગતની ઈશ્વરી, ઉપાસકોને ધન આપનારી, બ્રહ્મરૂપ અને યજ્ઞાર્હ (યજન કરવા યોગ્ય) દેવતાઓમાં મુખ્ય છું. હું આત્મસ્વરૂપ પર આકાશ વગેરેનું નિર્માણ કરું છું. મારું સ્થાન આત્મસ્વરૂપને ધારમ કરનારી બુદ્ધિ-વૃત્તિમાં છે. - આ પ્રમાણે જે જાણે છે તે દૈવી સંપદાનો લાભ ઉઠાવે છે.'' (૭)

ત્યારે તે દેવોએ કહ્યું – ''દેવીને નમસ્કાર છે. ભલભલાઓને પોતપોતાના કર્તવ્યમાં પ્રવૃત્ત કરનારાં કલ્યાણકારી (દેવી)ને નિરંતર નમસ્કાર છે. ગુણસામ્ય-અવસ્થારૂપિણી મંગલમયી દેવીને નમસ્કાર છે. નિયમયુક્ત થઈને અને તેમને પ્રણામ કરીએ છીએ. (૮)

અમે અગ્નિના જેવા વર્ણવાળાં, જ્ઞાનથી ઝગમગતાં, દીપ્તિમતી, કર્મફળની પ્રાપ્તિ અર્થે સેવાતાં તે દુર્ગાદેવીના શરણમાં છીએ. અસુરોનો નાશ કરનારાં હે દેવી! તમને નમસ્કાર છે. (૯)

પ્રાણરૂપ દેવોએ જે પ્રકાશમાન વૈખરી વાણી ઉત્પન્ન કરી તે અનેક પ્રકારનાં પ્રાણીઓ બોલે છે. કામધેનુ-તુલ્ય આનંદદાયક અને અન્ન તથા બળ આપનારાં તે વાણી-રૂપિણી દેવી ભગવતી ઉત્તમ સ્તુતિથી સંતુષ્ટ થઈને અમારી પાસે આવે. (૧૦)

**કાલરાત્રીં બ્રહ્મસ્તુતાં વૈષ્ણવીં સ્કન્દમાતરમ્ ।**
**સરસ્વતીમદિતિં દક્ષદુહિતરં નમામઃ પાવનાં શિવામ્ ॥ ૧૧ ॥**

**મહાલક્ષ્મ્યૈ ચ વિદ્મહે સર્વશક્ત્યૈ ચ ધીમહિ ।**
**તન્નો દેવી પ્રચોદયાત્ ॥ ૧૨ ॥**

**અદિતિર્હ્યજનિષ્ટ દક્ષ યા દુહિતા તવ ।**
**તાં દેવા અન્વજાયન્ત ભદ્રા અમૃતબન્ધવઃ ॥ ૧૩ ॥**

**કામો યોનિઃ કમલા વજ્રપાણિર્ગુહા હસા માતરિશ્વાભ્રમિન્દ્રઃ ।**
**પુનર્ગુહા સકલા માયયા ચ પુરૂચ્યૈષા વિશ્વમાતાદિવિદ્યોમ્ ॥ ૧૪ ॥**

**એષાઽઽત્મશક્તિઃ । એષા વિશ્વમોહિની । પાશાઙ્કુશધનુર્બાણધરા ।**
**એષા શ્રીમહાવિદ્યા । ય એવં વેદ સ શોકં તરતિ ॥ ૧૫ ॥**

---

કાળનો પણ નાશ કરનારાં, વેદોએ જેમની સ્તુતિ કરી છે એવાં વિષ્ણુશક્તિ, શિવશક્તિ (સ્કંદમાતા), બ્રહ્મશક્તિ (સરસ્વતી), દેવમાતા અદિતિ અને દક્ષપુત્રી (સતી) તથા પાપોનો નાશ કરનારાં અને કલ્યાણ કરનારાં દેવી ભગવતીને અમે પ્રણામ કરીએ છીએ. (૧૧)

અમે મહાલક્ષ્મીને જાણીએ છીએ તે સર્વશક્તિરૂપિણીનું ધ્યાન કરીએ છીએ. તે દેવી અમને આ (જ્ઞાન-ધ્યાનના) વિષયમાં પ્રવૃત્ત કરો. (૧૨)

હે દક્ષ! તમારી જે પુત્રી અદિતિ છે, તેઓ પ્રસૂતા થયાં અને તેમને મૃત્યુરહિત કલ્યાણમય દેવો જન્મ્યા. (૧૩)

કામ (ક), યોનિ (એ), કમલા (ઈ), વજ્રપાણિ ઈન્દ્ર (લ), ગુહા (હ્રીં), હ, સ વર્ણો, માતરિશ્વા વાયુ (ક), અભ્ર (હ), ઈન્દ્ર (લ), ફરીથી ગુહા (હ્રીં) સ, ક, લ વર્ણો અને માયા (હ્રીં) – આ સર્વાત્મિકા જગજ્જનનીની મૂળ વિદ્યા છે અને તે બ્રહ્મરૂપ છે. (૧૪)

[શિવશક્તિ-અભેદરૂપા, બ્રહ્મા-વિષ્ણુ-શિવાત્મિકા, સરસ્વતી-લક્ષ્મી-ગૌરીરૂપા, અશુદ્ધ-મિશ્ર-શુદ્ધ-ઉપાસનાત્મિકા, સમરસીભૂત-શિવશક્ત્યાત્મક બ્રહ્મના સ્વરૂપનું નિર્વિકલ્પ જ્ઞાન સર્વતત્ત્વાત્મિકા એવાં મહાત્રિપુરસુંદરી દેવી – આ જ આ મંત્રનો ભાવાર્થ છે. આ મંત્ર બધા મંત્રોમાં શિરમોર છે અને મંત્રશાસ્ત્રમાં પંચદશી વગેરે શ્રીવિદ્યાઓના નામે પ્રસિદ્ધ છે. આના છ પ્રકારના

**નમસ્તે અસ્તુ ભગવતિ માતરસ્માન્ પાહિ સર્વતઃ ॥ ૧૬ ॥**

**સૈષાષ્ટૌ વસવઃ । સૈષૈકાદશ રુદ્રાઃ । સૈષા દ્વાદશાદિત્યાઃ । સૈષા વિશ્વેદેવાઃ સોમપા અસોમપાશ્ચ । સૈષા યાતુધાના અસુરા રક્ષાંસિ પિશાચા યક્ષાઃ સિદ્ધાઃ। સૈષા સત્ત્વરજસ્તમાંસિ। સૈષા બ્રહ્મવિષ્ણુરુદ્રરૂપિણી। સૈષા પ્રજાપતીન્દ્રમનવઃ। સૈષા ગ્રહ-નક્ષત્રજ્યોતીંષિ ।કલાકાષ્ઠાદિકાલરૂપિણી ।તામહં પ્રણૌમિ નિત્યમ્ ॥**

**પાપાપહારિણીં દેવીં ભુક્તિમુક્તિપ્રદાયિનીમ્ ।**
**અનન્તાં વિજયાં શુદ્ધાં શરણ્યાં શિવદાં શિવામ્ ॥ ૧૭ ॥**

---

અર્થ એટલે કે ભાવાર્થ, વાચ્યાર્થ, સાંપ્રદાયિક અર્થ, લૌકિક અર્થ, રહસ્યાર્થ અને તત્ત્વાર્થ 'નિત્યષોડશિકાર્ણવ' નામના ગ્રંથમાં બતાવવામાં આવ્યા છે. આ જ પ્રમાણે 'વરિવસ્યારહસ્ય' વગેરે ગ્રંથોમાં આવા બીજા પણ અનેક અર્થ બતાવવામાં આવ્યા છે. શ્રુતિમાં પણ આ મંત્રો આ જ પ્રકારે એટલે કે ક્યારેક સ્વરૂપ-ઉચ્ચારથી, ક્યારેક લક્ષણાથી તથા લક્ષિતલક્ષણાથી અને ક્યાંક વર્ણોના અલગ-અલગ અવયવો બતાવીને જાણીસમજીને વિશૃંખલરૂપે (તૂટકતૂટક, અસળંગપણે) કહેવામાં આવ્યા છે. આનાથી એ જણાઈ આવે છે કે આ મંત્રો કેટલા ગોપનીય અને મહત્ત્વપૂર્ણ છે.]

આ (દેવી) પરમાત્માની શક્તિ છે; આ વિશ્વમોહિની છે; પાશ, અંકુશ, ધનુષ્ય અને બાણ ધારણ કરનારાં છે; આ 'શ્રીમહાવિદ્યા' છે. – આ પ્રમાણે જે જાણે છે તે શોકને પાર કરી લે છે. (૧૫)

હે ભગવતી! તમને નમસ્કાર છે. હે માતા! બધી રીતે અમારું રક્ષણ કરો.'' (૧૬)

(મંત્રદ્રષ્ટા ઋષિ કહે છે –) ''તેઓ જ આઠ વસુ છે; તેઓ જ અગિયાર રુદ્રો છે; તેઓ જ બાર આદિત્યો છે; તેઓ જ સોમપાન કરનારા અને નહીં કરનારા વિશ્વેદેવો છે; તેઓ જ યાતુધાનો (એક પ્રકારના દૈત્યો), અસુરો, રાક્ષસો, પિશાચો, યક્ષો અને સિદ્ધો છે; તેઓ જ સત્ત્વ-રજ-તમ છે; તેઓ જ બ્રહ્મા-વિષ્ણુ-રુદ્ર છે; તેઓ જ પ્રજાપતિ-ઈન્દ્ર-મનુ છે; તેઓ જ ગ્રહો, નક્ષત્રો અને તારા છે; તેઓ જ કલા-કાષ્ઠ વગેરે કાળરૂપિણી છે. પાપોનો નાશ કરનારાં, ભોગ તથા મોક્ષ આપનારાં, અંત વિનાનાં, વિજયનાં અધિષ્ઠાત્રી, નિર્દોષ, શરણ લેવા યોગ્ય, કલ્યાણ આપનારાં અને મંગલરૂપિણી તે દેવીને અમે હંમેશાં પ્રણામ કરીએ છીએ. (૧૭)

**વિયદીકારસંયુક્તં વીતિહોત્રસમન્વિતમ્ ।**
**અર્ધેન્દુલસિતં દેવ્યા બીજં સર્વાર્થસાધકમ્ ॥ ૧૮ ॥**

**એવમેકાક્ષરં બ્રહ્મ યતયઃ શુદ્ધચેતસઃ ।**
**ધ્યાયન્તિ પરમાનન્દમયા જ્ઞાનામ્બુરાશયઃ ॥ ૧૯ ॥**

**વાઙ્માયા બ્રહ્મસૂસ્તસ્માત્ ષષ્ઠં વક્ત્રસમન્વિતમ્ ।**
**સૂર્યોઽવામશ્રોત્રબિન્દુસંયુક્તષ્ટાત્તૃતીયકઃ ।**
**નારાયણેન સમ્મિશ્રો વાયુશ્ચાધરયુક્ તતઃ ।**
**વિચ્ચે નવાર્ણકોઽર્ણઃ સ્યાન્મહદાનન્દદાયકઃ ॥ ૨૦ ॥**

---

વિયત - આકાશ (હ) તથા 'ઈ'કારવાળાં, વીતિહોત્ર - અગ્નિ (ર) સહિત, અર્ધચંદ્ર (ँ)થી અલંકૃત જે દેવીનું બીજ છે તે બધા મનોરથોને પૂરા કરનારું છે. આ પ્રમાણે આ એકાક્ષર બ્રહ્મ (હ્રીં)નું ધ્યાન એવા યતિઓ કરે છે કે જેમનું ચિત્ત શુદ્ધ છે અને જેઓ નિરતિશય આનંદપૂર્ણ અને જ્ઞાનના સાગર છે. (આ મંત્રને 'દેવીપ્રણવ' માનવામાં આવે છે. ૐકાર જેવો જ આ પ્રણવ પણ વ્યાપક અર્થથી પરિપૂર્ણ છે. સંક્ષેપમાં આનો અર્થ છે - ઈચ્છા-જ્ઞાન-ક્રિયા, ધાર, અદ્વૈત, અખંડ, સચ્ચિદાનંદ, સમરસીભૂત, શિવશક્તિસ્ફુરણ.) (૧૮-૧૯)

વાણી (ઐં), માયા (હ્રીં), બ્રહ્મસૂ - કામ (ક્લીં), આનાં પછી છઠ્ઠો વ્યંજન એટલે કે ચ, એ જ વક્ત્ર એટલે કે 'આ' કારથી યુક્ત (ચા), સૂર્ય (મ), 'અવામ શ્રોત્ર' - જમણો કાન (ઉ) અને બિંદુ એટલે કે અનુસ્વારથી યુક્ત (મું), 'ટ'કારથી ત્રીજો વર્ણ ડ, એ જ નારાયણ એટલે કે 'આ'થી મિશ્રિત (ડા), વાયુ (ય), એ જ અધરથી એટલે કે 'ઐ'થી યુક્ત (યૈ) અને 'વિચ્ચે' - આ નવાર્ણમંત્ર ઉપાસકોને આનંદ અને બ્રહ્મ-સાયુજ્ય આપનારો છે. (૨૦)

**હૃત્પુણ્ડરીકમધ્યસ્થાં પ્રાતઃ સૂર્યસમપ્રભામ્ ।**
**પાશાઙ્કુશધરાં સૌમ્યાં વરદાભયહસ્તકામ્ ।**
**ત્રિનેત્રાં રક્તવસનાં ભક્તકામદુધાં ભજે ॥ ૨૧ ॥**
**નમામિ ત્વાં મહાદેવીં મહાભયવિનાશિનીમ્ ।**
**મહાદુર્ગાપ્રશમનીં મહાકારુણ્યરુપિણીમ્ ॥ ૨૨ ॥**

**યસ્યાઃ સ્વરૂપં બ્રહ્માદયો ન જાનન્તિ તસ્માદુચ્યતે અજ્ઞેયા । યસ્યા અન્તો ન લભ્યતે તસ્માદુચ્યતે અનન્તા । યસ્યા લક્ષ્યં નોપલક્ષ્યતે તસ્માદુચ્યતે અલક્ષ્યા । યસ્યા જનનં નોપલભ્યતે તસ્માદુચ્યતે અજા । એકૈવ સર્વત્ર વર્તતે તસ્માદુચ્યતે એકા । એકૈવ વિશ્વરૂપિણી તસ્માદુચ્યતે નૈકા । અત એવોચ્યતે અજ્ઞેયાનન્તાલક્ષ્યાજૈકા નૈકેતિ ॥ ૨૩ ॥**

---

[આ મંત્રનો અર્થ છે – હે ચિત્-સ્વરૂપા મહાસરસ્વતી! હે સદ્-રૂપા મહાલક્ષ્મી! હે આનંદરૂપા મહાકાળી! બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કરવા માટે અમે હરહંમેશ તમારું ધ્યાન કરીએ છીએ. હે મહાકાળી-મહાલક્ષ્મી- મહાસરસ્વતી રૂપિણી ચંડિકા! તમને નમસ્કાર છે. અવિદ્યારૂપી દોરડાની દૃઢ ગાંઠ ખોલી દઈને તમે મને મુક્ત કરો.]

હૃદયકમળની મધ્યે રહેનારાં, પ્રાતઃકાલીન સૂર્ય જેવાં પ્રભાવાળાં (તેજસ્વિની), પાશ અને અંકુશ ધારણ કરનારાં, મનોહર રૂપવાળા વરદ અને અભયની મુદ્રા ધારણ કરેલા હાથોવાળાં, ત્રણ આંખોવાળાં, લાલ વસ્ત્રો ધારણ કરનારાં અને કામધેનુની જેમ ભક્તોના મનોરથોને પૂરા કરનારાં દેવીને હું ભજું છું. (૨૧)

મહાભયનો નાશ કરનારાં, મહાસંકટનું શમન કરનારાં અને મહાન કરુણાનાં સાક્ષાત્ મૂર્તિ તમને - મહાદેવીને હું નમસ્કાર કરું છું. (૨૨)

જેમના સ્વરૂપને બ્રહ્મા વગેરે પણ જાણતા નથી - તેથી જેમને ‘અજ્ઞેયા’ કહે છે; જેમનો અંત (પાર, છેડો) મળતો નથી - તેથી જેમને ‘અનંતા’ કહે છે; જેમનું લક્ષ્ય જોઈ શકાતું નથી - તેથી જેમને ‘અલક્ષ્યા’ કહે છે; જેઓ સર્વત્ર એકલાં જ છે - તેથી જેમને ‘એકા’ કહે છે; જેઓ એકમાત્ર વિશ્વરૂપે સર્જાયેલાં છે - તેથી જેમને ‘નૈકા’ કહે છે તેઓ તેથી જ તો અજ્ઞેયા, અનંતા, અલક્ષ્યા, એકા અને નૈકા કહેવાય છે. (૨૩)

મન્ત્રાણાં માતૃકા દેવી શબ્દાનાં જ્ઞાનરૂપિણી ।
જ્ઞાનાનાં ચિન્મયાતીતા[1] શૂન્યાનાં શૂન્યસાક્ષિણી ।
યસ્યાઃ પરતરં નાસ્તિ સૈષા દુર્ગા પ્રકીર્તિતા ॥ ૨૪ ॥

તાં દુર્ગાં દુર્ગમાં દેવીં દુરાચારવિઘાતિનીમ્ ।
નમામિ ભવભીતોઽહં સંસારાર્ણવતારિણીમ્ ॥ ૨૫ ॥

ઈદમથર્વશીર્ષં યોઽધીતે સ પઞ્ચાથર્વશીર્ષજપફલમાપ્નોતિ । ઈદમથર્વશીર્ષમજ્ઞાત્વા યોઽર્ચાં સ્થાપયતિ—શતલક્ષં પ્રજપ્ત્વાપિ સોઽર્ચાસિદ્ધિં ન વિન્દતિ । શતમષ્ટોત્તરં ચાસ્ય પુરશ્ચર્યાવિધિઃ સ્મૃતઃ ।

દશવારં પઠેદ્ યસ્તુ સદ્યઃ પાપૈઃ પ્રમુચ્યતે ।
મહાદુર્ગાણિ તરતિ મહાદેવ્યાઃ પ્રસાદતઃ ॥ ૨૬ ॥

સાયમધીયાનો દિવસકૃતં પાપં નાશયતિ । પ્રાતરધીયાનો રાત્રિકૃતં પાપં નાશયતિ । સાયં પ્રાતઃ પ્રયુઞ્જાનો અપાપો ભવતિ ।

---

બધા મંત્રોમાં 'માતૃકા' - મૂળાક્ષરરૂપે રહેનારાં, શબ્દોમાં અર્થ (જ્ઞાન)-રૂપે રહેનારાં, જ્ઞાનોમાં 'ચિન્મયાતીતા', શૂન્યોમાં 'શૂન્યસાક્ષિણી' છે તથા જેમના કરતાં અન્ય કશું પણ શ્રેષ્ઠ નથી તેઓ દુર્ગા નામથી પ્રસિદ્ધ છે. (૨૪)

તે દુર્વિજ્ઞેય (જાણવાં દુષ્કર), દુરાચારોનો નાશ કરનારાં અને સંસાર-સાગરમાંથી તારનારાં દુર્ગાદેવીને, સંસારથી ભયભીત હું નમસ્કાર કરું છું. (૨૫)

જે આ અથર્વશીર્ષનું અધ્યયન કરે છે તેને પાંચેય અથર્વશીર્ષોના જપનું ફળ મળે છે. આ અથર્વશીર્ષને જાણ્યા વિના જ જે પ્રતિમાસ્થાપન કરે છે તે સેંકડો લાખ જપ કરે તોપણ અર્ચાની સિદ્ધિ પામતો નથી. અષ્ટોત્તરશત (એક સો આઠ વાર) જપ (વગેરે) આની પુરશ્ચરણ વિધિ છે. જે આનો દસ વાર પાઠ કરે છે તે એ જ ક્ષણે પાપોમાંથી મુક્ત થઈ જાય છે અને મહાદેવીની કૃપાથી દુસ્તર (તરી જવાં દુષ્કર) સંકટોને પાર કરી લે છે. (૨૬)

આનું સાયંકાળે અધ્યયન કરનારો પોતે દિવસે કરેલાં પાપોનો નાશ કરે છે, પ્રાતઃકાળે અધ્યયન કરનારો રાત્રે કરેલાં પાપોનો નાશ કરે છે.

---

૧. 'ચિન્મયાનન્દા' પણ એક પાઠ છે અને તે યોગ્ય જ જણાય છે.

**નિશીથે તુરીયસન્ધ્યાં જપ્ત્વા વાક્સિદ્ધિર્ભવતિ । નૂતનાયાં પ્રતિમાયાં જપ્ત્વા દેવતાસાન્નિધ્યં ભવતિ । પ્રાણપ્રતિષ્ઠાયાં જપ્ત્વા પ્રાણાનાં પ્રતિષ્ઠા ભવતિ । ભૌમાશ્વિન્યાં મહાદેવીસન્નિધૌ જપ્ત્વા મહામૃત્યું તરતિ । સ મહામૃત્યું તરતિ ય એવં વેદ । ઇત્યુપનિષત્ ॥**

બંને સમયે અધ્યયન કરનારો નિષ્પાપ થાય છે. મધ્યરાત્રિએ તુરીય[૧] સંધ્યાના સમયે જપ કરવાથી વાણીની સિદ્ધિ થાય છે. નવી પ્રતિમા પર જપ કરવાથી દેવતાનું સાન્નિધ્ય પ્રાપ્ત થાય છે. પ્રાણપ્રતિષ્ઠાના સમયે જપ કરવાથી પ્રાણોની પ્રતિષ્ઠા થાય છે. ભૌમાશ્વિની (અમૃત-સિદ્ધિ માટેના) યોગમાં મહાદેવીના સાન્નિધ્યમાં જપ કરવાથી મૃહામૃત્યુમાંથી ઊગરી જવાય છે. જે આ પ્રમાણે જાણે છે તે મહામૃત્યુમાંથી તરી જાય છે. આ પ્રમાણે આ અવિદ્યાનો નાશ કરનારી બ્રહ્મવિદ્યા છે.

~~~~

# નવાર્ણવિધિ

આ પ્રમાણે (ઉપર્યુક્ત) રાત્રિસૂક્ત અને દેવી અથર્વશીર્ષનો પાઠ કર્યા પછી નીચે દર્શાવેલી રીતે નવાર્ણમંત્રનો વિનિયોગ, તેનો ન્યાસ અને તેનું ધ્યાન વગેરે કરવાં.

**શ્રીગણપતિર્જયતિ । 'ૐ અસ્ય શ્રીનવાર્ણમન્ત્રસ્ય બ્રહ્મવિષ્ણુરુદ્રા ઋષયઃ, ગાયત્ર્યુષ્ણિગનુષ્ટુભશ્છન્દાંસિ, શ્રીમહાકાલીમહાલક્ષ્મી-મહાસરસ્વત્યો દેવતાઃ, ઐં બીજમ્, હ્રીં શક્તિઃ, ક્લીં કીલકમ્, શ્રીમહાકાલીમહાલક્ષ્મીમહાસરસ્વતીપ્રીત્યર્થે જપે વિનિયોગઃ ।'**

આ (વિનિયોગ) બોલીને જળ છોડવું.

નીચે આપેલાં ન્યાસનાં વિધાનોમાંથી એક-એકનું ઉચ્ચારણ કરીને જમણા હાથની આંગળીઓથી ક્રમશઃ માથું, મુખ, હૃદય, ગુંદા, બંને પગ અને નાભિ - આ અંગોનો સ્પર્શ કરવો.

## ઋષ્યાદિન્યાસ

**બ્રહ્મવિષ્ણુરુદ્રઋષિભ્યો નમઃ, શિરસિ । ગાયત્ર્યુષ્ણિગનુષ્ટુપ્છન્દોભ્યો નમઃ, મુખે ।**

---

૧. શ્રીવિદ્યાના ઉપાસકો માટે ચાર સંધ્યાઓ કરવી આવશ્યક છે. એમાંની તુરીય સંધ્યા મધ્યરાત્રિએ થાય છે.
~~~~

**મહાકાલીમહાલક્ષ્મીમહાસરસ્વતીતદેવતાભ્યો નમઃ, હૃદિ । ઐં બીજાય નમઃ, ગુહ્યે । હ્રીં શક્તયે નમઃ, પાદયોઃ । ક્લીં કીલકાય નમઃ, નાભૌ ।**

**'ૐ ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે ।'** – આ મૂળ મંત્ર વડે હાથોની શુદ્ધિ કરીને કરન્યાસ કરવો.

## કર-ન્યાસ

કરન્યાસમાં હાથની વિભિન્ન આંગળીઓ, હથેળીઓ અને હાથના પાછળના ભાગમાં મંત્રોનો ન્યાસ (સ્થાપન) કરવામાં આવે છે. આ જ પ્રમાણે અંગન્યાસમાં હૃદય વગેરે અંગોમાં મંત્રોનો ન્યાસ થાય છે. મંત્રોને ચેતન અને મૂર્તિમાન માનીને, તે તે અંગોનું નામ ઉચ્ચારીને તે મંત્રમય દેવતાઓનો જ સ્પર્શ અને વંદન કરવામાં આવે છે. આમ કરવાથી પાઠ અથવા જપ કરનારો પોતે મંત્રમય બને છે અને મંત્રદેવતાઓ વડે સર્વથા સુરક્ષિત થઈ જાય છે. તેની બાહ્ય અને આંતર શુદ્ધિ થાય છે, દિવ્ય શક્તિ પ્રાપ્ત થાય છે અને સાધના વિઘ્નરહિત પૂર્ણ થાય છે તથા તે અત્યંત લાભકારક થાય છે.

**ૐ ઐં અઙ્ગુષ્ઠાભ્યાં નમઃ ।** (બંને હાથોની તર્જની-આંગળીઓ વડે બંને અંગૂઠાઓનો સ્પર્શ કરવો.)

**ૐ હ્રીં તર્જનીભ્યાં નમઃ ।** (બંને હાથોના અંગૂઠાઓ વડે બંને તર્જની-આંગળીઓનો સ્પર્શ કરવો.)

**ૐ ક્લીં મધ્યમાભ્યાં નમઃ ।** (બંને અંગૂઠાઓ વડે વચલી-આંગળીઓનો સ્પર્શ કરવો.)

**ૐ ચામુણ્ડાયૈ અનામિકાભ્યાં નમઃ ।** (બંને અંગૂઠાઓ વડે અનામિકા-આંગળીઓનો સ્પર્શ કરવો.)

**ૐ વિચ્ચે કનિષ્ઠિકાભ્યાં નમઃ ।** (બંને અંગૂઠાઓ વડે કનિષ્ઠિકા-આંગળીઓનો સ્પર્શ કરવો.)

**ૐ ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ ।** (હથેળીઓનો અને તેમની પાછળના ભાગોનો પરસ્પર સ્પર્શ કરવો.)

## હૃદયાદિ-ન્યાસ

આ (ન્યાસમાં) જમણા હાથની પાંચે આંગળીઓ વડે હૃદય વગેરે અંગોનો સ્પર્શ કરવામાં આવે છે.

**ૐ ઐં હૃદયાય નમઃ ।** (જમણા હાથની પાંચે આંગળીઓ વડે હૃદયનો સ્પર્શ કરવો.)

**ॐ હ્રીં શિરસે સ્વાહા ।** (માથાનો સ્પર્શ કરવો.)

**ॐ ક્લીં શિખાયૈ વષટ્ ।** (શિખા - વાળની ચોટલીનો સ્પર્શ કરવો.)

**ॐ ચામુણ્ડાયૈ કવચાય હુમ્ ।** (જમણા હાથની આંગળીઓ વડે ડાબા ખભાનો તથા ડાબા હાથની આંગળીઓ વડે જમણા ખભાનો એકસાથે જ સ્પર્શ કરવો.)

**ॐ વિચ્ચે નેત્રત્રયાય વૌષટ્ ।** (જમણા હાથની આંગળીઓનાં ટેરવાં વડે બંને આંખોનો અને કપાળના મધ્યભાગનો સ્પર્શ કરવો.)

**ॐ ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે અસ્ત્રાય ફટ્ ।** (આ મંત્ર બોલીને જમણા હાથને માથા ઉપરથી ડાબી બાજુએથી પાછળ તરફ લઈ જઈને, જમણી બાજુએથી આગળ તરફ લઈ આવવો અને તર્જની તથા મધ્યમા (વચલી) આંગળીઓ વડે ડાબા હાથની હથેળી પર તાળી વગાડવી.)

## અક્ષર-ન્યાસ

નિમ્નલિખિત મંત્રો ઉચ્ચારીને ક્રમશઃ શિખા વગેરેનો જમણા હાથની આંગળીઓ વડે સ્પર્શ કરવો.

**ॐ ઐં નમઃ, શિખાયામ્ । ॐ હ્રીં નમઃ, દક્ષિણનેત્રે । ॐ ક્લીં નમઃ, વામનેત્રે । ॐ ચાં નમઃ, દક્ષિણકર્ણે । ॐ મું નમઃ, વામકર્ણે । ॐ ડાં નમઃ, દક્ષિણનાસાપુટે । ॐ યૈં નમઃ, વામનાસાપુટે । ॐ વિં નમઃ, મુખે । ॐ ચ્ચેં નમઃ, ગુહ્યે ।**

આ પ્રમાણે ન્યાસ કરીને મૂળ મંત્રથી આઠ વાર વ્યાપક સ્પર્શ કરવો (અર્થાત્ - હાથો વડે માથાથી શરૂ કરીને પગ સુધીનાં બધાં અંગોનો સ્પર્શ કરવો); એ પછી પ્રત્યેક દિશામાં ચપટી વગાડતાં વગાડતાં (નિમ્નોક્ત દિઙ્ન્યાસ) ન્યાસ કરવો.

## દિઙ્-ન્યાસ

**ॐ ઐં પ્રાચ્યૈ નમઃ । ॐ ઐં આગ્નેય્યૈ નમઃ । ॐ હ્રીં દક્ષિણાયૈ નમઃ । ॐ હ્રીં નૈર્ઋત્યૈ નમઃ । ॐ ક્લીં પ્રતીચ્યૈ નમઃ । ॐ ક્લીં વાયવ્યૈ નમઃ । ॐ ચામુણ્ડાયૈ ઉદીચ્યૈ નમઃ । ॐ ચામુણ્ડાયૈ ઐશાન્યૈ નમઃ । ॐ ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે ઊર્ધ્વાયૈ નમઃ । ॐ હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે ભૂમ્યૈ નમઃ ।**[૧]

---

૧. અહીં પ્રચલિત પરંપરા અનુસાર ન્યાસવિધિ સંક્ષેપમાં આપવામાં આવી

## ધ્યાનમ્

**ખડ્ગં ચક્રગદેષુચાપપરિઘાઞ્છૂલં ભુશુણ્ડીં શિરઃ**
**શઙ્ખં સન્દધતીં કરૈસ્ત્રિનયનાં સર્વાઙ્ગભૂષાવૃતામ્ ।**
**નીલાશ્મદ્યુતિમાસ્યપાદદશકાં સેવે મહાકાલિકાં**
**યામસ્તૌત્સ્વપિતે હરૌ કમલજો હન્તું મધું કૈટભમ્ ॥ ૧ ॥**[1]
**અક્ષસ્રક્પરશું ગદેષુકુલિશં પદ્મં ધનુઃ કુણ્ડિકાં**
**દણ્ડં શક્તિમસિં ચ ચર્મ જલજં ઘણ્ટાં સુરાભાજનમ્ ।**
**શૂલં પાશસુદર્શને ચ દધતીં હસ્તૈઃ પ્રસન્નાનનાં**
**સેવે સૈરિભમર્દિનીમિહ મહાલક્ષ્મીં સરોજસ્થિતામ્ ॥ ૨ ॥**[2]
**ઘણ્ટાશૂલહલાનિ શઙ્ખમુસલે ચક્રં ધનુઃ સાયકં**
**હસ્તાબ્જૈર્દધતીં ઘનાન્તવિલસચ્છીતાંશુતુલ્યપ્રભામ્ ।**
**ગૌરીદેહસમુદ્ભવાં ત્રિજગતામાધારભૂતાં મહા-**
**પૂર્વામત્ર સરસ્વતીમનુભજે શુમ્ભાદિદૈત્યાર્દિનીમ્ ॥ ૩ ॥**[3]

આ પછી '**ઐં હ્રીં અક્ષમાલિકાયૈ નમઃ।**' - આ મંત્રથી માળાની પૂજા કરીને પ્રાર્થના કરવી –

**ૐ માં માલે મહામાયે સર્વશક્તિસ્વરૂપિણિ ।**
**ચતુર્વર્ગસ્ત્વયિ ન્યસ્તસ્તસ્માન્મે સિદ્ધિદા ભવ ॥**
**ૐ અવિઘ્નં કુરુ માલે ત્વાં ગુહ્ણામિ દક્ષિણે કરે ।**
**જપકાલે ચ સિદ્ધ્યર્થં પ્રસીદ મમ સિદ્ધયે ॥**

**ૐ અક્ષમાલાધિપતયે સુસિદ્ધિં દેહિ દેહિ સર્વમન્ત્રાર્થસાધિનિ સાધય સાધય સર્વસિદ્ધિં પરિકલ્પય પરિકલ્પય મે સ્વાહા ।**

આના પછી '**ૐ ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે ।**' – આ મંત્રનો ૧૦૮ વાર જપ કરવો; અને નીચે લખેલા શ્લોકનો પાઠ કરીને દેવીના

---

છે. જેઓ વિસ્તાર પૂર્વક આ વિધિ કરવા ઈચ્છતા હોય તેઓ અન્યત્રથી (મેળવીને) સારસ્વત-ન્યાસ, માતૃકાગણન્યાસ, ષડ્દેવીન્યાસ, બ્રહ્માદિન્યાસ, મહાલક્ષ્મ્યાદિન્યાસ, બીજમંત્રન્યાસ, વિલોમબીજન્યાસ, મંત્રવ્યાપ્તિન્યાસ વગેરે અન્ય પ્રકારના ન્યાસ પણ કરી શકે છે.

૧. આનો અર્થ 'સપ્તશતી'ના પહેલા અધ્યાયના આરંભમાં (પૃષ્ઠાંક ૫૯-૬૦માં) છે.
૨. આનો અર્થ 'સપ્તશતી'ના બીજા અધ્યાયના આરંભમાં (પૃષ્ઠાંક ૭૫માં) છે.
૩. આનો અર્થ 'સપ્તશતી'ના પાંચમા અધ્યાયના આરંભમાં (પૃષ્ઠાંક ૧૦૯માં) છે.

ડાબા હાથમાં જપ નિવેદિત કરવો.

ગુહ્યાતિગુહ્યગોપ્ત્રી ત્વં ગૃહાણાસ્મત્કૃતં જપમ્ ।
સિદ્ધિર્ભવતુ મે દેવિ ત્વત્પ્રસાદાન્મહેશ્વરિ ॥

# સપ્તશતીન્યાસ

ત્યારબાદ 'સપ્તશતી'નો વિનિયોગ, તેનો ન્યાસ અને તેનું ધ્યાન કરવાં જોઈએ. ન્યાસની વિધિ અગાઉ જણાવ્યા પ્રમાણે છે –

**પ્રથમમધ્યમોત્તરચરિત્રાણાં બ્રહ્મવિષ્ણુરુદ્રા ઋષયઃ, શ્રીમહાકાલી-મહાલક્ષ્મીમહાસરસ્વત્યો દેવતાઃ, ગાયત્ર્યુષ્ણિગનુષ્ટુભશ્છન્દાંસિ, નન્દાશાકમ્ભરીભીમાઃ શક્તયઃ, રક્તદન્તિકાદુર્ગાભ્રામર્યો બીજાનિ, અગ્નિવાયુ-સૂર્યાસ્તત્ત્વાનિ, ઋગ્યજુઃસામવેદા ધ્યાનાનિ, સકલકામનાસિદ્ધયે શ્રીમહાકાલીમહાલક્ષ્મીમહાસરસ્વતીદેવતાપ્રીત્યર્થે જપે વિનિયોગઃ ।**

**ૐ ખડ્ગિની શૂલિની ઘોરા ગદિની ચક્રિણી તથા ।**
**શઙ્ખિની ચાપિની બાણભુશુણ્ડીપરિઘાયુધા[1] ॥ અઙ્ગુષ્ઠાભ્યાં નમઃ ॥**

**ૐ શૂલેન પાહિ નો દેવિ પાહિ ખડ્ગેન ચામ્બિકે ।**
**ઘણ્ટાસ્વનેન નઃ પાહિ ચાપજ્યાનિઃસ્વનેન ચ ॥ તર્જનીભ્યાં નમઃ ॥**

**ૐ પ્રાચ્યાં રક્ષ પ્રતીચ્યાં ચ ચણ્ડિકે રક્ષ દક્ષિણે ।**
**ભ્રામણેનાત્મશૂલસ્ય ઉત્તરસ્યાં તથેશ્વરિ ॥ મધ્યમાભ્યાં નમઃ ॥**

**ૐ સૌમ્યાનિ યાનિ રૂપાણિ ત્રૈલોક્યે વિચરન્તિ તે ।**
**યાનિ ચાત્યર્થઘોરાણિ તૈ રક્ષાસ્માંસ્તથા ભુવમ્ ॥ અનામિકાભ્યાં નમઃ ॥**

**ૐ ખડ્ગશૂલગદાદીનિ યાનિ ચાસ્ત્રાણિ તેઽમ્બિકે ।**
**કરપલ્લવસઙ્ગીનિ તૈરસ્માન્ રક્ષ સર્વતઃ[2] ॥ કનિષ્ઠિકાભ્યાં નમઃ ॥**

**ૐ સર્વસ્વરૂપે સર્વેશે સર્વશક્તિસમન્વિતે ।**
**ભયેભ્યસ્ત્રાહિ નો દેવિ દુર્ગે દેવિ નમોઽસ્તુ તે[3] ॥ કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ ॥**

**ૐ ખડ્ગિની શૂલિની ઘોરા૦ – હૃદયાય નમઃ ।**
**ૐ શૂલેન પાહિ નો દેવિ૦ – શિરસે સ્વાહા ।**
**ૐ પ્રાચ્યાં રક્ષ પ્રતીચ્યાં ચ૦ – શિખાયૈ વષટ્ ।**

---

૧. આનો અર્થ પૃષ્ઠાંક ૭૧માં છે. ૨. આ ચાર શ્લોકોનો અર્થ પૃષ્ઠાંક ૧૦૪-૧૦૫માં છે.
૩. આનો અર્થ પૃષ્ઠાંક ૧૬૪માં છે.

ૐ સૌમ્યાનિ યાનિ રૂપાણિ૦ – કવચાય હુમ્ ।
ૐ ખડ્ગશૂલગદાદીનિ૦ – નેત્રત્રયાય વૌષટ્ ।
ૐ સર્વસ્વરૂપે સર્વેશે૦ – અસ્ત્રાય ફટ્ ।

## ધ્યાન

**વિદ્યુદ્દામસમપ્રભાં મૃગપતિસ્કન્ધસ્થિતાં ભીષણાં**
**કન્યાભિઃ કરવાલખેટવિલસદ્ધસ્તાભિરાસેવિતામ્ ।**
**હસ્તૈશ્ચક્રગદાસિખેટવિશિખાંશ્ચાપં ગુણં તર્જનીં**
**બિભ્રાણામનલાત્મિકાં શશિધરાં દુર્ગાં ત્રિનેત્રાં ભજે[૧] ॥**

આના પછી પહેલાં ચરિત્રનો વિનિયોગ અને ધ્યાન કરીને 'માર્કણ્ડેય ઉવાચ'થી સપ્તશતીનો પાઠ શરૂ કરવો. પ્રત્યેક ચરિત્રનો વિનિયોગ મૂળ સપ્તશતીની સાથે જ આપવામાં આવ્યો છે તથા પ્રત્યેક અધ્યાયના આરંભમાં અર્થસહિત ધ્યાન (નો પાઠશ્લોક) પણ આપવામાં આવ્યો છે. પાઠ પ્રેમપૂર્વક ભગવતીનું ધ્યાન કરતા રહીને કરવો. મધુર અવાજ, અક્ષરોનું સ્પષ્ટ ઉચ્ચારણ, પદોનું વિભાજન, ઉત્તમ સ્વર, ધૈર્ય, એક જ લયમાં બોલવું – આ બધા પાઠ કરનારાના ગુણ છે.[૨] જે પાઠ કરતી વખતે રાગપૂર્વક ગાય છે, ઉચ્ચારણમાં ઉતાવળ કરે છે, માથું હલાવે છે, પોતાના હાથે લખાયેલા પુસ્તક પરથી પાઠ કરે છે, અર્થની જાણકારી ધરાવતો નથી અને અધૂરો મંત્ર કંઠસ્થ કરે છે તેને પાઠ કરનારાઓમાં અધમ માનવામાં આવ્યો છે.[૩] જ્યાં સુધી અધ્યાય સમાપ્ત ન થાય ત્યાં સુધી વચમાં પાઠ કરવાનું બંધ કરવું નહીં. જો પ્રમાદ (આળસ, ગફલત)ને લીધે અધ્યાયની વચમાં પાઠનો વિરામ થઈ જાય તો ફરીથી પ્રત્યેક વખતે પૂરા અધ્યાયનો પાઠ કરવો.[૪] અજ્ઞાનને લીધે પુસ્તક

---

૧. આનો અર્થ બારમા અધ્યાયના આરંભમાં (પૃષ્ઠાંક ૧૭૧માં) છે.

૨. માધુર્યમક્ષરવ્યક્તિઃ પદચ્છેદસ્તુ સુસ્વરઃ ।
ધૈર્યં લયસમર્થં ચ ષડેતે પાઠકા ગુણાઃ ॥

૩. ગીતી શીઘ્રી શિરઃકમ્પી તથા લિખિતપાઠકઃ ।
અનર્થજ્ઞોડલ્પકણ્ઠશ્ચ ષડેતે પાઠકાધમાઃ ॥

૪. યાવન્ન પૂર્યતેડધ્યાયસ્તાવન્ન વિરમેત્પઠન્ ।
યદિ પ્રમાદાદધ્યાયે વિરામો ભવતિ પ્રિયે ।
પુનરધ્યાયમારભ્ય પઠેત્સર્વં મુહુર્મુહુઃ ॥

હાથમાં લઈને પાઠ કરવાનું ફળ અડધું જ મળે છે. સ્તોત્રનો પાઠ મનમાં નહીં, વાણીથી ઉચ્ચારીને (બોલીને) થવો જોઈએ. વાણી વડે તેનું સ્પષ્ટ ઉચ્ચારણ જ ઉત્તમ મનાયું છે.[૧] બહુ મોટે મોટે (ઘાંટા પાડીને) બોલવું અને પાઠ કરવામાં ઉતાવળ કરવી એ (બંને) પણ ત્યાજ્ય છે. પ્રયત્નપૂર્વક, શુદ્ધ અને સ્થિર ચિત્તે પાઠ કરવો જોઈએ.[૨] જો પાઠ કંઠસ્થ ન હોય તો પુસ્તકની મદદથી કરવો. પોતાના હાથે લખેલા અથવા બ્રાહ્મણ સિવાયના મનુષ્યે લખેલા સ્તોત્રનો પાઠ કરવો નહીં.[૩] જો એક હજાર કરતાં વધુ શ્લોકોનો કે મંત્રોનો ગ્રંથ હોય તો પુસ્તકમાં જોઈને જ પાઠ કરવો. આના કરતાં ઓછા શ્લોક હોય તો તેમને કંઠસ્થ કરીને, પુસ્તકના આધાર વિના પણ પાઠ કરી શકાય છે.[૪] અધ્યાય સમાપ્ત થાય ત્યારે 'ઈતિ', 'વધ', 'અધ્યાય', 'સમાપ્ત' - આ શબ્દોનું ઉચ્ચારણ કરવું જોઈએ નહીં.[૫]

~~~~

---

૧. અજ્ઞાનાત્સ્થાપિતે હસ્તે પાઠે હ્યર્ધફલં ધ્રુવમ્ ।
ન માનસે પઠેત્સ્તોત્રં વાચિકં તુ પ્રશસ્યતે ॥

૨. ઉચ્ચૈઃપાઠં નિષિદ્ધં સ્યાત્ત્વરાં ચ પરિવર્જયેત્ ।
શુદ્ધેનાચલચિત્તેન પઠિતવ્યં પ્રયત્નતઃ ॥

૩. કણ્ઠસ્થપાઠાભાવે તુ પુસ્તકોપરિ વાચયેત્ ।
ન સ્વયં લિખિતં સ્તોત્રં નાબ્રાહ્મણલિપિં પઠેત્ ॥

૪. પુસ્તકે વાચનં શસ્તં સહસ્રાદધિકં યદિ ।
તતો ન્યૂનસ્ય તુ ભવેદ્ વાચનં પુસ્તકં વિના ॥

૫. અધ્યાય સમાપ્ત થાય ત્યારે આમ બોલવું જોઈએ –'શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે પ્રથમઃ ૐ તત્સત્ ।' આ જ પ્રમાણે '... દ્વિતીયઃ ૐ તત્સત્', '.... તૃતીયઃ ૐ તત્સત્' વગેરે કહીને સમાપ્તિ કરવી જોઈએ.
~~~~

॥ શ્રીદુર્ગાયૈ નમઃ ॥

# શ્રીદુર્ગાસપ્તશતી

* * *

## પહેલો અધ્યાય

* * *

### મેધા ઋષિ વડે રાજા સુરથ અને સમાધિને ભગવતીનો મહિમા બતાવવો અને મધુ-કૈટભના વધનો પ્રસંગ સંભળાવવો

* * *

**વિનિયોગઃ**

**ૐ પ્રથમચરિત્રસ્ય બ્રહ્મા ઋષિઃ, મહાકાલી દેવતા, ગાયત્રી છન્દઃ, નન્દા શક્તિઃ, રક્તદન્તિકા બીજમ્, અગ્નિસ્તત્ત્વમ્, ઋગ્વેદઃ સ્વરૂપમ્, શ્રીમહાકાલીપ્રીત્યર્થે પ્રથમચરિત્રજપે વિનિયોગઃ ।**

**ધ્યાનમ્**

**ૐ ખડ્ગં ચક્રગદેષુચાપપરિઘાચ્છૂલં ભુશુણ્ડીં શિરઃ**
**શઙ્ખં સન્દધતીં કરૈસ્ત્રિનયનાં સર્વાઙ્ગભૂષાવૃતામ્ ॥ ૧ ॥**

---

**વિનિયોગ :** પ્રથમ ચરિત્રના બ્રહ્મા ઋષિ છે, મહાકાળી દેવતા છે, ગાયત્રી છંદ છે, નંદા શક્તિ છે, રક્તદંતિકા બીજ છે, અગ્નિ તત્ત્વ છે અને ઋગ્વેદ સ્વરૂપ છે. શ્રીમહાકાળીદેવીની પ્રસન્નતા માટે પ્રથમ ચરિત્રના જપમાં (આ) વિનિયોગ કરવામાં આવે છે.

**ધ્યાન :** ભગવાન વિષ્ણુના સૂઈ જવાથી મધુ અને કૈટભને હણવા માટે કમળમાંથી જન્મેલા બ્રહ્માજીએ જેમનું સ્તવન કર્યું હતું તે મહાકાળીદેવીનું હું સેવન કરું છું. તેઓ પોતાના દસ હાથોમાં ખડ્ગ, ચક્ર, ગદા, બાણ, ધનુષ્ય, પરિઘ, શૂળ, ભુશુંડી, મસ્તક અને શંખ ધારણ કરે છે. તેમને ત્રણ આંખો છે. તેઓ સઘળાં અંગોમાં દિવ્ય આભૂષણોથી વિભૂષિત છે. તેમના શરીરની કાન્તિ નીલમણિ જેવી છે તથા તેઓ દસ મુખવાળાં અને દસ પગવાળાં છે.

**નીલાશ્મદ્યુતિમાસ્યપાદદશકાં સેવે મહાકાલિકાં**
**યામસ્તૌત્સ્વપિતે હરૌ કમલજો હન્તું મધું કૈટભમ્ ॥ ૧ ॥**

ૐ નમશ્ચણ્ડિકાયૈ ॥

'ૐ' ઐં માર્કણ્ડેય ઉવાચ ॥ ૧ ॥

**સાવર્ણિઃ સૂર્યતનયો યો મનુઃ કથ્યતેઽષ્ટમઃ ।**
**નિશામય તદુત્પત્તિં વિસ્તરાદ્ ગદતો મમ ॥ ૨ ॥**

**મહામાયાનુભાવેન યથા મન્વન્તરાધિપઃ ।**
**સ બભૂવ મહાભાગઃ સાવર્ણિસ્તનયો રવેઃ ॥ ૩ ॥**

**સ્વારોચિષેઽન્તરે પૂર્વં ચૈત્રવંશસમુદ્ભવઃ ।**
**સુરથો નામ રાજાભૂત્સમસ્તે ક્ષિતિમણ્ડલે ॥ ૪ ॥**

**તસ્ય પાલયતઃ સમ્યક્ પ્રજાઃ પુત્રાનિવૌરસાન્ ।**
**બભૂવુઃ શત્રવો ભૂપાઃ કોલાવિધ્વંસિનસ્તદા ॥ ૫ ॥**

---

ૐ ચંડિકાદેવીને નમસ્કાર છે.

'ૐ ઐં' **માર્કણ્ડેયજી બોલ્યા** – (૧) સૂર્યના પુત્ર સાવર્ણિ, કે જેઓ આઠમા મનુ કહેવાય છે તેમની ઉત્પત્તિની કથા વિસ્તારપૂર્વક કહું છું, સાંભળો. (૨) સૂર્યપુત્ર મહાભાગ સાવર્ણિ ભગવતી મહામાયાના અનુગ્રહ (કૃપા-કરુણા)થી જે રીતે મન્વંતરના સ્વામી થયા, તે જ પ્રસંગ સંભળાવું છું. (૩) પૂર્વકાળની વાત છે, સ્વારોચિષ મન્વંતરમાં સુરથ નામે એક રાજા હતા, જેઓ ચૈત્રવંશમાં ઉત્પન્ન થયા હતા. તેમનો સમસ્ત ભૂમંડળ પર અધિકાર હતો. (૪) તેઓ પ્રજાનું પોતાના ઔરસ પુત્રોની જેમ ધર્મપૂર્વક પાલનપોષણ કરતા હતા; તેમ છતાં પણ તે સમયે કોલાવિધ્વંસી[1] નામના ક્ષત્રિયો તેમના શત્રુ બની ગયા હતા. (૫)

---

૧. 'કોલાવિધ્વંસી' – આ કોઈ વિશેષ કુળના ક્ષત્રિયોની સંજ્ઞા (નામ, ઓળખ) છે. દક્ષિણમાં કોલા નગરી પ્રસિદ્ધ છે. તે પ્રાચીન કાળમાં રાજધાની હતી. જે ક્ષત્રિયોએ તેના પર આક્રમણ કરીને તેનો વિધ્વંસ (નાશ) કર્યો તેઓ 'કોલાવિધ્વંસી' કહેવાયા.

તસ્ય તૈરભવદ્ યુદ્ધમતિપ્રબલદણ્ડિનઃ ।
ન્યૂનૈરપિ સ તૈર્યુદ્ધે કોલાવિધ્વંસિભિર્જિતઃ ॥ ૬ ॥

તતઃ સ્વપુરમાયાતો નિજદેશાધિપોઽભવત્ ।
આક્રાન્તઃ સ મહાભાગસ્તૈસ્તદા પ્રબલારિભિઃ ॥ ૭ ॥

અમાત્યૈર્બલિભિર્દુષ્ટૈર્દુર્બલસ્ય દુરાત્મભિઃ ।
કોશો બલં ચાપહૃતં તત્રાપિ સ્વપુરે તતઃ ॥ ૮ ॥

તતો મૃગયાવ્યાજેન હૃતસ્વામ્યઃ સ ભૂપતિઃ ।
એકાકી હયમારુહ્ય જગામ ગહનં વનમ્ ॥ ૯ ॥

સ તત્રાશ્રમમદ્રાક્ષીદ્ દ્વિજવર્યસ્ય મેધસઃ ।
પ્રશાન્તશ્વાપદાકીર્ણં મુનિશિષ્યોપશોભિતમ્ ॥૧૦॥

તસ્થૌ કઞ્ચિત્સ કાલં ચ મુનિના તેન સત્કૃતઃ ।
ઈતશ્ચેતશ્ચ વિચરંસ્તસ્મિન્મુનિવરાશ્રમે ॥૧૧॥

રાજા સુરથની દંડનીતિ ઘણી પ્રબળ હતી. તેમનું શત્રુઓ સાથે યુદ્ધ થયું. જોકે કોલાવિધ્વંસીઓ સંખ્યામાં ઓછા હતા, તોપણ રાજા સુરથ તે યુદ્ધમાં તેમનાથી પરાસ્ત (પરાજિત) થઈ ગયા. (૬) ત્યારે તેઓ યુદ્ધભૂમિમાંથી પોતાના નગરમાં પાછા આવી ગયા અને માત્ર પોતાના દેશના જ રાજા થઈને રહેવા લાગ્યા (સમસ્ત પૃથ્વી પરથી હવે તેમનો અધિકાર ઊઠી ગયો); પરંતુ ત્યાં પણ તે પ્રબળ શત્રુઓએ તે સમયે મહાભાગ રાજા સુરથ પર આક્રમણ કરી દીધું. (૭)

રાજાનું બળ ક્ષીણ થઈ ચાલ્યું હતું; તેથી તેમના દુષ્ટ, બળવાન અને દુરાત્મા મંત્રીઓએ ત્યાં તેમની રાજધાનીમાં પણ રાજ્યની સેના અને ખજાનો પડાવી લીધાં. (૮) સુરથનું પ્રભુત્વ નષ્ટ થઈ ચૂક્યું હતું, તેથી તેઓ શિકાર ખેલવાના બહાને ઘોડા પર સવાર થઈને ત્યાંથી એકલા જ એક ગાઢ જંગલમાં ચાલ્યા ગયા. (૯) ત્યાં તેમણે વિપ્રવર્ય મેધા મુનિનો આશ્રમ જોયો, કે જ્યાં કેટલાયે હિંસક જીવો (પોતાની સ્વાભાવિક હિંસાવૃત્તિ ત્યજી દઈને) પરમ શાંતભાવે રહેતા હતા. મુનિના ઘણાબધા શિષ્યો તે વનની શોભા વધારી રહ્યા હતા. (૧૦) ત્યાં જવાથી તેમનો મુનિએ સત્કાર કર્યો અને તેઓ તે મુનિશ્રેષ્ઠના આશ્રમમાં અહીં-તહીં વિચરણ કરતા કેટલોક સમય રહ્યા. (૧૧)

સોઽચિન્તયત્તદા તત્ર મમત્વાકૃષ્ટચેતનઃ[1] ।
મત્પૂર્વૈઃ પાલિતં પૂર્વં મયા હીનં પુરં હિ તત્ ॥ ૧૨ ॥
મદ્‌ભૃત્યૈસ્તૈરસદ્‌વૃત્તૈર્ધર્મતઃ પાલ્યતે ન વા ।
ન જાને સ પ્રધાનો મે શૂરહસ્તી સદામદઃ ॥ ૧૩ ॥
મમ વૈરિવશં યાતઃ કાન્ ભોગાનુપલપ્સ્યતે ।
યે મમાનુગતા નિત્યં પ્રસાદધનભોજનૈઃ ॥ ૧૪ ॥
અનુવૃત્તિં ધ્રુવં તેઽદ્ય કુર્વન્ત્યન્યમહીભૃતામ્ ।
અસમ્યગ્વ્યયશીલૈસ્તૈઃ કુર્વદ્ભિઃ સતતં વ્યયમ્ ॥ ૧૫ ॥
સઞ્ચિતઃ સોઽતિદુઃખેન ક્ષયં કોશો ગમિષ્યતિ ।
એતચ્ચાન્યચ્ચ સતતં ચિન્તયામાસ પાર્થિવઃ ॥ ૧૬ ॥
તત્ર વિપ્રાશ્રમાભ્યાશે વૈશ્યમેકં દદર્શ સઃ ।
સ પૃષ્ટસ્તેન કસ્ત્વં ભો હેતુશ્ચાગમનેઽત્ર કઃ ॥ ૧૭ ॥
સશોક ઇવ કસ્માત્ત્વં દુર્મના ઇવ લક્ષ્યસે ।
ઇત્યાકર્ણ્ય વચસ્તસ્ય ભૂપતેઃ પ્રણયોદિતમ્ ॥ ૧૮ ॥

---

પછી મમતાથી આકૃષ્ટચિત્ત થઈને ત્યાં આ પ્રમાણે ચિંતા કરવા લાગ્યા – "અગાઉના સમયમાં મારા પૂર્વજોએ જેનું પાલનપોષણ કર્યું હતું તે જ નગર આજે મારાથી વંચિત છે; ખબર નહીં, મારા દુરાચારી નોકરચાકરો તેનું ધર્મપૂર્વક રક્ષણ કરે છે કે નહીં. જે હંમેશાં મદ વરસાવતો અને શૂરવીર હતો તે મારો મુખ્ય હાથી અત્યારે શત્રુઓના તાબે થઈને કોણ જાણે શા ભોગો ભોગવતો હશે? જે લોકો મારી કૃપા, ધન અને ભોજન પામવાથી મારી પાછળ-પાછળ ચાલતા હતા તેઓ નક્કી જ હવે બીજા રાજાઓનું અનુસરણ કરતા હશે. તે (ધનનો) અપવ્યય કરનારા લોકો વડે હંમેશાં ખર્ચ થતો રહેવાને કારણે, અત્યંત કષ્ટપૂર્વક જમા કરાયેલો મારો તે ખજાનો ખાલી થઈ જશે." આ તથા આવી બીજી પણ ઘણી બાબતો રાજા સુરથ નિરંતર વિચાર્યા કરતા હતા. (૧૨-૧૬) એક દિવસે તેમણે ત્યાં વિપ્રવર મેધાના

---

૧. પાઠાન્તર – મમત્વાકૃષ્ટમાનસઃ ।

**પ્રત્યુવાચ સ તં વૈશ્યઃ પ્રશ્રયાવનતો નૃપમ્ ॥ ૧૯ ॥**

વૈશ્ય ઉવાચ ॥ ૨૦ ॥

**સમાધિર્નામ વૈશ્યોऽહમુત્પન્નો ધનિનાં કુલે ॥ ૨૧ ॥**
**પુત્રદારૈર્નિરસ્તશ્ચ ધનલોભાદસાધુભિઃ ।**
**વિહીનશ્ચ ધનૈર્દારૈઃ પુત્રૈરાદાય મે ધનમ્ ॥ ૨૨ ॥**
**વનમભ્યાગતો દુઃખી નિરસ્તશ્ચાપ્તબન્ધુભિઃ ।**
**સોऽહં ન વેદ્મિ પુત્રાણાં કુશલાકુશલાત્મિકામ્ ॥ ૨૩ ॥**
**પ્રવૃત્તિં સ્વજનાનાં ચ દારાણાં ચાત્ર સંસ્થિતઃ ।**
**કિં નુ તેષાં ગૃહે ક્ષેમમક્ષેમં કિં નુ સામ્પ્રતમ્ ॥ ૨૪ ॥**
**કથં તે કિં નુ સદ્વૃત્તા દુર્વૃત્તાઃ કિં નુ મે સુતાઃ ॥ ૨૫ ॥**

રાજોવાચ ॥ ૨૬ ॥

**યૈર્નિરસ્તો ભવાઁલ્લુબ્ધૈઃ પુત્રદારાદિભિર્ધનૈઃ ॥ ૨૭ ॥**

---

આશ્રમ નજીક એક વૈશ્યને જાયો અને તેને પૂછ્યું – ''ભાઈ! તમે કોણ છો? અહીં તમારા આવવાનો શો હેતુ છે? તમે કેમ શોકગ્રસ્ત અને અન્યમનસ્ક જેવા દેખાઓ છો?'' રાજા સુરથે પ્રેમપૂર્વક કહેલાં આ વચન સાંભળીને તે વૈશ્યે વિનમ્રભાવે તેમને પ્રણામ કરીને કહ્યું – (૧૭-૧૯)

**વૈશ્ય બોલ્યો** – (૨૦) હે રાજન્! હું ધનવાનોના કુળમાં જન્મેલો એક વૈશ્ય છું. મારું નામ સમાધિ છે. (૨૧) મારાં દુષ્ટ પત્ની-પુત્રોએ ધનના લોભને લીધે મને ઘરમાંથી બહાર કાઢી મૂક્યો છે. હું અત્યારે ધન, પત્ની અને પુત્રોથી વંચિત છું. મારાં વિશ્વાસુ સગાંઓએ મારું જ ધન (પડાવી) લઈને મને દૂર કરી દીધો છે; તેથી દુઃખી થઈને હું જંગલમાં ચાલ્યો આવ્યો છું. અહીં રહેવાને લીધે હું એ વાત જાણતો નથી કે મારા પુત્રો, મારી પત્ની અને મારાં સ્વજનો કુશળ છે કે નહીં. આ સમયે ઘરમાં તેઓ કુશળતાપૂર્વક રહે છે કે પછી તેમને કોઈ કષ્ટ છે? (૨૨-૨૪) મારા તે પુત્રો કેવા છે? શું તેઓ સદાચારી છે કે પછી દુરાચારી થઈ ગયા છે? (૨૫)

**રાજાએ પૂછ્યું** – (૨૬) જે લોભી પત્ની-પુત્રો વગેરેએ ધનને કારણે

**તેષુ કિં ભવતઃ સ્નેહમનુબધ્નાતિ માનસમ્ ॥ ૨૮ ॥**

વૈશ્ય ઉવાચ ॥ ૨૯ ॥

**એવમેતદ્યથા પ્રાહ ભવાનસ્મદ્ગતં વચઃ ॥ ૩૦ ॥**

**કિં કરોમિ ન બધ્નાતિ મમ નિષ્ઠુરતાં મનઃ ।**
**યૈઃ સંત્યજ્ય પિતૃસ્નેહં ધનુલુબ્ધૈર્નિરાકૃતઃ ॥ ૩૧ ॥**

**પતિસ્વજનહાર્દં ચ હાર્દિ તેષ્વેવ મે મનઃ ।**
**કિમેતન્નાભિજાનામિ જાનન્નપિ મહામતે ॥ ૩૨ ॥**

**યત્પ્રેમપ્રવણં ચિત્તં વિગુણેષ્વપિ બન્ધુષુ ।**
**તેષાં કૃતે મે નિઃશ્વાસો દૌર્મનસ્યં ચ જાયતે ॥ ૩૩ ॥**

**કરોમિ કિં યન્ન મનસ્તેષ્વપ્રીતિષુ નિષ્ઠુરમ્ ॥ ૩૪ ॥**

માર્કણ્ડેય ઉવાચ ॥ ૩૫ ॥

**તતસ્તૌ સહિતૌ વિપ્ર તં મુનિં સમુપસ્થિતૌ ॥ ૩૬ ॥**

---

તમને ઘરમાંથી કાઢી મૂક્યા છે તેમના પ્રત્યે તમારી ચિત્તમાં આટલું સ્નેહ (મમતા)નું બંધન કેમ છે? (૨૭-૨૮)

**વૈશ્ય બોલ્યો** – (૨૯) તમે મારા વિશે આ જે કહ્યું તે યથાર્થ છે. (૩૦) પણ શું કરું? મારું મન નિષ્ઠુરતા ધારણ કરતું નથી. જેમણે ધનથી લુબ્ધ થઈને પિતા પ્રત્યેના સ્નેહને, પતિ પ્રત્યેના પ્રેમને તથા આત્મીયજન પ્રત્યેના અનુરાગને તિલાંજલિ આપી દઈને મને ઘટમાંથી કાઢી મૂક્યો છે તેમના પ્રત્યે મારા હૃદયમાં આટલો સ્નેહ છે. હે મહામતિ! ગુણહીન સગાંસંબંધીઓ પ્રત્યે પણ મારું ચિત્ત આ પ્રમાણે પ્રેમમગ્ન થઈ રહ્યું છે, એ શું છે – આ વાત હું જાણતો હોવા છતાં પણ જાણી શકતો નથી. તેમના માટે હું નિસાસો નાખું છું અને મારું હૃદય અત્યંત દુઃખી થઈ રહ્યું છે. (૩૧-૩૩) તે લોકોમાં પ્રેમનો સર્વથા અભાવ છે, તોપણ તેમના પ્રત્યે મારું મન નિષ્ઠુર થવા પામતું નથી, તો આ માટે હું શું કરું? (૩૪)

**માર્કણ્ડેયજી કહે છે** – (૩૫) હે બ્રહ્મન્! ત્યારપછી નૃપશ્રેષ્ઠ સુરથ

**સમાધિર્નામ વૈશ્યોઽસૌ સ ચ પાર્થિવસત્તમઃ ।**
**કૃત્વા તુ તૌ યથાન્યાયં યથાર્હં તેન સંવિદમ્ ॥ ૩૭ ॥**
**ઉપવિષ્ટૌ કથાઃ કાશ્ચિચ્ચક્રતુર્વૈશ્યપાર્થિવૌ ॥ ૩૮ ॥**

**રાજોવાચ ॥ ૩૯ ॥**

**ભગવંસ્ત્વામહં પ્રષ્ટુમિચ્છામ્યેકં વદસ્વ તત્ ॥ ૪૦ ॥**

**દુઃખાય યન્મે મનસઃ સ્વચિત્તાયત્તતાં વિના ।**
**મમત્વં ગતરાજ્યસ્ય રાજ્યાઙ્ગેષ્વખિલેષ્વપિ ॥ ૪૧ ॥**

**જાનતોઽપિ યથાજ્ઞસ્ય કિમેતન્મુનિસત્તમ ।**
**અયં ચ નિકૃતઃ[1] પુત્રૈર્દારૈર્ભૃત્યૈસ્તથોજ્ઝિતઃ ॥ ૪૨ ॥**

**સ્વજનેન ચ સંત્યક્તસ્તેષુ હાર્દી તથાપ્યતિ ।**
**એવમેષ તથાહં ચ દ્વાવપ્યત્યન્તદુઃખિતૌ ॥ ૪૩ ॥**

---

અને સમાધિ નામનો તે વૈશ્ય - બંને સાથે-સાથે મેધા મુનિ સમક્ષ ઉપસ્થિત થયા અને તેમની સાથે યથાયોગ્ય ન્યાયપૂર્વકનો વિનયપૂર્ણ વર્તાવ કરીને બેઠા. ત્યારપછી તે વૈશ્ય અને રાજાએ કંઈક કહેવાનું શરૂ કર્યું. (૩૬-૩૮)

**રાજાએ કહ્યું** – (૩૯) હે ભગવાન! હું તમને એક વાત પૂછવા ઈચ્છું છું, તમે તે વિશે કહો. (૪૦) મારું ચિત્ત પોતાને આધીન નહીં હોવાને કારણે એ બાબત મારા મનને ઘણું દુઃખ આપે છે કે જે રાજ્ય મારા હાથમાંથી જતું રહ્યું છે તેનાં અને તેનાં બધાં અંગોમાં મારી મમતા બની રહેલી છે. (૪૧) હે મુનિશ્રેષ્ઠ! હવે તે મારું નથી એ જાણતો હોવા છતાં પણ તેને માટે અજ્ઞાનીની જેમ મને દુઃખ થાય છે; આ શું છે? આ તરફ આ વૈશ્ય પણ ઘરમાંથી અપમાનિત થઈને આવ્યો છે; તેના પુત્રો, પત્ની અને નોકરચાકરોએ તેને તરછોડી દીધો છે; (૪૨) તેનાં સ્વજનોએ પણ તેનો પરિત્યાગ કરી દીધો છે, તોપણ આ તેમના પ્રત્યે અત્યંત હાર્દિક સ્નેહ રાખે છે. આ પ્રમાણે આ અને હું બંનેય ઘણા દુઃખી છીએ. (૪૩)

---

૧. પાઠાન્તર – નિષ્કૃતઃ ।

દૃષ્ટદોષેઽપિ વિષયે મમત્વાકૃષ્ટમાનસૌ ।
તત્કિમેત[1]ન્મહાભાગ યન્મોહો જ્ઞાનિનોરપિ ॥ ૪૪ ॥
મમાસ્ય ચ ભવત્યેષા વિવેકાન્ધસ્ય મૂઢતા ॥ ૪૫ ॥

ઋષિરુવાચ ॥ ૪૬ ॥

જ્ઞાનમસ્તિ સમસ્તસ્ય જન્તોર્વિષયગોચરે ॥ ૪૭ ॥
વિષય[2]શ્ચ મહાભાગ યાતિ[3] ચૈવં પૃથક્ પૃથક્ ।
દિવાન્ધાઃ પ્રાણિનઃ કેચિદ્રાત્રાવન્ધાસ્તથાપરે ॥ ૪૮ ॥
કેચિદ્દિવા તથા રાત્રૌ પ્રાણિનસ્તુલ્યદૃષ્ટયઃ ।
જ્ઞાનિનો મનુજાઃ સત્યં કિં[4] તુ તે ન હિ કેવલમ્ ॥ ૪૯ ॥
યતો હિ જ્ઞાનિનઃ સર્વે પશુપક્ષિમૃગાદયઃ ।
જ્ઞાનં ચ તન્મનુષ્યાણાં યત્તેષાં મૃગપક્ષિણામ્ ॥ ૫૦ ॥

---

જેમાં પ્રત્યક્ષ દોષ જોવામાં આવ્યો છે તે વિષય માટે પણ અમારા મનમાં મમતાજનિત આકર્ષણ ઉત્પન્ન થઈ રહ્યું છે. હે મહાભાગ! અમે બંને સમજદાર છીએ, તોપણ અમારામાં જે મોહ ઉત્પન્ન થયો છે, એ શું છે? વિવેકશૂન્ય મનુષ્યની જેમ મારામાં અને આ (વૈશ્ય)માં પણ આ મૂઢતા પ્રત્યક્ષ દેખાઈ આવે છે (એમ કેમ?). (૪૪-૪૫)

**ઋષિ બોલ્યા** – (૪૬) હે મહાભાગ! વિષયના માર્ગનું જ્ઞાન બધા જીવોને છે. (૪૭) આ જ પ્રમાણે વિષયો પણ બધાં માટે અલગ-અલગ છે; કેટલાંક પ્રાણીઓ દિવસે જોઈ શકતાં નથી અને બીજાં ફક્ત રાત્રે જ જોઈ શકતાં નથી; (૪૮) તથા કેટલાક જીવો એવા છે કે જેઓ દિવસે અને રાત્રે પણ બરાબર જ જોઈ શકે છે. એ સાચું છે કે મનુષ્યો સમજદાર હોય છે, પણ માત્ર તેઓ જ એવાં હોતાં નથી; (૪૯) પશુ, પક્ષી અને મૃગો વગેરે બધાં જ પ્રાણીઓ (પણ) સમજદાર હોય છે. મનુષ્યોની સમજદારી પણ એવી જ હોય છે કે જેવી તે પ્રાણીઓ અને પક્ષીઓની હોય છે; (૫૦) તથા

---

૧. પાઠાન્તર – તત્કેનૈત૦। ૨. પા૦ – યાશ્ચ । ૩. પા૦ – યાન્તિ । ૪. પા૦ – કિન્નુ તે ।

મનુષ્યાણાં ચ યત્તેષાં તુલ્યમન્યત્તથોભયોઃ ।
જ્ઞાનેઽપિ સતિ પશ્યૈતાન્ પતઙ્ગાઞ્છાવચઞ્ચુષુ ॥ ૫૧ ॥

કણમોક્ષાદતાન્મોહાત્પીડ્યમાનાનપિ ક્ષુધા ।
માનુષા મનુજવ્યાઘ્ર સાભિલાષાઃ સુતાન્ પ્રતિ ॥ ૫૨ ॥

લોભાત્પ્રત્યુપકારાય નન્વેતા[1]ન્ કિં ન પશ્યસિ ।
તથાપિ મમતાવર્ત્તે મોહગર્તે નિપાતિતાઃ ॥ ૫૩ ॥

મહામાયાપ્રભાવેણ સંસારસ્થિતિકારિણા[2] ।
તન્નાત્ર વિસ્મયઃ કાર્યો યોગનિદ્રા જગત્પતેઃ ॥ ૫૪ ॥

મહામાયા હરેશ્ચૈષા[3] તયા સમ્મોહ્યતે જગત્ ।
જ્ઞાનિનામપિ ચેતાંસિ દેવી ભગવતી હિ સા ॥ ૫૫ ॥

બલાદાકૃષ્ય મોહાય મહામાયા પ્રયચ્છતિ ।
તયા વિસૃજ્યતે વિશ્વં જગદેતચ્ચરાચરમ્ ॥ ૫૬ ॥

---

તે જેવી મનુષ્યોની હોય છે તેવી જ (સમજદારી) તે પ્રાણીઓ-પક્ષીઓ વગેરેની હોય છે. આ (સમજદારી) અને બીજી બાબતો પણ બંનેયમાં લગભગ સરખી જ છે. સમજદારી હોવા છતાં પણ તે પક્ષીઓને તો જુઓ, એ પોતે ભૂખથી પીડિત હોય છે છતાં પણ તેઓ મોહને લીધે બચ્ચાંઓની ચાંચોમાં કેટલા ભાવથી અન્નના દાણા મૂકી રહ્યાં છે! હે નરશ્રેષ્ઠ! શું તમે નથી જોતા કે આ મનુષ્યો સમજદાર હોવા છતાં પણ લોભને લીધે, પોતે કરેલા ઉપકારનો બદલો મેળવવા માટે પુત્રોની અભિલાષા કરે છે? જોકે તે બધામાં સમજની કમી (ઊણપ) તો નથી, તોપણ તેઓ સંસારની સ્થિતિ (જન્મમરણ-પરંપરા)ને બનેલી (કાયમ) રાખનારા, ભગવતી મહામાયાના પ્રભાવ વડે મમતામય વમળયુક્ત મોહના ઊંડા ખાડામાં નંખાયેલા છે. તેથી આમાં આશ્ચર્ય પામવું જોઈએ નહીં. જગદીશ્વર ભગવાન વિષ્ણુની યોગનિદ્રારૂપી જે ભગવતી મહામાયા છે તેમના થકી આ જગત મોહિત થઈ રહ્યું છે. તે ભગવતી મહામાયાદેવી જ્ઞાનીઓનાં પણ ચિત્તને જબરદસ્તીથી ખેંચીને મોહમાં નાખી દે છે. તેઓ જ આ

---

૧. પાઠાન્તર – નન્વેતે । ૨. પા૦ – રિણઃ । ૩. પા૦ – ચૈતત્ ।

**સૈષા પ્રસન્ના વરદા નૃણાં ભવતિ મુક્તયે ।**
**સા વિદ્યા પરમા મુક્તેર્હેતુભૂતા સનાતની ॥ ૫૭ ॥**
**સંસારબન્ધહેતુશ્ચ સૈવ સર્વેશ્વરેશ્વરી ॥ ૫૮ ॥**

રાજોવાચ ॥ ૫૯ ॥

**ભગવન્ કા હિ સા દેવી મહામાયેતિ યાં ભવાન્ ॥ ૬૦ ॥**
**બ્રવીતિ કથમુત્પન્ના સા કર્માસ્યાશ્ચ[1] કિં દ્વિજ ।**
**યત્પ્રભાવા[2] ચ સા દેવી યત્સ્વરૂપા યદુદ્ભવા ॥ ૬૧ ॥**
**તત્સર્વં શ્રોતુમિચ્છામિ ત્વત્તો બ્રહ્મવિદાં વર ॥ ૬૨ ॥**

ઋષિરુવાચ ॥ ૬૩ ॥

**નિત્યૈવ સા જગન્મૂર્તિસ્તયા સર્વમિદં તતમ્ ॥ ૬૪ ॥**
**તથાપિ તત્સમુત્પત્તિર્બહુધા શ્રૂયતાં મમ ।**
**દેવાનાં કાર્યસિદ્ધ્યર્થમાવિર્ભવતિ સા યદા ॥ ૬૫ ॥**

---

સંપૂર્ણ ચરાચર (જડ-ચેતન, સ્થાવર-જંગમ) જગતનું સર્જન કરે છે તથા તેઓ જ પ્રસન્ન થવાથી મનુષ્યોને મુક્તિનું વરદાન આપે છે. તેઓ જ પરાવિદ્યા છે, સંસારબંધન અને મોક્ષનાં હેતુભૂત સનાતની દેવી છે તથા સમસ્ત ઈશ્વરોનાં પણ અધીશ્વરી છે. (૫૧-૫૮)

**રાજાએ પૂછ્યું** – (૫૯) હે ભગવાન! જેમને તમે મહામાયા કહો છો તે દેવી કોણ છે? હે બ્રહ્મન્! તેમનો આવિર્ભાવ કેવી રીતે થયો? તથા તેમનાં ચરિત્રો શાં શાં છે? બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ હે મહર્ષિ! તે દેવીનો જેવો પ્રભાવ હોય, જેવું સ્વરૂપ હોય અને જે રીતે (તેમનો) પ્રાદુર્ભાવ થયો હોય તે બધું હું તમારા મુખેથી સાંભળવા ઈચ્છું છું. (૬૦-૬૨)

**ઋષિ બોલ્યા** – (૬૩) હે રાજન્! વાસ્તવમાં તો તે દેવી નિત્યસ્વરૂપા જ છે. સંપૂર્ણ જગત તેમનું જ રૂપ છે તથા તેમણે સમસ્ત વિશ્વને વ્યાપ્ત કરી રાખ્યું છે, તોપણ તેમનું પ્રાકટ્ય અનેક પ્રકારે થાય છે. તે મારી પાસેથી સાંભળો. જોકે તેઓ નિત્ય (શાશ્વત) અને અજન્મા છે, તોપણ દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવા માટે જે સમયે તેઓ પ્રગટ થાય છે તે સમયે લોકમાં

૧. પાઠાન્તર – કર્મ ચાસ્યાશ્ચ । ૨. પા૦ – યત્સભાવા ।

ઉત્પન્નેતિ તદા લોકે સા નિત્યાપ્યભિધીયતે ।
યોગનિદ્રાં યદા વિષ્ણુર્જગત્યેકાર્ણવીકૃતે ॥ ૬૬ ॥

આસ્તીર્ય શેષમભજત્કલ્પાન્તે ભગવાન્ પ્રભુઃ ।
તદા દ્વાવસુરૌ ઘોરૌ વિખ્યાતૌ મધુકૈટભૌ ॥ ૬૭ ॥

વિષ્ણુકર્ણમલોદ્ભૂતૌ હન્તું બ્રહ્માણમુદ્યતૌ ।
સ નાભિકમલે વિષ્ણોઃ સ્થિતો બ્રહ્મા પ્રજાપતિઃ ॥ ૬૮ ॥

દૃષ્ટ્વા તાવસુરૌ ચોગ્રૌ પ્રસુપ્તં ચ જનાર્દનમ્ ।
તુષ્ટાવ યોગનિદ્રાં તામેકાગ્રહૃદયસ્થિતઃ ॥ ૬૯ ॥

વિબોધનાર્થાય હરેર્હરિનેત્રકૃતાલયામ્[1] ।
વિશ્વેશ્વરીં જગદ્ધાત્રીં સ્થિતિસંહારકારિણીમ્ ॥ ૭૦ ॥

નિદ્રાં ભગવતીં વિષ્ણોરતુલાં તેજસઃ પ્રભુઃ ॥ ૭૧ ॥

---

ઉત્પન્ન થયેલાં કહેવાય છે. કલ્પના અંતે જ્યારે સમસ્ત જગત એકાર્ણવમાં નિમગ્ન થઈ રહ્યું હતું અને સૌના પ્રભુ ભગવાન વિષ્ણુ શેષનાગની શય્યા બિછાવીને યોગનિદ્રાનો આશ્રય લઈને શયન કરી રહ્યા હતા ત્યારે તેમના કાનોના મેલમાંથી બે ભયંકર અસુરો ઉત્પન્ન થયા, જેઓ મધુ અને કૈટભના નામે વિખ્યાત થયા. તે બંને બ્રહ્માજીનો વધ કરવા તૈયાર થયા. ભગવાન વિષ્ણુના નાભિકમળમાં વિરાજમાન પ્રજાપતિ બ્રહ્માજીએ જ્યારે તે બંને ભયાનક અસુરોને પોતાની નજીક આવેલા જોયા અને ભગવાનને સૂતેલા જોયા ત્યારે તેમણે એકાગ્રચિત્ત થઈને ભગવાન વિષ્ણુને જગાડવા માટે તેમની આંખોમાં નિવાસ કરતાં યોગનિદ્રાની સ્તુતિ આરંભી દીધી. જેઓ આ વિશ્વનાં અધીશ્વરી, જગતનાં ધાત્રી (ધારણ કરનારાં), સંસારનું પાલન અને તેનો સંહાર કરનારાં તથા તેજઃસ્વરૂપ ભગવાન વિષ્ણુનાં અનુપમ શક્તિરૂપા છે તે જ ભગવતી નિદ્રાદેવીની ભગવાન બ્રહ્મા સ્તુતિ કરવા લાગ્યા (૬૪-૭૧)

---

૧. કેટલીક પ્રતોમાં આના પછી જ 'બ્રહ્મોવાચ' છે; તથા 'નિદ્રાં ભગવતીં' - આ શ્લોકાર્ધને સ્થાને 'સ્તૌમિ નિદ્રાં ભગવતીં' વિષ્ણોરતુલતેજસઃ ॥' એવો પાઠ છે.

બ્રહ્મોવાચ ॥ ૭૨ ॥

**ત્વં સ્વાહા ત્વં સ્વધા ત્વં હિ વષટ્કારઃ સ્વરાત્મિકા ॥ ૭૩ ॥**

**સુધા ત્વમક્ષરે નિત્યે ત્રિધા માત્રાત્મિકા સ્થિતા ।**
**અર્ધમાત્રાસ્થિતા નિત્યા યાનુચ્ચાર્યા વિશેષતઃ ॥ ૭૪ ॥**

**ત્વમેવ સન્ધ્યા[1] સાવિત્રી ત્વં દેવિ જનની પરા ।**
**ત્વયૈતદ્ધાર્યતે વિશ્વં ત્વયૈતત્સૃજ્યતે જગત્ ॥ ૭૫ ॥**

**ત્વયૈતત્પાલ્યતે દેવિ ત્વમત્સ્યન્તે ચ સર્વદા ।**
**વિસૃષ્ટૌ સૃષ્ટિરૂપા ત્વં સ્થિતિરૂપા ચ પાલને ॥ ૭૬ ॥**

**તથા સંહૃતિરૂપાન્તે જગતોઽસ્ય જગન્મયે ।**
**મહાવિદ્યા મહામાયા મહામેધા મહાસ્મૃતિઃ ॥ ૭૭ ॥**

---

**બ્રહ્માજીએ કહ્યું** – (૭૨) હે દેવી! તમે જ સ્વાહા, તમે જ સ્વધા અને તમે જ વષટ્કાર છો. સ્વરો પણ તમારું જ સ્વરૂપ છે. તમે જ જીવનદાયી સુધા (અમૃત) છો. નિત્ય અક્ષર (શાશ્વત) પ્રણવ (ૐ)માં 'અ'કાર, 'ઉ'કાર અને 'મ'કાર - આ ત્રણ માત્રાઓ-રૂપે તમે જ સ્થિત છો તથા આ ત્રણ માત્રાઓ ઉપરાંત જે બિંદુરૂપી નિત્ય માત્રા છે કે જેનું વિશેષરૂપે ઉચ્ચારણ કરી શકાતું નથી તે પણ તમે જ છો. હે દેવી! તમે જ સંધ્યા, સાવિત્રી અને પરા-જનની છો. હે દેવી! તમે જ આ વિશ્વ-બ્રહ્માંડને ધારણ કરો છો. તમારાથી જ આ જગતનું સર્જન થાય છે; તમારાથી જ તેનું પાલન થાય છે અને હંમેશાં તમે જ કલ્પના અંતે સૌને પોતાનો ગ્રાસ (કોળિયો) બનાવી દો છો. હે જગન્મયી દેવી! આ જગતના ઉત્પત્તિકાળે તમે સૃષ્ટિરૂપા છો, પાલનકાળે સ્થિતિરૂપા છો તથા કલ્પાન્તકાળે સંહારકરૂપા છો. તમે જ મહાવિદ્યા, મહામાયા, મહામેધા, મહાસ્મૃતિ, મહામોહરૂપા અને મહાસુરી છો. તમે જ ત્રણે ગુણોને ઉત્પન્ન કરનારી સૌની પ્રકૃતિ છો. ભયંકર કાળરાત્રિ, મહારાત્રિ અને મોહરાત્રિ પણ તમે જ છો. તમે જ શ્રી, તમે જ ઈશ્વરી,

---

૧. પાઠાન્તર – સા ત્વં ।

મહામોહા ચ ભવતી મહાદેવી મહાસુરી[1] ।
પ્રકૃતિસ્ત્વં ચ સર્વસ્ય ગુણત્રયવિભાવિની ॥ ૭૮ ॥

કાલરાત્રિર્મહારિત્રર્મોહરાત્રિશ્ચ દારુણા ।
ત્વં શ્રીસ્ત્વમીશ્વરી ત્વં હ્રીસ્ત્વં બુદ્ધિર્બોધલક્ષણા ॥ ૭૯ ॥

લજ્જા પુષ્ટિસ્તથા તુષ્ટિસ્ત્વં શાન્તિઃ ક્ષાન્તિરેવ ચ ।
ખડ્ગિની શૂલિની ઘોરા ગદિની ચક્રિણી તથા ॥ ૮૦ ॥

શઙ્ખિની ચાપિની બાણભુશુણ્ડીપરિઘાયુધા ।
સૌમ્યા સૌમ્યતરાશેષસૌમ્યેભ્યસ્ત્વતિસુન્દરી ॥ ૮૧ ॥

પરાપરાણાં પરમા ત્વમેવ પરમેશ્વરી ।
યચ્ચ કિઞ્ચિત્ક્વચિદ્વસ્તુ સદસદ્વાખિલાત્મિકે ॥ ૮૨ ॥

તસ્ય સર્વસ્ય યા શક્તિઃ સા ત્વં કિં સ્તૂયસે તદા[2] ।
યયા ત્વયા જગત્સ્રષ્ટા જગત્પાત્યત્તિ[3] યો જગત્ ॥ ૮૩ ॥

---

તમે જ હ્રીં અને તમે જ બોધસ્વરૂપા બુદ્ધિ છો. લજ્જા, પુષ્ટિ, તુષ્ટિ, શાંતિ અને ક્ષમા પણ તમે જ છો. તમે ખડ્ગ ધારણ કરનારાં, શૂળ ધારણ કરનારાં, ઘોર રૂપવાળાં તથા ગદા, ચક્ર, શંખ અને ધનુષ્ય ધારણ કરનારાં છો. બાણ, ભુશુંડી અને પરિઘ - આ પણ તમારાં આયુધ છે. તમે સૌમ્ય અને સૌમ્યતર છો; આટલું જ નહીં, જેટલા પણ સૌમ્ય અને સુંદર પદાર્થો છે તે બધા કરતાં તમે અત્યંત અધિક સુંદર છો. પર અને અપર - બધાંથી પર રહેનારાં પરમેશ્વરી તમે જ છો. હે સર્વસ્વરૂપા દેવી! ક્યાંય પણ સત્ અને અસત્-રૂપી જે કંઈ વસ્તુઓ છે અને તે બધાની જે શક્તિ છે તે તમે જ છો. આવી સ્થિતિમાં તમારી સ્તુતિ શી થઈ શકે? જેઓ આ જગતનું સર્જન, પાલન અને સંહાર કરે છે તે ભગવાનને પણ તમે જ્યારે નિદ્રાધીન કરી દીધા છે ત્યારે તમારી સ્તુતિ કરવામાં અહીં કોણ સમર્થ હોઈ શકે? મને, ભગવાન શંકરને તથા ભગવાન વિષ્ણુને પણ તમે જ શરીર ધારણ કરાવ્યું છે; તો તમારી સ્તુતિ કરવાની

---

૧. પાઠાન્તર – મહેશ્વરી । ૨. પા૦ – મયા । ૩. પા૦ – પાતાત્તિ ।

સોઽપિ નિદ્રાવશં નીતઃ સ્તોતુમિહેશ્વરઃ ।
વિષ્ણુઃ શરીરગ્રહણમહમીશાન એવ ચ ॥ ૮૪ ॥

કારિતાસ્તે યતોઽતસ્ત્વાં કઃ સ્તોતું શક્તિમાન્ ભવેત્ ।
સા ત્વમિત્થં પ્રભાવૈઃ સ્વૈરુદારૈર્દેવિ સંસ્તુતા ॥ ૮૫ ॥

મોહયૈતૌ દુરાધર્ષાવસુરૌ મધુકૈટભૌ ।
પ્રબોધં ચ જગત્સ્વામી નીયતામચ્યુતો લઘુ ॥ ૮૬ ॥

બોધશ્ચ ક્રિયતામસ્ય હન્તુમેતૌ મહાસુરૌ ॥ ૮૭ ॥

ઋષિરુવાચ ॥ ૮૮ ॥

એવં સ્તુતા તદા દેવી તામસી તત્ર વેધસા ॥ ૮૯ ॥

વિષ્ણોઃ પ્રબોધનાર્થાય નિહન્તું મધુકૈટભૌ ।
નેત્રાસ્યનાસિકાબાહુહૃદયેભ્યસ્તથોરસઃ ॥ ૯૦ ॥

નિર્ગમ્ય દર્શને તસ્થૌ બ્રહ્મણોઽવ્યક્તજન્મનઃ ।
ઉત્તસ્થૌ ચ જગન્નાથસ્તયા મુક્તો જનાર્દનઃ ॥ ૯૧ ॥

---

શક્તિ કોનામાં હોય? દેવી! તમે તો પોતાના તે ઉદાર પ્રભાવોથી જ પ્રશંસિત છો. આ જે બંને દુર્ધર્ષ અસુરો - મધુ અને કૈટભ છે એમને મોહમાં નાખી દો અને જગદીશ્વર ભગવાન વિષ્ણુને સત્વરે જાગ્રત કરી દો, સાથોસાથ તેમની અંદર આ બંને મહાન અસુરોને હણવાની બુદ્ધિ પેદા કરી દો. (૭૩-૮૭)

**ઋષિ કહે છે** – (૮૮) હે રાજન્! જ્યારે બ્રહ્માજીએ ત્યાં મધુ અને કૈટભને હણવાના ઉદ્દેશ્યથી ભગવાન વિષ્ણુને જાગ્રત કરવા માટે તમોગુણનાં અધિષ્ઠાત્રી દેવી યોગનિદ્રાની આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે તેઓ ભગવાનનાં નેત્રો, મુખ, નાક, બાહુઓ, હૃદય અને વક્ષઃસ્થળમાંથી બહાર આવ્યાં અને અવ્યક્તજન્મા બ્રહ્માજીની દૃષ્ટિ સામે આવી ઊભાં. યોગનિદ્રામાંથી મુક્ત થતાં જગતના નાથ ભગવાન જનાર્દન તે એકાર્ણવના જળમાંની શેષનાગની શૈયામાંથી જાગી ઊઠ્યા. પછી તેમણે તે બંને અસુરોને જોયા. તે દુરાત્મા મધુ

એકાર્ણવેડહિશયનાત્તતઃ સ દદૃશે ચ તૌ ।
મધુકૈટભૌ દુરાત્માનાવતિવીર્યપરાક્રમૌ ॥ ૯૨ ॥
ક્રોધરક્તેક્ષણા[1]વત્તું બ્રહ્માણં જનિતોદ્યમૌ ।
સમુત્થાય તતસ્તાભ્યાં યુયુધે ભગવાન્ હરિઃ ॥ ૯૩ ॥
પઞ્ચવર્ષસહસ્રાણિ બાહુપ્રહરણો વિભુઃ ।
તાવપ્યતિબલોન્મત્તૌ મહામાયાવિમોહિતૌ ॥ ૯૪ ॥
ઉક્તવન્તૌ વરોડસ્મત્તો વ્રિયતામિતિ કેશવમ્ ॥ ૯૫ ॥

શ્રીભગવાનુવાચ ॥ ૯૬ ॥

ભવેતામદ્ય મે તુષ્ટૌ મમ વધ્યાવુભાવપિ ॥ ૯૭ ॥
કિમન્યેન વરેણાત્ર એતાવદ્ધિ વૃતં મમ[2] ॥ ૯૮ ॥

ઋષિરુવાચ ॥ ૯૯ ॥

વઞ્ચિતાભ્યામિતિ તદા સર્વમાપોમયં જગત્ ॥૧૦૦॥
વિલોક્ય તાભ્યાં ગદિતો ભગવાન્ કમલેક્ષણઃ[3] ।

---

અને કૈટભ અત્યંત બળવાન અને પરાક્રમી હતા અને ક્રોધથી આંખો લાલ કરીને બ્રહ્માજીને ભરખી જવા ઉદ્યોગ (પ્રયત્ન) કરી રહ્યા હતા. ત્યારે ભગવાન શ્રીહરિએ ઊભા થઈને તે બંને સાથે પાંચ હજાર વર્ષો સુધી માત્ર બાહુયુદ્ધ કર્યું. તે બંને પણ અત્યંત બળને કારણે ઉન્મત્ત થઈ રહ્યા હતા. આ તરફ, મહામાયાએ પણ તેમને મોહમાં નાખી દીધેલા હતા; તેથી તેઓ ભગવાનને કહેવા લાગ્યા – ''અમે તમારી વીરતાથી સંતુષ્ટ છીએ; તમે અમારી પાસેથી કોઈ વરદાન માગો.'' (૮૯-૯૫)

**શ્રીભગવાન બોલ્યા** – (૯૬) જો તમે બંને મારા પર પ્રસન્ન છો તો હવે તમે મારા હાથે માર્યા જાઓ. બસ, આટલું જ વરદાન મેં માગ્યું, અહીં બીજા કોઈ વરદાનથી શું લેવાનું છે? (૯૭-૯૮)

**ઋષિ કહે છે** – (૯૯) આ પ્રમાણે તેઓ છેતરાઈ ગયા અને તે

---

૧. પાઠાન્તર – ણૌ હન્તું । ૨. પા૦ – મયા । ૩. 'માર્કણ્ડેયપુરાણ'ની કેટલીક પ્રતોમાં આ સ્થળે 'પ્રીતૌ સ્વસ્તવ યુદ્ધેન શ્લાઘ્યસ્ત્વં મૃત્યુરાવયોઃ ।' - આટલો પાઠ વધારે છે.

**આવાં જહિ ન યત્રોર્વી સલિલેન પરિપ્લુતા ॥ ૧૦૧ ॥**

ઋષિરુવાચ ॥ ૧૦૨ ॥

**તથેત્યુક્ત્વા ભગવતા શઙ્ખચક્રગદાભૃતા ।**
**કૃત્વા ચક્રેણ વૈ ચ્છિન્ને જઘને શિરસી તયોઃ ॥ ૧૦૩ ॥**

**એવમેષા સમુત્પન્ના બ્રહ્મણા સંસ્તુતા સ્વયમ્ ।**
**પ્રભાવમસ્યા દેવ્યાસ્તુ ભૂયઃ શૃણુ વદામિ તે ॥ ઐં ૐ ॥ ૧૦૪ ॥**

**ઇતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે**
**મધુકૈટભવધો નામ પ્રથમોઽધ્યાયઃ ॥ ૧ ॥**
**[ઉવાચ ૧૪, અર્ધશ્લોકાઃ ૨૪, શ્લોકાઃ ૬૬,**
**એવમાદિતઃ ૧૦૪ ॥]**

~~~~

---

કારણે જ્યારે સમસ્ત જગતમાં પાણી જ પાણી જોયું ત્યારે તેમણે કમલનયન ભગવાનને કહ્યું – ''જ્યાં પૃથ્વી પાણીમાં ડૂબેલી ન હોય, જ્યાં સૂકું (કોરું) સ્થાન હોય ત્યાં અમારો વધ કરો.'' (૧૦૦-૧૦૧)

**ઋષિ કહે છે** – (૧૦૨) ત્યારે 'ભલે, તેમ થાઓ' કહીને શંખ, ચક્ર અને ગદા ધારણ કરનારા ભગવાને તે બંનેનાં મસ્તક પોતાની જાંઘ પર રાખીને ચક્ર વડે કાપી નાખ્યાં. આ પ્રમાણે આ દેવી મહામાયા બ્રહ્માજી વડે સ્તુતિ કરાયાથી સ્વયં પ્રગટ થયાં હતાં. હવે ફરી પાછો તેમના પ્રભાવનું વર્ણન કરું છું, (તે તમે) સાંભળો. (૧૦૩-૧૦૪)

*શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો મધુકૈટભ-વધ નામનો પહેલો અધ્યાય સમાપ્ત. (૧)*
*[ઉવાચ ૧૪, અર્ધશ્લોકો ૨૪, શ્લોકો ૬૬ - એમ કુલ ૧૦૪]*

~~~~

# બીજો અધ્યાય

★ ★ ★

## દેવતાઓના તેજથી દેવીનો પ્રાદુર્ભાવ અને મહિસાસુરની સેનાનો વધ

★ ★ ★

### વિનિયોગઃ

ૐ મધ્યમચરિત્રસ્ય વિષ્ણુર્ઋષિઃ, મહાલક્ષ્મીર્દેવતા, ઉષ્ણિક્ છન્દઃ શાકમ્ભરી શક્તિઃ, દુર્ગા બીજમ્, વાયુસ્તત્ત્વમ્, યજુર્વેદઃ સ્વરૂપમ્, શ્રીમહાલક્ષ્મીપ્રીત્યર્થં મધ્યમચરિત્રજપે વિનિયોગઃ ।

### ધ્યાનમ્

ૐ અક્ષસ્રક્પરશું ગદેષુકુલિશં પદ્મં ધનુષ્કુણ્ડિકાં
દણ્ડં શક્તિમસિં ચ ચર્મ જલજં ઘણ્ટાં સુરાભાજનમ્ ।
શૂલં પાશસુદર્શને ચ દધતીં હસ્તૈઃ પ્રસન્નાનનાં
સેવે સૈરિભમર્દિનીમિહ મહાલક્ષ્મીં સરોજસ્થિતામ્ ॥

'ૐ હ્રીં' ઋષિરુવાચ ॥ ૧ ॥

દેવાસુરમભૂદ્યુદ્ધં પૂર્ણમબ્દશતં પુરા ।
મહિષેઽસુરાણામધિપે દેવાનાં ચ પુરન્દરે ॥ ૨ ॥

---

**વિનિયોગ :** ૐ મધ્યમ ચરિત્રના વિષ્ણુ ઋષિ છે, મહાલક્ષ્મી દેવતા છે, ઉષ્ણિક છંદ છે, શાકંભરી શક્તિ છે, દુર્ગા બીજ છે, વાયુ તત્ત્વ છે અને યજુર્વેદ સ્વરૂપ છે. શ્રીમહાલક્ષ્મીજીની પ્રસન્નતા માટે મધ્યમ ચરિત્રના જપમાં આ વિનિયોગ કરવામાં આવે છે.

**ધ્યાન :** હું પદ્માસન પર બેસેલાં, પ્રસન્નવદના, મહિષાસુરમર્દિની ભગવતી મહાલક્ષ્મીનું ભજન કરું છું, કે જેઓ પોતાની ભુજાઓમાં અક્ષમાલા, પરશુ, ગદા, બાણ, વજ્ર, પદ્મ, ધનુષ્ય, કુંડિકા, દંડ, શક્તિ, ખડ્ગ, શંખ, ઘંટા, મધુપાત્ર, શૂળ, પાશ અને ચક્ર ધારણ કરે છે.

**'ૐ' હ્રીં' ઋષિ કહે છે** – (૧) અગાઉ સમયમાં દેવતાઓ અને

તત્રાસુરૈર્મહાવીર્યૈર્દેવસૈન્યં પરાજિતમ્ ।
જિત્વા ચ સકલાન્ દેવાનિન્દ્રોऽભૂન્મહિષાસુરઃ ॥ ૩ ॥

તતઃ પરાજિતા દેવાઃ પદ્મયોનિં પ્રજાપતિમ્ ।
પુરસ્કૃત્ય ગતાસ્તત્ર યત્રેશગરુડધ્વજૌ ॥ ૪ ॥

યથાવૃત્તં તયોસ્તદ્વન્મહિષાસુરચેષ્ટિતમ્ ।
ત્રિદશાઃ કથયામાસુર્દેવાભિભવવિસ્તરમ્ ॥ ૫ ॥

સૂર્યેન્દ્રાગ્ન્યનિલેન્દૂનાં યમસ્ય વરુણસ્ય ચ ।
અન્યેષાં ચાધિકારાન્ સ સ્વયમેવાધિતિષ્ઠતિ ॥ ૬ ॥

સ્વર્ગાન્નિરાકૃતાઃ સર્વે તેન દેવગણા ભુવિ ।
વિચરન્તિ યથા મર્ત્યા મહિષેણ દુરાત્મના ॥ ૭ ॥

એતદ્વઃ કથિતં સર્વમમરારિવિચેષ્ટિતમ્ ।
શરણં વઃ પ્રપન્નાઃ સ્મો વધસ્તસ્ય વિચિન્ત્યતામ્ ॥ ૮ ॥

---

અસુરો વચ્ચે પૂરાં સો વર્ષો સુધી ઘોર યુદ્ધ થયું હતું. તેમાં અસુરોનો સ્વામી મહિષાસુર હતો અને દેવતાઓના નાયક ઈન્દ્ર હતા. તે યુદ્ધમાં દેવતાઓની સેના મહાબળવાન અસુરોથી પરાજય પામી. સમસ્ત દેવતાઓને જીતીને મહિષાસુર ઈન્દ્ર બની બેઠો. (૨-૩) ત્યારે પરાજિત દેવતાઓ પ્રજાપતિ બ્રહ્માજીને આગળ કરીને તે સ્થાને જઈ પહોંચ્યા કે જ્યાં ભગવાન શંકર અને વિષ્ણુ વિરાજમાન હતા. (૪) દેવતાઓએ મહિષાસુરના પરાક્રમનો તથા પોતાના પરાજયનો યથાવત્ વૃત્તાન્ત તે બંને દેવેશ્વરોને વિસ્તારપૂર્વક કહી સંભળાવ્યો. (૫) તેમણે કહ્યું – "હે ભગવાન! સૂર્ય, ઈન્દ્ર, અગ્નિ, વાયુ, ચંદ્રમા, યમ, વરુણ તથા બીજા દેવતાઓનો પણ અધિકાર છીનવીને મહિષાસુર પોતે જ સૌનો અધિષ્ઠાતા બની બેઠો છે. (૬) તે દુરાત્મા અસુર મહિષે સમસ્ત દેવતાઓને સ્વર્ગમાંથી કાઢી મૂક્યા છે, તેઓ અત્યારે મનુષ્યોની જેમ પૃથ્વી પર વિચરી રહ્યા છે. (૭) દૈત્યોનું આ સઘળું અપકૃત્ય અમે તમને કહી સંભળાવ્યું. હવે અમે તમારા જ શરણમાં આવ્યા છીએ. તમે તેના વધનો કોઈ ઉપાય વિચારો." (૮)

ઇત્થં નિશમ્ય દેવાનાં વચાંસિ મધુસૂદનઃ ।
ચકાર કોપં શમ્ભુશ્ચ ભ્રૂકુટીકુટિલાનનૌ ॥૯॥

તતોઽતિકોપપૂર્ણસ્ય ચક્રિણો વદનાત્તતઃ ।
નિશ્ચક્રામ મહત્તેજો બ્રહ્મણઃ શઙ્કરસ્ય ચ ॥૧૦॥

અન્યેષાં ચૈવ દેવાનાં શક્રાદીનાં શરીરતઃ ।
નિર્ગતં સુમહત્તેજસ્તચ્ચૈક્યં સમગચ્છત ॥૧૧॥

અતીવ તેજસઃ કૂટં જ્વલન્તમિવ પર્વતમ્ ।
દદૃશુસ્તે સુરાસ્તત્ર જ્વાલાવ્યાપ્તદિગન્તરમ્ ॥૧૨॥

અતુલં તત્ર તત્તેજઃ સર્વદેવશરીરજમ્ ।
એકસ્થં તદભૂન્નારી વ્યાપ્તલોકત્રયં ત્વિષા ॥૧૩॥

યદભૂચ્છામ્ભવં તેજસ્તેનાજાયત તન્મુખમ્ ।
યામ્યેન ચાભવન્ કેશા બાહવો વિષ્ણુતેજસા ॥૧૪॥

---

આ પ્રમાણેનાં દેવતાઓનાં વચન સાંભળીને ભગવાન વિષ્ણુ અને શિવે દૈત્યો પર ઘણો ક્રોધ કર્યો. તેમનાં ભવાં ખેંચાઈ ગયાં અને મોં કરડાં થઈ ગયાં. (૯) ત્યારે અત્યંત ક્રોધે ભરાયેલા ચક્રપાણિ શ્રીવિષ્ણુના મુખમાંથી એક મહાન તેજ પ્રગટ થયું. આ જ પ્રમાણે બ્રહ્મા, શંકર તથા ઈન્દ્ર વગેરે અન્ય બીજા દેવતાઓનાં શરીરમાંથી પણ ઘણું પ્રબળ તેજ નીકળ્યું. તે બધાં (તેજ) મળીને એક જ તેજ બની ગયું. (૧૦-૧૧) મહાન તેજનો તે પુંજ (સમૂહ) જાજ્વલ્યમાન પર્વત જેવો હતો. દેવતાઓએ જોયું કે ત્યાં તેની જ્વાળાઓ સમસ્ત દિશાઓમાં વ્યાપી વળતી હતી. (૧૨) સમસ્ત દેવતાઓનાં શરીરમાંથી પ્રગટેલું તે તેજ અતુલનીય હતું. એકત્રિત થવાથી તે (તેજ) એક સ્ત્રીરૂપમાં પરિણમ્યું અને તે પોતાના પ્રકાશથી ત્રણે લોકોમાં વ્યાપી વળ્યું. (૧૩) ભગવાન શંકરનું જે તેજ હતું તેનાથી તે દેવીનું મુખ પ્રગટ થયું. યમરાજના તેજથી તેના માથે વાળ ઊગી નીકળ્યા. વિષ્ણુ ભગવાનના તેજથી તેની ભુજાઓ ઉત્પન્ન થઈ. (૧૪)

સૌમ્યેન સ્તનયોર્યુગ્મં મધ્યં ચૈન્દ્રેણ ચાભવત્ ।
વારુણેન ચ જઙ્ઘોરૂ નિતમ્બસ્તેજસા ભુવઃ ॥ ૧૫ ॥

બ્રહ્મણસ્તેજસા પાદૌ તદઙ્ગુલ્યોઽર્કતેજસા ।
વસૂનાં ચ કરાઙ્ગુલ્યઃ કૌબેરેણ ચ નાસિકા ॥ ૧૬ ॥

તસ્યાસ્તુ દન્તાઃ સમ્ભૂતાઃ પ્રાજાપત્યેન તેજસા ।
નયનત્રિતયં જજ્ઞે તથા પાવકતેજસા ॥ ૧૭ ॥

ભ્રુવૌ ચ સન્ધ્યયોસ્તેજઃ શ્રવણાવનિલસ્ય ચ ।
અન્યેષાં ચૈવ દેવાનાં સમ્ભવસ્તેજસાં શિવા ॥ ૧૮ ॥

તતઃ સમસ્તદેવાનાં તેજોરાશિસમુદ્ભવામ્ ।
તાં વિલોક્ય મુદં પ્રાપુરમરા મહિષાર્દિતાઃ[1] ॥ ૧૯ ॥

શૂલં શૂલાદ્વિનિષ્કૃષ્ય દદૌ તસ્યૈ પિનાકધૃક્ ।
ચક્રં ચ દત્તવાન્ કૃષ્ણઃ સમુત્પાદ્ય[2] સ્વચક્રતઃ ॥ ૨૦ ॥

---

ચંદ્રમાના તેજથી બે સ્તનોનો અને ઈન્દ્રના તેજથી મધ્યભાગ (કમર)નો પ્રાદુર્ભાવ થયો. વરુણના તેજથી જંઘાઓ તથા પિંડીઓ અને પૃથ્વીના તેજથી નિતંબભાગ પ્રગટ થયો. (૧૫) બ્રહ્માના તેજથી બે પગ અને સૂર્યના તેજથી તેમની આંગળીઓ બની. વસુઓના તેજથી હાથોની આંગળીઓ અને કુબેરના તેજથી નાક પ્રગટ થયું. (૧૬) પ્રજાપતિના તેજથી તે દેવીના દાંત અને અગ્નિના તેજથી ત્રણ આંખો પ્રગટ થઈ. (૧૭) સંધ્યાના તેજથી તેમનાં ભવાં અને વાયુના તેજથી કાન ઉત્પન્ન થયા. આ જ પ્રમાણે અન્ય બીજા દેવતાઓના તેજથી તે કલ્યાણમયી દેવી (નાં અન્ય અંગો)નો પ્રાદુર્ભાવ થયો. (૧૮)

ત્યારબાદ સમસ્ત દેવતાઓના તેજપુંજથી પ્રગટેલાં તે દેવીને જોઈને, મહિષાસુરથી ત્રસ્ત બનેલા દેવતાઓ ઘણા પ્રસન્ન થયા. (૧૯) પિનાકધારી ભગવાન શંકરે પોતાના શૂળમાંથી એક શૂળ કાઢીને તેમને આપ્યું; પછી

---

૧. કેટલીક પ્રતોમાં આના પછી 'તતો દેવા દદુસ્તસ્યૈ સ્વાનિ સ્વાન્યાયુધાનિ ચ । ઊચુર્જયજયેત્યુચ્ચૈર્જયન્તીં તે જયૈષિણઃ ॥' - આટલો પાઠ વધુ છે. ૨. પાઠાન્તર – દ્ય ।

**શઙ્ખં ચ વરુણઃ શક્તિં દદૌ તસ્ય હુતાશનઃ ।**
**મારુતો દત્તવાંશ્ચાપં બાણપૂર્ણે તથેષુધી ॥ ૨૧ ॥**

**વજ્રમિન્દ્રઃ સમુત્પાદ્ય[1] કુલિશાદમરાધિપઃ ।**
**દદૌ તસ્યૈ સહસ્રાક્ષો ઘણ્ટામૈરાવતાદ્ ગજાત્ ॥ ૨૨ ॥**

**કાલદણ્ડાદ્યમો દણ્ડં પાશં ચામ્બુપતિર્દદૌ ।**
**પ્રજાપતિશ્ચાક્ષમાલાં દદૌ બ્રહ્મા કમણ્ડલુમ્ ॥ ૨૩ ॥**

**સમસ્તરોમકૂપેષુ નિજરશ્મીન્ દિવાકરઃ ।**
**કાલશ્ચ દત્તવાન્ ખડ્ગં તસ્યા[2]શ્ચર્મ ચ નિર્મલમ્ ॥ ૨૪ ॥**

**ક્ષીરોદશ્ચામલં હારમજરે ચ તથામ્બરે ।**
**ચૂડામણિં તથા દિવ્યં કુણ્ડલે કટકાનિ ચ ॥ ૨૫ ॥**

**અર્ધચન્દ્રં તથા શુભ્રં કેયૂરાન્ સર્વબાહુષુ ।**
**નૂપુરૌ વિમલૌ તદ્વદ્ ગ્રૈવેયકમનુત્તમમ્ ॥ ૨૬ ॥**

---

ભગવાન વિષ્ણુએ પણ પોતાના ચક્રમાંથી ચક્ર ઉત્પન્ન કરીને ભગવતીને અર્પણ કર્યું. (૨૦) વરુણે પણ શંખ આપ્યો, અગ્નિએ તેમને શક્તિ આપી અને વાયુએ ધનુષ્ય તથા બાણ ભરેલા બે ભાથા (તરકસ) આપ્યા. (૨૧) સહસ્ર આંખોવાળા દેવરાજ ઈન્દ્રે પોતાના વજ્રમાંથી વજ્ર ઉત્પન્ન કરીને આપ્યું અને ઐરાવત હાથી ઉપરથી ઉતારીને એક ઘંટ પણ આપ્યો. (૨૨) યમરાજે કાળદંડમાંથી (પ્રગટ કરેલો) દંડ, વરુણે પાશ, પ્રજાપતિએ સ્ફટિકાક્ષ-માળા અને બ્રહ્માજીએ કમંડળ આપ્યું. (૨૩) સૂર્યે પોતાનાં કિરણોનું તેજ દેવીના સમસ્ત રોમ-કૂપોમાં ભરી દીધું. કાળે તેમને ચમકતી ઢાલ અને તલવાર આપી. (૨૪) ક્ષીરસમુદ્રે ઉજ્જ્વળ હાર તથા ક્યારેય જીર્ણ નહીં થનારાં બે દિવ્ય વસ્ત્રો આપ્યાં; અને એ સાથે જ તેમણે દિવ્ય ચૂડામણિ, બે કુંડળ, કડાં, ઉજ્જ્વળ અર્ધચંદ્ર, બધા બાહુઓ માટે કેયૂર, બે પગો માટે નિર્મળ નૂપુર, ગળાની સુંદર હાંસડી અને બધી

---

૧. પા૦ – ટ્ય । ૨. પા૦ - તસ્યૈ ચર્મ ।

અઙ્ગુલીયકરત્નાનિ સમસ્તાસ્વઙ્ગુલીષુ ચ ।
વિશ્વકર્મા દદૌ તસ્યૈ પરશું ચ ચાતિનિર્મલમ્ ॥ ૨૭ ॥

અસ્ત્રાણ્યનેકરૂપાણિ તથાભેદ્યં ચ દંશનમ્ ।
અમ્લાનપઙ્કજાં માલાં શિરસ્યુરસિ ચાપરામ્ ॥ ૨૮ ॥

અદદજ્જલધિસ્તસ્યૈ પઙ્કજં ચાતિશોભનમ્ ।
હિમવાન્ વાહનં સિંહં રત્નાનિ વિવિધાનિ ચ ॥ ૨૯ ॥

દદાવશૂન્યં સુરયા પાનપાત્રં ધનાધિપઃ ।
શેષશ્ચ સર્વનાગેશો મહામણિવિભૂષિતમ્ ॥ ૩૦ ॥

નાગહારં દદૌ તસ્યૈ ધત્તે યઃ પૃથિવીમિમામ્ ।
અન્યૈરપિ સુરૈર્દેવી ભૂષણૈરાયુધૈસ્તથા ॥ ૩૧ ॥

સમ્માનિતા નનાદોચ્ચૈઃ સાટ્ટહાસં મુહુર્મુહુઃ ।
તસ્યા નાદેન ઘોરેણ કૃત્સ્નમાપૂરિતં નભઃ ॥ ૩૨ ॥

અમાયતાતિમહતા પ્રતિશબ્દો મહાનુભૂત્ ।
ચુક્ષુભુઃ સકલા લોકાઃ સમુદ્રાશ્ચ ચકમ્પિરે ॥ ૩૩ ॥

---

આંગળીઓમાં પહેરવા માટે રત્નોની બનેલી વીંટીઓ પણ આપી. વિશ્વકર્માએ તેમને અત્યંત નિર્મળ પરશુ આપ્યું. (૨૫-૨૭) એ સાથે જ અનેક પ્રકારનાં અસ્ત્રો તથા અભેદ્ય કવચ આપ્યાં; આ ઉપરાંત માથા અને વક્ષઃસ્થળ પર પહેરવા માટે ક્યારેય નહીં કરમાતાં કમળોની માળાઓ આપી. (૨૮) જલધિએ તેમને સુંદર કમળપુષ્પ આપ્યું. હિમાલયે સવારી માટે સિંહ અને જાતજાતનાં રત્નો આપ્યાં. (૨૯) ધનાધિપતિ કુબેરે મદ્ય ભરેલું પાનપાત્ર આપ્યું અને સમસ્ત નાગોના રાજા શેષ કે જેઓ આ પૃથ્વીને ધારણ કરે છે તેમણે બહુમૂલ્ય મણિઓથી શોભતો નાગહાર આપ્યો. આ જ પ્રમાણે અન્ય દેવતાઓએ પણ આભૂષણો અને અસ્ત્રો-શસ્ત્રો આપીને દેવીનું સમ્માન કર્યું. ત્યારબાદ તેમણે વારંવાર અટ્ટહાસ્ય કરતાં મોટા અવાજે ગર્જના કરી. તેમના ભયંકર અવાજથી સઘળું આકાશ ગૂંજી ઊઠ્યું. (૩૦-૩૨) દેવીએ અત્યંત મોટા અવાજે કરેલી

ચચાલ વસુધા ચેલુઃ સકલાશ્ચ મહીધરાઃ ।
જયેતિ દેવાશ્ચ મુદા તામૂચુઃ સિંહવાહિનીમ્[1] ॥ ૩૪ ॥

તુષ્ટુવુર્મુનયશ્ચૈનાં ભક્તિનમ્રાત્મમૂર્તયઃ ।
દૃષ્ટ્વા સમસ્તં સંક્ષુબ્ધં ત્રૈલોક્યમમરારયઃ ॥ ૩૫ ॥

સન્નદ્ધાખિલસૈન્યાસ્તે સમુત્તસ્થુરુદાયુધાઃ ।
આઃ કિમેતદિતિ ક્રોધાદાભાષ્ય મહિષાસુરઃ ॥ ૩૬ ॥

અભ્યધાવત તં શબ્દમશેષૈરસુરૈર્વૃતઃ ।
સ દદર્શ તતો દેવીં વ્યાપ્તલોકત્રયાં ત્વિષા ॥ ૩૭ ॥

પાદાક્રાન્ત્યા નતભુવં કિરીટોલ્લિખિતામ્બરામ્ ।
ક્ષોભિતાશેષપાતાલાં ધનુર્જ્યાનિઃસ્વનેન તામ્ ॥ ૩૮ ॥

---

તે સિંહગર્જના ક્યાંય સમાઈ શકી નહીં, તેની આગળ આકાશ નાનું લાગવા માંડ્યું. તેનો અત્યંત પ્રબળ પ્રતિધ્વનિ (પડઘો) પડ્યો, જેનાથી સમગ્ર વિશ્વમાં હલચલ મચી ગઈ અને સમુદ્રો કંપી ઊઠ્યા; (૩૩) પૃથ્વી ડોલવા લાગી અને બધા પર્વતો હાલવા લાગ્યા. તે સમયે દેવતાઓએ અત્યંત પ્રસન્નતાપૂર્વક સિંહવાહિની દેવી ભવાનીને કહ્યું – 'દેવી! તમારો જય થાઓ!' (૩૪) એ સાથે જ મહર્ષિઓએ વિનમ્ર થઈને ભક્તિભાવપૂર્વક તેમની સ્તુતિ કરી.

(ત્યારે) સમસ્ત ત્રણે લોકોને ખળભળી ઊઠેલા જોઈને દૈત્યો પોતાની સમસ્ત સેનાને કવચ વગેરેથી સુસજ્જ કરીને, હાથોમાં હથિયાર લઈને એકાએક ઊભા થઈ ગયા. તે સમયે મહિષાસુર અત્યંત ક્રોધિત થઈને બોલ્યો – 'આહ! આ શું થઈ રહ્યું છે?' પછી સમસ્ત અસુરોથી ઘેરાયેલો તે તે સિંહગર્જનાને લક્ષ્ય કરીને ધસ્યો અને આગળ જઈ પહોંચીને તેણે તે દેવીને જોયાં, કે જેઓ પોતાના તેજથી ત્રણે લોકોને અજવાળી રહ્યાં હતાં. (૩૫-૩૭) તેમનાં ચરણોના ભારથી પૃથ્વી દબાઈ જઈ રહી હતી, માથા પરના મુગટથી આકાશમાં તેજરેખા અંકાઈ રહી હતી અને તેઓ પોતાના ધનુષ્યના ટંકારવથી સાતે પાતાળોને ખળભળાવી રહ્યાં હતાં. (૩૮)

---

૧. પાઠાન્તર – વાહનામ્ ।

દિશો ભુજસહસ્રેણ સમન્તાદ્ વ્યાપ્ય સંસ્થિતામ્ ।
તતઃ પ્રવવૃતે યુદ્ધં તયા દેવ્યા સુરદ્વિષામ્ ॥ ૩૯ ॥

શસ્ત્રાસ્ત્રૈર્બહુધા મુક્તૈરાદીપિતદિગન્તરમ્ ।
મહિષાસુરસેનાનીશ્ચિક્ષુરાખ્યો મહાસુરઃ ॥ ૪૦ ॥

યુયુધે ચામરશ્ચાન્યૈશ્ચતુરઙ્ગબલાન્વિતઃ ।
રથાનામયુતૈઃ ષડ્ભિરુદગ્રાખ્યો મહાસુરઃ ॥ ૪૧ ॥

અયુધ્યતાયુતાનાં ચ સહસ્રેણ મહાહનુઃ ।
પઞ્ચાશદ્ભિશ્ચ નિયુતૈરસિલોમા મહાસુરઃ ॥ ૪૨ ॥

અયુતાનાં શતૈઃ ષડ્ભિર્બાષ્કલો યુયુધે રણે ।
ગજવાજિસહસ્રૌઘૈરનેકૈઃ[1] પરિવારિતઃ[2] ॥ ૪૩ ॥

વૃતો રથાનાં કોટ્યા ચ યુદ્ધે તસ્મિન્નયુધ્યત ।
બિડાલાખ્યોઽયુતાનાં ચ પઞ્ચાશદ્ભિરથાયુતૈઃ ॥ ૪૪ ॥

તે દેવી પોતાની હજારો ભુજાઓથી સમસ્ત દિશાઓને ઢાંકી દેતાં ઊભાં હતાં. ત્યારબાદ તેમની સાથે દૈત્યોએ યુદ્ધ આરંભી દીધું. (૩૯) અનેક પ્રકારનાં અસ્ત્રો-શસ્ત્રોના પ્રહારોથી સઘળી દિશાઓ દેદીપ્યમાન થઈ રહી. ચિક્ષુર નામનો મહાન અસુર મહિષાસુરનો સેનાપતિ હતો. (૪૦) તે દેવી સાથે યુદ્ધ કરવા લાગ્યો. ચામર પણ અન્ય દૈત્યોની ચતુરંગી સેનાને સાથે લઈને યુદ્ધ કરી રહ્યો હતો. ઉદગ્ર નામના મહાદૈત્યે સાઠ હજાર રથારૂઢ અસુરો સાથે આવીને ઘમસાણ મચાવ્યું. (૪૧) મહાહનુ નામનો દૈત્ય એક કરોડ રથારૂઢ અસુરોના સાથમાં યુદ્ધ કરવા લાગ્યો. જેનાં રુવાંડાં તલવાર જેવાં તીક્ષ્ણ હતાં તે અસિલોમા નામનો મહાદૈત્ય પાંચ કરોડ રથારૂઢ સૈનિકો સહિત યુદ્ધમાં જોડાયો. (૪૨) સાઠ લાખ રથારૂઢ અસુરોથી ઘેરાયેલો બાષ્કલ નામનામનો દૈત્ય પણ તે યુદ્ધભૂમિમાં લડવા લાગ્યો. પરિવારિત નામનો દૈત્ય

૧. પાઠાન્તર – કૈરુગ્રદર્શનઃ । ૨. પરિતો વારયતિ શત્રૂનિતિ વ્યુત્પત્તિઃ ।

યુયુધે સંયુગે તત્ર રથાનાં પરિવારિતઃ[1] ।
અન્યે ચ તત્રાયુતશો રથનાગહયૈર્વૃતાઃ ॥ ૪૫ ॥

યુયુધઃ સંયુગે દેવ્યા સહ તત્ર મહાસુરાઃ ।
કોટિકોટિસહસ્રૈસ્તુ રથાનાં દન્તિનાં તથા ॥ ૪૬ ॥

હયાનાં ચ વૃતો યુદ્ધે તત્રાભૂન્મહિષાસુરઃ ।
તોમરૈર્ભિન્દિપાલૈશ્ચ શક્તિભિર્મુસલૈસ્તથા ॥ ૪૭ ॥

યુયુધુઃ સંયુગે દેવ્યા ખડ્ગૈઃ પરશુપટ્ટિશૈઃ ।
કેચિચ્ચ ચિક્ષિપુઃ શક્તીઃ કેચિત્પાશાંસ્તથાપરે ॥ ૪૮ ॥

દેવીં ખડ્ગપ્રહારૈસ્તુ તે તાં હન્તું પ્રચક્રમુઃ ।
સાપિ દેવી તતસ્તાનિ શસ્ત્રાણ્યસ્ત્રાણિ ચણ્ડિકા ॥ ૪૯ ॥

લીલયૈવ પ્રચિચ્છેદ નિજશસ્ત્રાસ્ત્રવર્ષિણી ।
અનાયસ્તાનના દેવી સ્તૂયમાના સુરર્ષિભિઃ ॥ ૫૦ ॥

હાથીસવારો અને ઘોડેસવારોની અનેક ટુકડીઓ તેમ જ એક કરોડ રથારૂઢ અસુરોની સેના સાથે લઈને યુદ્ધ કરવા લાગ્યો. પાંચ અરબ રથારૂઢ અસુરોથી ઘેરાયેલો બિડાલ નામનો દૈત્ય યુદ્ધ કરવા લાગ્યો. આ સિવાય બીજા પણ હજારો મહાદૈત્યો રથો, હાથીઓ અને ઘોડાઓવાળી સેનાને સાથે લઈને ત્યાં દેવી સામે યુદ્ધ કરવા લાગ્યા. મહિષાસુર પોતે તે યુદ્ધભૂમિ પર કોટિ-કોટિ હજારો રથો, હાથીઓ અને ઘોડાઓવાળી સેનાથી ઘેરાયેલો ઊભો હતો. તે બધા દૈત્યો તોમર, ભિન્દિપાલ, શક્તિ, મુસળ, ખડ્ગ, પરશુ, પટ્ટિશ વગેરે અસ્ત્રો-શસ્ત્રોનો પ્રહાર કરતા રહીને દેવી સાથે યુદ્ધ કરી રહ્યા હતા. કેટલાક દૈત્યોએ તેમના પર શક્તિના પ્રહાર કર્યા, કેટલાકે પાશ ફેંક્યા; (૪૩-૪૮) તો બીજા કેટલાક દૈત્યોએ ખડ્ગના પ્રહારો કરીને દેવીને મારી નાખવાનો પ્રયત્ન કર્યો. દેવીએ પણ ક્રોધે ભરાઈને રમત-રમતમાં જ પોતાનાં

૧. કોઈ-કોઈ પ્રતોમાં આના પછી 'કૃતઃ કાલો રથાનાં ચ રણે પઞ્ચાશતાયુતૈઃ । યુયુધે સંયુગે તત્ર તાતદ્ભિઃ પરિવારિતઃ ॥' - આટલો પાઠ વધુ છે.

મુમોચાસુરદેહેષુ શસ્ત્રાણ્યસ્ત્રાણિ ચેશ્વરી ।
સોઽપિ ક્રુદ્ધો ધુતસટો દેવ્યા વાહનકેસરી ॥ ૫૧ ॥

ચચારાસુરસૈન્યેષુ વનેષ્વિવ હુતાશનઃ ।
નિઃશ્વાસાન્ મુમુચે યાંશ્ચ યુધ્યમાના રણેઽમ્બિકા ॥ ૫૨ ॥

ત એવ સદ્યઃ સમ્ભૂતા ગણાઃ શતસહસ્રશઃ ।
યુયુધુસ્તે પરશુભિર્ભિન્દિપાલાસિપટ્ટિશૈઃ ॥ ૫૩ ॥

નાશયન્તોઽસુરગણાન્ દેવીશક્ત્યુપબૃંહિતાઃ ।
અવાદયન્ત પટહાન્ ગણાઃ શઙ્ખાંસ્તથાપરે ॥ ૫૪ ॥

મૃદઙ્ગાંશ્ચ તથૈવાન્યે તસ્મિન્ યુદ્ધમહોત્સવે ।
તતો દેવી ત્રિશૂલેન ગદયા [1]શક્તિવૃષ્ટિભિઃ ॥ ૫૫ ॥

ખડ્ગાદિભિશ્ચ શતશો નિજઘાન મહાસુરાન્ ।
પાતયામાસ ચૈવાન્યાન્ ઘણ્ટાસ્વનવિમોહિતાન્ ॥ ૫૬ ॥

---

અસ્ત્રો-શસ્ત્રોની વૃષ્ટિ કરીને તે દૈત્યોનાં તે સમસ્ત અસ્ત્રો-શસ્ત્રો કાપી નાખ્યાં. તેમના મુખ પર પરિશ્રમ કે થાકનું લેશમાત્ર પણ નામોનિશાન ન હતું. દેવતાઓ અને ઋષિઓ તેમની સ્તુતિ કરી રહ્યા હતા; અને તે ભગવતી પરમેશ્વરી દૈત્યોનાં શરીરો પર અસ્ત્રો શસ્ત્રોની ઝડી વરસાવી રહ્યાં હતાં. દેવીનું વાહન સિંહ પણ ક્રોધે ભરાઈને પોતાની કેશવાળી ઝુલાવતો અસુરોની સેના વચ્ચે એવી રીતે વિચરતો હતો કે જાણે જંગલોમાં દાવાનળ ફેલાઈ રહ્યો હોય. યુદ્ધભૂમિમાં દૈત્યો સાથે યુદ્ધ કરતાં દેવી અંબિકાએ જેટલા નિઃશ્વાસ છોડ્યા તે બધા જ તત્કાળ સેંકડો-હજારો ગણોરૂપે પ્રકટ થઈ ગયા અને (તેઓ) પરશુ, ભિંદિપાલ, ખડ્ગ, પટ્ટિશ વગેરે આયુધો વડે અસુરોનો સામનો કરવા લાગ્યા. (૪૯-૫૩) દેવીની શક્તિથી વૃદ્ધિ પામેલા તે ગણો અસુરોનો નાશ કરતાં કરતાં નગારાં, શંખ વગેરે વાદ્યો વગાડવા લાગ્યા. (૫૪) તે સંગ્રામરૂપી મહોત્સવમાં કેટલાય ગણો મૃદંગ વગાડી રહ્યા હતા. ત્યારબાદ દેવીએ ત્રિશૂલ,

---

૧. પાઠાન્તર — શરવૃષ્ટિભિઃ ।

અસુરાન્ ભુવિ પાશેન બદ્ધ્વા ચાન્યાનકર્ષયત્ ।
કેચિદ્ દ્વિધા કૃતાસ્તીક્ષ્ણૈઃ ખડ્ગપાતૈસ્તથાપરે ॥ ૫૭ ॥

વિપોથિતા નિપાતેન ગદયા ભુવિ શેરતે ।
વેમુશ્ચ કેચિદ્રુધિરં મુસલેન ભૃશં હતાઃ ॥ ૫૮ ॥

કેચિન્નિપતિતા ભૂમૌ ભિન્નાઃ શૂલેન વક્ષસિ ।
નિરન્તરાઃ શરૌઘેણ કૃતાઃ કેચિદ્રણાજિરે ॥ ૫૯ ॥

શ્યેના[1]નુકારિણઃ પ્રાણાન્ મુમુચુસ્ત્રિદશાર્દનાઃ ।
કે ષાઞ્ચિદ્ બાહવશ્છિન્નાશ્છિન્નગ્રીવાસ્તથાપરે ॥ ૬૦ ॥

શિરાંસિ પેતુરન્યેષામન્યે મધ્યે વિદારિતાઃ ।
વિચ્છિન્નજઙ્ઘાસ્ત્વપરે પેતુરુર્વ્યાં મહાસુરાઃ ॥ ૬૧ ॥

એકબાહ્વક્ષિચરણાઃ કેચિદ્દેવ્યા દ્વિધા કૃતાઃ ।
છિન્નેઽપિ ચાન્યે શિરસિ પતિતાઃ પુનરુત્થિતાઃ ॥ ૬૨ ॥

---

ગદા અને શક્તિની વર્ષા કરીને તથા ખડ્ગ વગેરે આયુધોથી સેંકડો મહાદૈત્યોનો સંહાર કરી નાખ્યો. કેટલાકને ભયંકર ઘંટનાદથી મૂર્ચ્છિત કરીને મારી નાખ્યા. (૫૫-૫૬) ઘણાબધા દૈત્યોને પાશથી બાંધીને ધરતી પર ઘસેડ્યા. કેટલાયે દૈત્યો તેમની તીક્ષ્ણ તલવારના પ્રહારથી બબ્બે ટુકડા થઈ ગયા. (૫૭) કેટલાયે ગદાપ્રહારથી ઘાયલ થઈને ધરતી પર સૂઈ ગયા. કેટલાયે મુસળના પ્રહારથી અત્યંત ઘાયલ થઈને લોહી ઓકવા લાગ્યા. કેટલાક દૈત્યો શૂળથી છાતી ફાટી જવાને કારણે ધરતી પર ઢગલો થઈ પડ્યા. તે રણભૂમિમાં બાણોના સમૂહની વર્ષાથી કેટલાયે અસુરોની કમરો તૂટી ગઈ. (૫૮-૫૯) બાજપક્ષીની જેમ ઝપટ મારનારા, દેવોને ત્રાસ આપતા દૈત્યો પોતાના પ્રાણ છોડવા લાગ્યા. કેટલાયના હાથ છિન્નભિન્ન થઈ ગયા; કેટલાયની ગરદનો કપાઈ ગઈ; કેટલાયે દૈત્યોનાં માથાં કપાઈ-કપાઈને પડવા લાગ્યાં. કેટલાય અસુરોનાં શરીર મધ્યભાગે જ ચિરાઈ ગયાં. કેટલાય મહાદૈત્યો જંઘાઓ કપાઈ જવાથી પૃથ્વી પર ઢળી પડ્યા.

---

૧. પાઠાન્તર – સેનાનુ૦ । શલ્યાનુ૦ । શૈલાનુ૦ ।

કબન્ધા યુયુધુર્દેવ્યા ગૃહીતપરમાયુધાઃ ।
નનૃતુશ્ચાપરે તત્ર યુદ્ધે તૂર્યલયાશ્રિતાઃ ॥ ૬૩ ॥

કબન્ધાશ્છિન્નશિરસઃ ખડ્ગશક્ત્યૃષ્ટિપાણયઃ ।
તિષ્ઠ તિષ્ઠેતિ ભાષન્તો દેવીમન્યે મહાસુરાઃ[1] ॥ ૬૪ ॥

પાતિતૈ રથનાગાશ્વૈરસુરૈશ્ચ વસુન્ધરા ।
અગમ્યા સાભવત્તત્ર યત્રાભૂત્સ મહારણઃ ॥ ૬૫ ॥

શોણિતૌઘા મહાનદ્યઃ સદ્યસ્તત્ર પ્રસુસ્રુવુઃ ।
મધ્યે ચાસુરસૈન્યસ્ય વારણાસુરવાજિનામ્ ॥ ૬૬ ॥

ક્ષણેન તન્મહાસૈન્યમસુરાણાં તથામ્બિકા ।
નિન્યે ક્ષયં યથા વહ્નિસ્તૃણદારુમહાચયમ્ ॥ ૬૭ ॥

---

કેટલાયને દેવીને એક હાથવાળા, એક પગવાળા અને એક આંખવાળા કરીને બબ્બે ટુકડાઓમાં વહેરી નાખ્યા. કેટલાય દૈત્યો માથાં કપાઈ જવા છતાં પણ, પડેલા ફરી ઊભા થઈ જતા હતા અને માત્ર ધડના રૂપમાં જ સારાં સારાં આયુધો હાથમાં લઈને દેવી સાથે યુદ્ધ કરવા લાગતા હતા. બીજાં ધડો (માથા વિનાનાં શરીરો) યુદ્ધ-વાદ્યોના લયમાં નાચતાં હતાં. (૬૦-૬૩) કેટલાંયે માથા વગરનાં ધડ હાથોમાં ખડ્ગ, શક્તિ અને ઋષ્ટિ લીધેલાં દોડતાં હતાં તથા અન્ય બીજા મહાદૈત્યો 'થોભો, ઊભાં રહો' કહેતા, દેવીને યુદ્ધ માટે પડકારતા હતા. જ્યાં આ ભયંકર યુદ્ધ થઈ રહ્યું હતું ત્યાંની ધરતી, દેવીએ નષ્ટ કરેલા રથો, હાથીઓ, ઘોડાઓ તેમજ અસુરોની લાશોથી એવી પથરાઈ ગઈ હતી કે ત્યાં ચાલવું-ફરવું અસંભવ બની ગયું હતું. (૬૪-૬૫) દૈત્યોની સેનામાં હાથીઓ, ઘોડાઓ અને અસુરોનાં શરીરોમાંથી એટલા વધુ પ્રમાણમાં રક્તપાત થયો હતો કે થોડી જ વારમાં ત્યાં લોહીની મોટી-મોટી નદીઓ વહેવા લાગી. (૬૬) જગદંબાએ અસુરોની વિશાળ સેનાનો ક્ષણભરમાં નાશ કરી દીધો. બરાબર એવી જ રીતે

---

૧. કોઈ કોઈ પ્રતમાં આના પછી 'રુધિરૌઘવિલુપ્તાઙ્ગાઃ સઙ્ગ્રામે લોમહર્ષણે।' - આટલો પાઠ વધુ છે.

સ ચ સિંહો મહાનાદમુત્સૃજન્ધુતકેસરઃ ।
શરીરેભ્યોઽમરારીણામસૂનિવ વિચિન્વતિ ॥ ૬૮ ॥

દેવ્યા ગણૈશ્ચ તૈસ્તત્ર કૃતં યુદ્ધં મહાસુરૈઃ ।
યથૈષાં[1] તુતુષુર્દેવાઃ[2] પુષ્પવૃષ્ટિમુચો દિવિ ॥ ૐ ॥ ૬૯ ॥

ઇતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે
મહિષાસુરસૈન્યવધો નામ દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨ ॥
[ઉવાચ ૧, શ્લોકાઃ ૬૮, એવમ્ ૬૯, એવમાદિતઃ ૧૭૩ ॥]

~~~~

કે જેમ ઘાસ અને લાકડાંના મોટા ઢગલાને આગ થોડી જ ક્ષણોમાં ભસ્મ કરી દે છે. (૬૭) અને તે સિંહ પણ પોતાની કેશવાળી ઝુલાવી-ઝુલાવીને જોર-જોરથી ગર્જના કરતો રહીને દૈત્યોનાં શરીરોમાંથી જાણે તેમના પ્રાણ વીણતો રહેતો હતો. (૬૮) ત્યાં દેવીના ગણોએ પણ તે મહાદૈત્યોની સાથે એવું યુદ્ધ કર્યું કે જેનાથી આકાશમાં ઊભેલા દેવતાઓ તેમના પર ઘણા સંતુષ્ટ થયા અને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. (૬૯)

*શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમહાત્મ્યમાંનો મહિષાસુરસૈન્યવધ નામનો બીજો અધ્યાય સમાપ્ત. (૨)*

*[ઉવાચ ૧, શ્લોકો ૬૮ - એમ ૬૯; એ રીતે શરૂથી કુલ ૧૭૩.]*

~~~~

૧. પાઠાન્તર – યથૈનાં। ૨. પા૦ – તુષ્ટુવુર્દેવાઃ।

# ત્રીજો અધ્યાય

★ ★ ★

## સેનાપતિઓ સહિત મહિષાસુરનો વધ

★ ★ ★

**ધ્યાનમ્**

ૐ ઉદ્યદ્ભાનુસહસ્રકાન્તિમરુણક્ષૌમાં શિરોમાલિકાં
રક્તાલિપ્તપયોધરાં જપવટીં વિદ્યામભીતિં વરમ્ ।
હસ્તાબ્જૈર્દધતીં ત્રિનેત્રવિલસદ્વક્ત્રારવિન્દશ્રિયં
દેવીં બદ્ધહિમાંશુરત્નમુકુટાં વન્દેઽરવિન્દસ્થિતામ્ ॥

'ૐ' ઋષિરુવાચ ॥ ૧ ॥

**નિહન્યમાનં તત્સૈન્યમવલોક્ય મહાસુરઃ ।**
**સેનાનીશ્ચિક્ષુરઃ કોપાદ્યયૌ યોદ્ધુમથામ્બિકામ્ ॥ ૨ ॥**
**સ દેવીં શરવર્ષેણ વવર્ષ સમરેઽસુરઃ ।**
**યથા મેરુગિરેઃ શૃઙ્ગં તોયવર્ષેણ તોયદઃ ॥ ૩ ॥**

---

**ધ્યાન :** જગદંબાનાં શ્રીઅંગોની કાન્તિ ઉદયકાળના હજારો સૂર્યો સમાન છે. તેઓ લાલ રંગની રેશમી સાડી પહેરેલાં છે. તેમના ગળામાં મુંડમાળા શોભી રહી છે. બંને સ્તનો પર લાલ ચંદનનો લેપ લગાડેલો છે. તેઓ પોતાનાં કર-કમળોમાં જપમાલિકા, વિદ્યા અને અભય તથા વરદાન નામની મુદ્રાઓ ધારણ કરી રહેલાં છે. ત્રણ નેત્રોથી સુશોભિત વદનકમળ ઘણું જ શોભી રહ્યું છે. તેમના મસ્તક પર ચંદ્રમા અને સાથે જ રત્નમય મુગટ બાંધેલો છે અને તેઓ કમળના આસન પર વિરાજમાન છે. આવાં દેવીને હું ભક્તિપૂર્વક વંદન કરું છું.

**'ૐ' ઋષિ કહે છે** – (૧) દૈત્યોની સેનાને આ પ્રમાણે નષ્ટ-ભ્રષ્ટ થતી જોઈને મહાદૈત્ય સેનાપતિ ચિક્ષુર ક્રોધે ભરાઈને અંબિકાદેવી સાથે યુદ્ધ કરવા માટે આગળ વધ્યો. (૨) તે અસુર રણભૂમિમાં દેવી પર એવી રીતે બાણવૃષ્ટિ કરવા લાગ્યો કે જેમ વાદળાં મેરુ પર્વત પર જળધારાઓ વરસાવે છે. (૩)

તસ્યચ્છિત્ત્વા તતો દેવી લીલયૈવ શરોત્કરાન્ ।
જઘાન તુરગાન્ બાણૈર્યન્તારં ચૈવ વાજિનામ્ ॥ ૪ ॥

ચિચ્છેદ ચ ધનુઃ સદ્યો ધ્વજં ચાતિસમુચ્છ્રિતમ્ ।
વિવ્યાધ ચૈવ ગાત્રેષુ છિન્નધન્વાનમાશુગૈઃ ॥ ૫ ॥

સચ્છિન્નધન્વા વિરથો હતાશ્વો હતસારથિઃ ।
અભ્યધાવત તાં દેવીં ખડ્ગચર્મધરોઽસુરઃ ॥ ૬ ॥

સિંહમાહત્ય ખડ્ગેન તીક્ષ્ણધારેણ મૂર્ધનિ ।
આજઘાન ભુજે સવ્યે દેવીમપ્યતિવેગવાન્ ॥ ૭ ॥

તસ્યાઃ ખડ્ગો ભુજં પ્રાપ્ય પફાલ નૃપનન્દન ।
તતો જગ્રાહ શૂલં સ કોપાદરુણલોચનઃ ॥ ૮ ॥

ચિક્ષેપ ચ તતસ્તત્તુ ભદ્રકાલ્યાં મહાસુરઃ ।
જાજ્વલ્યમાનં તેજોભી રવિબિમ્બમિવામ્બરાત્ ॥ ૯ ॥

ત્યારે દેવીએ પોતાનાં બાણોથી તેના બાણસમૂહને અનાયાસ જ કાપી નાખીને તેના ઘોડાઓ અને સારથિને પણ મારી નાખ્યા. (૪) એ સાથે જ તેના ધનુષ્યને તથા અત્યંત ઊંચી ધજાને પણ તત્કાળ કાપી નાખીને હેઠાં નાખ્યાં. ધનુષ્ય કપાઈ ગયા પછી (દેવીએ) પોતાનાં બાણોથી તેનાં અંગો વીંધી નાખ્યાં. (૫) ધનુષ્ય, રથ, ઘોડા અને સારથિના નષ્ટ થઈ જવાથી તે અસુર ઢાલ અને તલવાર લઈને દેવી તરફ ધસ્યો. (૬) તેણે તીક્ષ્ણ ધારવાળી તલવારથી સિંહના મસ્તક પર પ્રહાર કર્યો અને દેવીની ડાબી ભુજા પર પણ ભારે વેગપૂર્વક પ્રહાર કર્યો. (૭) હે રાજન્! દેવીની ભુજાને સ્પર્શતાં જ તે તલવાર તૂટી ગઈ; અને પછી તો ક્રોધથી આંખો લાલ કરીને તે રાક્ષસે હાથમાં શૂળ લીધું; (૮) અને તેને તે મહાદૈત્યે ભગવતી ભદ્રકાળી પર ચલાવ્યું. તે શૂળ આકાશમાંથી નીચે પડતા સૂર્યમંડળની જેમ પોતાના તેજથી પ્રજ્વલિત થઈ ઊઠ્યું. (૯)

દૃષ્ટ્વા તદાપતચ્છૂલં દેવી શૂલમમુઞ્ચત ।
તચ્છૂલં[1] શતધા તેન નીતં સ ચ મહાસુરઃ ॥ ૧૦ ॥
હતે તસ્મિન્મહાવીર્યે મહિષસ્ય ચમૂપતૌ ।
આજગામ ગજારૂઢશ્ચામરસ્ત્રિદશાર્દનઃ ॥ ૧૧ ॥
સોઽપિ શક્તિં મુમોચાથ દેવ્યાસ્તામમ્બિકા દ્રુતમ્ ।
હુંકારાભિહતાં ભૂમૌ પાતયામાસ નિષ્પ્રભામ્ ॥ ૧૨ ॥
ભગ્નાં શક્તિં નિપતિતાં દૃષ્ટ્વા ક્રોધસમન્વિતઃ ।
ચિક્ષેપ ચામરઃ શૂલં બાણૈસ્તદપિ સાચ્છિનત્ ॥ ૧૩ ॥
તતઃ સિંહઃ સમુત્પત્ય ગજકુમ્ભાન્તરે સ્થિતઃ ।
બાહુયુદ્ધેન યુયુધે તેનોચ્ચૈસ્ત્રિદશારિણા ॥ ૧૪ ॥
યુદ્ધ્યમાનૌ તતસ્તૌ તુ તસ્માન્નાગાન્મહીં ગતૌ ।
યુયુધાતેઽતિસંરબ્ધૌ પ્રહારૈરતિદારુણૈઃ ॥ ૧૫ ॥

તે શૂળને પોતાની તરફ આવતું જોઈને દેવીએ પણ (સામે) શૂળનો પ્રહાર કર્યો. તેનાથી તે અસુરના શૂળના સેંકડો ટુકડા થઈ ગયા, સાથે જ તે મહાદૈત્ય ચિક્ષુર પણ માર્યો ગયો. (૧૦)

મહિષાસુરના સેનાપતિ તે મહાપરાક્રમી ચિક્ષુરના માર્યા ગયા પછી, દેવતાઓને ત્રાસ આપનારો ચામર (નામનો અસુર) હાથી પર ચઢીને આવ્યો. તેણે દેવી પર શક્તિનો પ્રહાર કર્યો, પરંતુ જગદંબાએ પોતાના હુંકારથી જ તેને ઘાયલ અને તેજહીન કરી દઈને તત્કાળ ધરતી પર ઢાળી દીધો. (૧૧-૧૨) શક્તિને તૂટી પડી ગયેલી જોઈને ચામરને ઘણો ક્રોધ થયો. હવે તેણે શૂળ ચલાવ્યું, પરંતુ દેવીએ તેને પણ પોતાનાં બાણોથી કાપી નાખ્યું. (૧૩) એ દરમિયાન જ દેવીનો સિંહ ઊછળીને હાથીના માથા પર ચઢી બેઠો અને ખૂબ જોર લગાવીને તે દૈત્ય સાથે બાહુયુદ્ધ કરવા લાગ્યો. (૧૪) તે બંને લડતા-લડતા હાથી ઉપરથી નીચે જમીન પર આવી ગયા અને અત્યંત ક્રોધે ભરાઈને એકબીજા પર ભયંકર પ્રહારો કરતા કરતા લડવા લાગ્યા. (૧૫)

૧. પાઠાન્તર – તેન તચ્છતધા નીતં ।

તતો વેગાત્ ખમુત્પત્ય નિપત્ય ચ મૃગારિણા।
કરપ્રહારેણ શિરશ્ચામરસ્ય પૃથક્કૃતમ્ ॥ ૧૬ ॥

ઉદગ્રશ્ચ રણે દેવ્યા શિલાવૃક્ષાદિભિર્હતઃ।
દન્તમુષ્ટિતલૈશ્ચૈવ કરાલશ્ચ નિપાતિતઃ ॥ ૧૭ ॥

દેવી ક્રુદ્ધા ગદાપાતૈશ્ચૂર્ણયામાસ ચોદ્ધતમ્।
વાષ્કલં ભિન્દિપાલેન બાણૈસ્તામ્રં તથાન્ધકમ્ ॥ ૧૮ ॥

ઉગ્રાસ્યમુગ્રવીર્યં ચ તથૈવ ચ મહાહનુમ્।
ત્રિનેત્રા ચ ત્રિશૂલેન જઘાન પરમેશ્વરી ॥ ૧૯ ॥

બિડાલસ્યાસિના કાયાત્પાતયામાસ વૈ શિરઃ।
દુર્ધરં દુર્મુખં ચોભૌ શરૈર્નિન્યે યમક્ષયમ્[1] ॥ ૨૦ ॥

ત્યારબાદ સિંહ ભારે વેગથી આકાશ તરફ ઊછળ્યો અને ત્યાંથી નીચે પડતી વખતે તેણે (પોતાના) પંજાઓના પ્રહારથી ચામરનું માથું ધડથી અલગ કરી દીધું. (૧૬) આ જ પ્રમાણે દૈત્ય ઉદગ્ર પણ શિલાઓ, વૃક્ષો વગેરેનો માર ખાઈને યુદ્ધભૂમિમાં દેવીના હાથે માર્યો ગયો તથા દૈત્ય કરાલ પણ દાંત, મુક્કા અને થાપટોના પ્રહારોથી ભોંયભેગો થઈ ગયો. (૧૭) ક્રોધે ભરાયેલાં દેવીએ ગદાના પ્રહારથી દૈત્ય ઉદ્ધતના પણ ચૂરેચૂરા કરી નાખ્યા. ભિંદિપાલથી વાષ્કલને અને બાણોથી તામ્ર તથા અંધકને હણી નાખ્યા. (૧૮) ત્રણ નેત્રોવાળાં પરમેશ્વરીએ ત્રિશૂળથી ઉગ્રાસ્ય, ઉગ્રવીર્ય તથા મહાહનુ નામના દૈત્યોને મારી નાખ્યા. (૧૯) તલવારના પ્રહારથી વિડાલના માથાને ધડથી કાપીને નીચે નાખ્યું. દુર્ધર અને દુર્મુખ - આ બે દૈત્યોને પણ (દેવીએ) પોતાનાં બાણોથી યમલોકમાં મોકલી આપ્યા. (૨૦)

---

૧. કેટલીક પ્રતોમાં આના પછી નીચે પ્રમાણેના બે શ્લોકો વધારે છે –

'કાલં ચ કાલદણ્ડેન કાલરાત્રિરપાતયત્।
ઉગ્રદર્શનમત્યુગ્રૈઃ ખડ્ગપાતૈરતાડયત્ ॥

એવં સંક્ષીયમાણે તુ સ્વસૈન્યે મહિષાસુરઃ ।
માહિષેણ સ્વરૂપેણ ત્રાસયામાસ તાન્ ગણાન્ ॥ ૨૧ ॥
કાંશ્ચિત્તુણ્ડપ્રહારેણ ખુરક્ષેપૈસ્તથાપરાન્ ।
લાઙ્ગૂલતાડિતાંશ્ચાન્યાઞ્છૃઙ્ગાભ્યાં ચ વિદારિતાન્ ॥ ૨૨ ॥
વેગેન કાંશ્ચિતદપરાન્નાદેન ભ્રમણેન ચ ।
નિઃશ્વાસપવનેનાન્યાન્ પાતયામાસ ભૂતલે ॥ ૨૩ ॥
નિપાત્ય પ્રથમાનીકમભ્યધાવત સોઽસુરઃ ।
સિંહં હન્તું મહાદેવ્યાઃ કોપં ચક્રે તતોઽમ્બિકા ॥ ૨૪ ॥
સોઽપિ કોપાન્મહાવીર્યઃ ખુરક્ષુણ્ણમહીતલઃ ।
શૃઙ્ગાભ્યાં પર્વતાનુચ્ચાંશ્ચિક્ષેપ ચ નનાદ ચ ॥ ૨૫ ॥
વેગભ્રમણવિક્ષુણ્ણા મહી તસ્ય વ્યશીર્યત ।
લાઙ્ગૂલેનાહતશ્ચાબ્ધિઃ પ્લાવયામાસ સર્વતઃ ॥ ૨૬ ॥

---

આ પ્રમાણે પોતાની સેનાનો સંહાર થતો જોઈને મહિષાસુરે પાડા (મહિષ)નું રૂપ ધારણ કરીને દેવીના ગણોને ત્રાસ આપવાનું શરૂ કર્યું. (૨૧) કેટલાકને માથાથી પ્રહાર કરીને, કેટલાક ઉપર ખરીઓના પ્રહાર કરીને, કોઈ-કોઈને પૂંછડાથી મારીને, કેટલાકને શીંગડાંથી ચીરી નાખીને, કેટલાક ગણોને વેગથી, કેટલાકને સિંહગર્જનાથી, કેટલાકને ઘુમાવીને તો કેટલાયને નિઃશ્વાસના ફૂંફાડાથી ધરતી પર ઢાળી દીધા. (૨૨-૨૩) આ પ્રમાણે ગણોની સેનાને ઢાળી દઈને તે અસુર મહાદેવીના સિંહને મારી નાખવા ધસ્યો. આને લીધે જગંદબાને ઘણો ક્રોધ થયો. (૨૪) આ તરફ મહાપરાક્રમી મહિષાસુર પણ ક્રોધે ભરાઈને પોતાની ખરીઓથી જમીન ખોદવા લાગ્યો અને પોતાનાં શીંગડાંથી ઊંચા-ઊંચા પર્વતોને ઊંચકીને ફેંકવા માંડ્યો અને બરાડવા લાગ્યો. (૨૫) તે વેગપૂર્વક આંટા મારી રહ્યો હતો તેને કારણે પૃથ્વી વિક્ષુબ્ધ થઈને ફાટવા લાગી. તેના પૂંછડાથી ટકરાઈને સમુદ્ર ચારે બાજુથી પૃથ્વીને ડુબાડવા લાગ્યો. (૨૬)

---

અસિનૈવાસિલોમાનમચ્છિદત્સા રણોત્સવે ।
ગણૈઃ સિંહેન દેવ્યા ચ જયક્ષ્વેડાકૃતોત્સવૈઃ ॥'

ધુતશૃઙ્ગવિભિન્નાશ્ચ ખણ્ડં[1] ખણ્ડં યયુર્ઘનાઃ ।
શ્વાસાનિલાસ્તાઃ શતશો નિપેતુર્નભસોઽચલાઃ ॥ ૨૭ ॥

ઈતિ ક્રોધસમાધ્માતમાપતન્તં મહાસુરમ્ ।
દૃષ્ટ્વા સા ચણ્ડિકા કોપં તદ્વધાય તદાકરોત્ ॥ ૨૮ ॥

સા ક્ષિપ્ત્વા તસ્ય વૈ પાશં તં બબન્ધ મહાસુરમ્ ।
તત્યાજ માહિષં રૂપં સોઽપિ બદ્ધો મહામૃધે ॥ ૨૯ ॥

તતઃ સિંહોઽભવત્સદ્યો યાવત્તસ્યામ્બિકા શિરઃ ।
છિનત્તિ તાવત્પુરુષઃ ખડ્ગપાણિરદૃશ્યત ॥ ૩૦ ॥

તત એવાશુ પુરુષં દેવી ચિચ્છેદ સાયકૈઃ ।
તં ખડ્ગચર્મણા સાર્ધં તતઃ સોઽભૂન્મહાગજઃ ॥ ૩૧ ॥

કરેણ ચ મહાસિંહં તં ચકર્ષ જગર્જ ચ ।
કર્ષતસ્તુ કરં દેવી ખડ્ગેન નિરકૃન્તત ॥ ૩૨ ॥

ફંગોળાતાં શીંગડાંઓના પ્રહારથી ચિરાઈ જઈને વાદળાંઓના ટુકડે-ટુકડા થઈ ગયા. તેના શ્વાસના પ્રચંડ વાયુના વેગથી ઊડેલા સેંકડો પર્વતો આકાશમાંથી પડવા લાગ્યા. (૨૭) આ પ્રમાણે ક્રોધે ભરાયેલા તે મહાદૈત્યને પોતાના તરફ આવતો જોઈને દેવી ચંડિકાએ તેનો વધ કરવા માટે ભયંકર ક્રોધ કર્યો. (૨૮) તેમણે પાશ ફેંકીને તે મહાન અસુરને બાંધી દીધો. તે મહાયુદ્ધમાં બંધાઈ જવાથી તેણે પાડાનું રૂપ ત્યજી દીધું; (૨૯) અને તત્કાળ તે સિંહના રૂપમાં પ્રગટ થયો. તે અવસ્થામાં તેનું માથું કાપી નાખવા જગદંબા જેવાં તત્પર થયાં કે તરત જ તે ખડ્ગધારી મનુષ્યના રૂપમાં દેખાવા લાગ્યો. (૩૦) ત્યારે દેવીએ તરત જ બાણોનો વરસાદ વરસાવીને ઢાલ અને ખડ્ગ સહિત તે મનુષ્યને પણ વીંધી નાખ્યો. એટલામાં જ તે મહાન ગજરાજના રૂપમાં ફેરવાઈ ગયો. (૩૧) તથા પોતાની સૂંઢથી દેવીના મહાન સિંહને ખેંચવા લાગ્યો અને ગરજવા લાગ્યો. ખેંચતી વખતે તેની સૂંઢને દેવીએ ખડ્ગથી કાપી નાખી. (૩૨)

૧. પાઠાન્તર – ખણ્ડખણ્ડં ।

તતો મહાસુરો ભૂયો માહિષં વપુરાસ્થિતઃ ।
તથૈવ ક્ષોભયામાસ ત્રૈલોક્યં સચરાચરમ્ ॥ ૩૩ ॥

તતઃ ક્રુદ્ધા જગન્માતા ચણ્ડિકા પાનમુત્તમમ્ ।
પપૌ પુનઃ પુનશ્ચૈવ જહાસારુણલોચના ॥ ૩૪ ॥

નનર્દ ચાસુરઃ સોઽપિ બલવીર્યમદોદ્ધતઃ ।
વિષાણાભ્યાં ચ ચિક્ષેપ ચણ્ડિકાં પ્રતિ ભૂધરાન્ ॥ ૩૫ ॥

સા ચ તાન્ પ્રહિતાંસ્તેન ચૂર્ણયન્તી શરોત્કરૈઃ ।
ઉવાચ તં મદોદ્ધૂતમુખરાગાકુલાક્ષરમ્ ॥ ૩૬ ॥

દેવ્યુવાચ ॥ ૩૭ ॥

ગર્જ ગર્જ ક્ષણં મૂઢ મધુ યાવત્પિબામ્યહમ્ ।
મયા ત્વયિ હતેઽત્રૈવ ગર્જિષ્યન્ત્યાશુ દેવતાઃ ॥ ૩૮ ॥

---

ત્યારે તે મહાદૈત્યે ફરીથી પાડાનું શરીર ધારણ કરી લીધું અને પહેલાંની જેમ જ ચરાચર પ્રાણીઓ-પદાર્થો સહિતના ત્રણે લોકોને સંક્ષુબ્ધ કરવા લાગ્યો. (૩૩) ત્યારે ક્રોધે ભરાયેલાં જગજ્જનની વારંવાર ઉત્તમ મધુપાન કરતાં આંખો લાલ કરીને હાસ્ય કરવા લાગ્યાં. (૩૪) આ તરફ બળ અને પરાક્રમના મદથી છકી ગયેલો તે દૈત્ય ગરજવા લાગ્યો અને પોતાનાં શીંગડાં વડે ચંડિકા ઉપર પર્વતો ફેંકવા લાગ્યો. (૩૫) તે સમયે દેવી તેના વડે ફેંકાયેલા તે પર્વતોને પોતાનાં બાણોના સમૂહથી ચૂરેચૂરા કરી નાખતાં બોલ્યાં. તે વખતે તેમનું મુખ મધુના મદથી લાલ થઈ રહ્યું હતું; અને તેઓ લથડતી વાણીમાં બોલ્યાં – (૩૬)

**દેવી બોલ્યાં** – (૩૭) અરે મૂર્ખ! જ્યાં સુધી હું મધુપાન કરી લઉં ત્યાં સુધી તું ક્ષણવાર માટે ખૂબ ગરજી લે. મારા હાથે અહીં તારું મોત થઈ જતાં હવે સત્વરે દેવતાઓ પણ ગરજવા લાગશે. (૩૮)

ઋષિરુવાચ ॥ ૩૯ ॥

**એવમુક્ત્વા સમુત્પત્ય સાऽऽરૂઢાં તં મહાસુરમ્ ।**
**પાદેનાક્રમ્ય કણ્ઠે ચ શૂલેનૈનમતાડયત્ ॥ ૪૦ ॥**

**તતઃ સોऽપિ પદાऽऽક્રાન્તસ્તયા નિજમુખાત્તતઃ ।**
**અર્ધનિષ્ક્રાન્ત એવાસીદ્[૧] દેવ્યા વીર્યેણ સંવૃતઃ ॥ ૪૧ ॥**

**અર્ધનિષ્ક્રાન્ત એવાસૌ યુધ્યમાનો મહાસુરઃ ।**
**તયા મહાસિના દેવ્યા શિરશ્છિત્ત્વા નિપાતિતઃ[૨] ॥ ૪૨ ॥**

**તતો હાહાકૃતં સર્વં દૈત્યસૈન્યં નનાશ તત્ ।**
**પ્રહર્ષં ચ પરં જગ્મુઃ સકલા દેવતાગણાઃ ॥ ૪૩ ॥**

---

**ઋષિ કહે છે** – (૩૯) આમ કહીને દેવી ઊછળ્યાં અને તે મહાદૈત્ય પર ચઢી બેઠાં. પછી પોતાના પગથી તેને દબાવીને તેમણે શૂળથી તેના ગળામાં ઘા કર્યો. (૪૦) તેમના પગથી દબાયેલો હોવા છતાં પણ તે મહિષાસુર પોતાના મુખેથી (બીજા રૂપમાં બહાર નીકળવા લાગ્યો, પણ) હજી અડધા શરીરે જ તે બહાર નીકળવા પામ્યો હતો ત્યાં જ દેવીએ પોતાના પ્રભાવથી તેને અટકાવી દીધો. (૪૧) અડધો જ નીકળ્યો હોવા છતાં પણ તે મહાદૈત્ય દેવી સાથે યુદ્ધ કરવા લાગ્યો. ત્યારે દેવીએ ઘણી મોટી તલવારથી તેનું મસ્તક કાપી નાખ્યું. (૪૨) પછી તો હાહાકાર કરતી દૈત્યોની સઘળી સેના ભાગી ગઈ અને સમસ્ત દેવતાઓ અત્યંત પ્રસન્ન થઈ ગયા. (૪૩)

---

૧. પાઠાન્તર – એવાતિ દેવ્યા । ૨. કોઈ-કોઈ પ્રતોમાં આના પછી 'એવં સ મહિષો નામ સસૈન્યઃ સસુહૃદ્ગણઃ । ત્રૈલોક્યં મોહયિત્વા તુ તયા દેવ્યા વિનાશિતઃ ॥ ત્રૈલોક્યસ્થૈસ્તદા ભૂતૈર્મહિષે વિનિપાતિતે । જયેત્યુક્તં તતઃ સર્વૈઃ સદેવાસુરમાનવૈઃ ॥' – આટલો પાઠ વધુ છે.

તુષ્ટુવુસ્તાં સુરા દેવીં સહ દિવ્યૈર્મહર્ષિભિઃ ।
જગુર્ગન્ધર્વપતયો નનૃતુશ્ચાપ્સરોગણાઃ ॥ ૐ ॥ ૪૪ ॥

**ઇતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે**
**મહિષાસુરવધો નામ તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥**

**[ઉવાચ ૩, શ્લોકાઃ ૪૧, એવમ્ ૪૪, એવમાદિતઃ ૨૧૭ ॥]**

~~~~

---

ત્યારે દિવ્ય મહર્ષિઓ સહિત દેવતાઓએ દુર્ગાદેવીનું સ્તવન કર્યું. ગંધર્વપતિઓ ગાવા લાગ્યા અને અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. (૪૪)

*શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો*
*મહિષાસુરવધ નામનો ત્રીજો અધ્યાય સમાપ્ત. (૩)*
*[ઉવાચ ૩, શ્લોકો ૪૧ - એમ ૪૪; એ રીતે શરૂથી કુલ ૨૧૭.]*

~~~~

# ચોથો અધ્યાય

★ ★ ★

## ઇન્દ્ર વગેરે દેવતાઓએ કરેલી દેવીસ્તુતિ

★ ★ ★

**ધ્યાનમ્**

**ૐ કાલાભ્રાભાં કટાક્ષૈરરિકુલભયદાં મૌલિબદ્ધેન્દુરેખાં**
**શઙ્ખં ચક્રં કૃપાણં ત્રિશિખમપિ કરૈરુદ્વહન્તીં ત્રિનેત્રામ્ ।**
**સિંહસ્કન્ધાધિરૂઢાં ત્રિભુવનમખિલં તેજસા પૂરયન્તીં**
**ધ્યાયેદ્ દુર્ગાં જયાખ્યાં ત્રિદશપરિવૃતાં સેવિતાં સિદ્ધિકામૈઃ ॥**

'ૐ' ઋષિરુવાચ[1] ॥ ૧ ॥

**શક્રાદયઃ સુરગણા નિહતેઽતિવીર્યે**
**તસ્મિન્દુરાત્મનિ સુરારિબલે ચ દેવ્યા ।**

---

**ધ્યાન :** સિદ્ધિની ઈચ્છા રાખનારા મનુષ્યો જેમની સેવા કરે છે તથા દેવતાઓ જેમની બધી બાજુએ વીંટળાયેલા રહે છે તે 'જયા' નામનાં દુર્ગાદેવીનું ધ્યાન કરવું. તેમનાં શ્રીઅંગોની કાન્તિ કાળા વાદળ જેવી શ્યામ છે. તેઓ પોતાનાં નેત્રકટાક્ષોથી શત્રુકુળને ભય પમાડે છે. તેમના મસ્તક પર બાંધેલી ચંદ્ર-રેખા શોભી રહી છે. તેઓ પાતાની ભુજાઓમાં શંખ, ચક્ર, કૃપાણ અને ત્રિશૂળ ધારણ કરે છે. તેમને ત્રણ નેત્રો છે. તેઓ સિંહની કાંધ પર આરૂઢ થયેલાં છે અને પોતાના તેજથી ત્રણે લોકોને સભર કરી રહ્યાં છે (તેમને નમસ્કાર છે).

**ૐ ઋષિ કહે છે** – (૧) અત્યંત પરાક્રમી દુરાત્મા મહિષાસુર તથા તેની દૈત્ય-સેના દેવીના હાથે હણાઈ ગયા પછી ઈન્દ્ર વગેરે દેવતાઓ પ્રણામ કરવા માટે ગરદન તથા ખભા ઝુકાવીને તે ભગવતી દુર્ગાની ઉત્તમ વચનો

---

૧. કોઈ-કોઈ પ્રતોમાં 'ઋષિરુવાચ'ની પછી 'તતઃ સુરગણાઃ સર્વે દેવ્યા ઈન્દ્રપુરોગમાઃ । સ્તુતિમારેભિરે કર્તું નિહતે મહિષાસુરે ॥' - આટલો પાઠ વધુ છે.

તાં તુષ્ટુવુઃ પ્રણતિનમ્રશિરોધરાંસા
વાગ્ભિઃ પ્રહર્ષપુલકોદ્‌ગમચારુદેહાઃ ॥ ૨ ॥

દેવ્યા યયા તતમિદં જગદાત્મશક્ત્યા
નિશ્શેષદેવગણશક્તિસમૂહમૂર્ત્યા ।
તામમ્બિકામખિલદેવમર્ષિપૂજ્યાં
ભક્ત્યા નતાઃ સ્મ વિદધાતુ શુભાનિ સા નઃ ॥ ૩ ॥

યસ્યાઃ પ્રભાવમતુલં ભગવાનનન્તો
બ્રહ્મા હરશ્ચ ન હિ વક્તુમલં બલં ચ ।
સા ચણ્ડિકાખિલજગત્પરિપાલનાય
નાશાય ચાશુભભયસ્ય મતિં કરોતુ ॥ ૪ ॥

યા શ્રીઃ સ્વયં સુકૃતિનાં ભવનેષ્વલક્ષ્મીઃ
પાપાત્મનાં કૃતધિયાં હૃદયેષુ બુદ્ધિઃ ।
શ્રદ્ધા સતાં કુલજનપ્રભવસ્ય લજ્જા
તાં ત્વાં નતાઃ સ્મ પરિપાલય દેવિ વિશ્વમ્ ॥ ૫ ॥

---

વડે સ્તુતિ કરવા લાગ્યા. તે સમયે તેમનાં સુંદર અંગોમાં અત્યંત હર્ષને કારણે રોમાંચ થઈ આવ્યો હતો. (૨)

(દેવતા બોલ્યા –) "સમસ્ત દેવતાઓની શક્તિનો સમુદાય એ જ જેમનું સ્વરૂપ છે તથા જે દેવીએ પોતાની શક્તિથી સમસ્ત જગતને વ્યાપ્ત કરી રાખેલું છે તેવાં સમસ્ત દેવતાઓનાં તથા મહર્ષિઓનાં પૂજનીયા તે જગદંબાને અમે ભક્તિપૂર્વક નમસ્કાર કરીએ છીએ. તેઓ અમારું કલ્યાણ કરે. (૩) જેમના અનુપમ પ્રભાવ અને બળનું વર્ણન કરવાને ભગવાન શેષનાગ, બ્રહ્માજી તથા મહાદેવજી પણ સમર્થ નથી તે ભગવતી ચંડિકા સમસ્ત જગતનું પાલન કરવાનું તેમ જ અશુભ ભયનો નાશ કરવાનું વિચારે. (૪) જેઓ પુણ્યાત્માઓનાં ઘરોમાં પોતે જ લક્ષ્મીરૂપે, પાપીઓને ત્યાં દરિદ્રતારૂપે, શુદ્ધ અંતઃકરણવાળા મનુષ્યોનાં હૃદયમાં બુદ્ધિરૂપે, સત્પુરુષોમાં

કિં વર્ણયામ તવ રૂપમચિન્ત્યમેતત્
કિં ચાતિવીર્યમસુરક્ષયકારિ ભૂરિ ।
કિં ચાહવેષુ ચરિતાનિ તવાદ્ભુતાનિ
સર્વેષુ દેવ્યસુરદેવગણઆદિકેષુ ॥ ૬ ॥

હેતુઃ સમસ્તજગતાં ત્રિગુણાપિ દોષૈ-
ર્ન જ્ઞાયસે હરિહરાદિભિરપ્યપારા ।
સર્વાશ્રયાખિલમિદં જગદંશભૂત-
મવ્યાકૃતા હિ પરમા પ્રકૃતિસ્ત્વમાદ્યા ॥ ૭ ॥

યસ્યાઃ સમસ્તસુરતા સમુદીરણેન
તૃપ્તિં પ્રયાતિ સકલેષુ મખેષુ દેવિ ।
સ્વાહાસિ વૈ પિતૃગણસ્ય ચ તૃપ્તિહેતુ-
રુચ્ચાર્યસે ત્વમત એવ જનૈઃ સ્વધા ચ ॥ ૮ ॥

---

શ્રદ્ધારૂપે તથા ઉમદા કુળમાં જન્મેલા મનુષ્યોમાં લજ્જારૂપે નિવાસ કરે છે તેવાં તમને હે દેવી! અમે નમસ્કાર કરીએ છીએ. (હે ભગવતી દુર્ગા!) તમે સમસ્ત વિશ્વનું પાલન કરો. (૫) હે દેવી! તમારા આ અચિંત્ય રૂપનું, અસુરોનો નાશ કરનારા (તમારા) મહાન પરાક્રમનું અને સમસ્ત દેવતાઓ તથા દૈત્યો સમક્ષ યુદ્ધમાં પ્રગટાવેલાં તમારાં અદ્‌ભુત ચરિત્રોનું વર્ણન અમે કેવી રીતે કરીએ? (૬) તમે સમસ્ત વિશ્વની ઉત્પત્તિમાં કારણ છો. તમારામાં સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ - આ ત્રણે ગુણ વિદ્યમાન છે, તોપણ દોષો સાથે તમારો સંસર્ગ જણાતો નથી. ભગવાન વિષ્ણુ, મહાદેવજી વગેરે દેવતાઓ પણ તમારો પાર પામી શકતા નથી. તમે સૌનો આશ્રય છો. આ સમસ્ત જગત તમારું અંશભૂત છે; કારણ કે તમે સૌની આદિભૂત અવ્યાકૃત પરા પ્રકૃતિ છો. (૭) હે દેવી! સમસ્ત યજ્ઞોમાં જેના ઉચ્ચારણથી બધા દેવતાઓ તૃપ્તિ સંપન્ન કરે છે તે 'સ્વાહા' તમે જ છો. આ ઉપરાંત તમે પિતૃઓની પણ તૃપ્તિનું કારણ છો; તેથી સૌ તમને 'સ્વધા' પણ કહે છે. (૮)

યા મુક્તિહેતુરવિચિન્ત્યમહાવ્રતા ત્વ[1]-
  મભ્યસ્યસે સુનિયતેન્દ્રિયતત્ત્વસારૈઃ ।
મોક્ષાર્થિભિર્મુનિભિરસ્તસમસ્તદોષૈ-
  ર્વિદ્યાસિ સા ભગવતી પરમા હિ દેવિ ॥૯॥

શબ્દાત્મિકા સુવિમલર્ગ્યજુષાં નિધાન-
  મુદ્ગીથરમ્યપદપાઠવતાં ચ સામ્નામ્ ।
દેવી ત્રયી ભગવતી ભવભાવનાય
  વાર્તા ચ સર્વજગતાં પરમાર્તિહન્ત્રી ॥૧૦॥

મેધાસિ દેવિ વિદિતાખિલશાસ્ત્રસારા
  દુર્ગાસિ દુર્ગભવસાગરનૌરસઙ્ગા ।
શ્રીઃ કૈટભારિહૃદયૈકકૃતાધિવાસા
  ગૌરી ત્વમેવ શશિમૌલિકૃતપ્રતિષ્ઠા ॥૧૧॥

---

હે દેવી! જેઓ મોક્ષપ્રાપ્તિનું સાધન છે, અચિંત્ય મહાવ્રતસ્વરૂપા છે તેમ જ જેમનો અભ્યાસ સમસ્ત દોષોથી રહિત, જિતેન્દ્રિય, તત્ત્વને જ સાર વસ્તુ માનનારા તથા મોક્ષની અભિલાષા રાખનારા મુનિઓ કરે છે તે ભગવતી 'પરા વિદ્યા' તમે જ છો. (૯) તમે શબ્દસ્વરૂપા છો અને અત્યંત પવિત્ર ઋગ્વેદનો, યુજુર્વેદનો તથા ઉદ્ગીથનાં મનોહર પદોના પાઠવાળા સામવેદનો પણ આધાર તમે જ છો. તમે જ દેવી, ત્રયી (વેદ-ત્રયી) અને ભગવતી (છયે ઐશ્વર્યોથી યુક્ત) છો. આ જગતની ઉત્પત્તિ અને તેના પાલન માટે તમે જ વાર્તા (વાર્ત્તા-કૃષિ અને આજીવિકા)રૂપે પ્રગટ થયેલાં છો. તમે સમસ્ત જગતની ઘોર પીડાનો નાશ કરનારાં છો. (૧૦) હે દેવી! જેના થકી સઘળાં શાસ્ત્રોના સારનું જ્ઞાન થાય છે તે 'મેધા' તમે જ છો. દુર્ગમ (દુસ્તર) ભવસાગરમાંથી પાર ઉતારનારી નૌકારૂપ 'દુર્ગા' પણ તમે જ છો. તમારી કશામાંય આસક્તિ નથી. કૈટભના શત્રુ ભગવાન વિષ્ણુના વક્ષઃસ્થળમાં નિવાસ કરનારાં ભગવતી લક્ષ્મી અને ભગવાન ચંદ્રશેખર (શિવ) વડે સમ્માનિત દેવી ગૌરી પણ તમે જ છો. (૧૧)

---
૧. પાઠાન્તર – ચ અભ્ય૦ ।

ઈર્ષત્સહાસમમલં પરિપૂર્ણચન્દ્ર-
બિમ્બાનુકારિ કનકોત્તમકાન્તિકાન્તમ્ ।
અત્યદ્ભુતં પ્રહૃતમાત્તરુષા તથાપિ
વક્ત્રં વિલોક્ય સહસા મહિષાસુરેણ ॥ ૧૨ ॥

દૃષ્ટ્વા તુ દેવિ કુપિતં ભ્રુકુટીકરાલ-
મુદ્યચ્છશાઙ્કસદૃશચ્છવિ યન્ન સદ્યઃ ।
પ્રાણાન્મુમોચ મહિષસ્તદતીવ ચિત્રં
કૈર્જીવ્યતે હિ કુપિતાન્તકદર્શનેન ॥ ૧૩ ॥

દેવિ પ્રસીદ પરમા ભવતી ભવાય
સદ્યો વિનાશયસિ કોપવતી કુલાનિ ।
વિજ્ઞાતમેતદધુનૈવ યદસ્તમેત-
ન્નીતં બલં સુવિપુલં મહિષાસુરસ્ય ॥ ૧૪ ॥

---

તમારું મુખ મંદમંદ સ્મિતથી સુશોભિત છે, નિર્મળ છે, પૂર્ણ ચંદ્રબિંબનું અનુકરણ કરનારું અને સુવર્ણની મનોહર કાન્તિ કરતાંય સુંદર (કાન્તિવાળું) છે, તેમ છતાં તેને જોઈને મહિષાસુરને ક્રોધ ઊપજ્યો અને એકાએક જ તેણે તમારા પર પ્રહાર કર્યો એ ભારે નવાઈની વાત છે. (૧૨) હે દેવી! તે જ મુખ જ્યારે ક્રોધયુક્ત થવાથી ઉદયવેળાના ચંદ્રમાની જેમ લાલ થયું અને ખેંચાયેલી ભમરોને કારણે વિકરાળ થઈ ઊઠ્યું ત્યારે તેને જોઈને મહિષાસુરના પ્રાણ તરત જ નીકળી ગયા નહીં એ તો એના કરતાંય મોટા આશ્ચર્યની વાત છે; કારણ કે ક્રોધે ભરાયેલા યમરાજને જોઈને ભલા, કોણ જીવતું રહી શકે? (૧૩) હે દેવી! તમે પ્રસન્ન થાઓ. પરમાત્માસ્વરૂપા તમારા પ્રસન્ન થવાથી જગતનો અભ્યુદય થાય છે અને તમારા ક્રોધે ભરાઈ જવાથી તમે તરત જ કેટલાંય કુળોનો વિનાશ કરી નાખો છો; એ વાત હમણાં જ અનુભવવા મળી; કારણ કે મહિષાસુરની આ વિશાળ સેના તમારા કોપથી ક્ષણવારમાં નષ્ટ થઈ ગઈ. (૧૪)

તે સમ્મતા જનપદેષુ ધનાનિ તેષાં
તેષાં યશાંસિ ન ચ સીદતિ ધર્મવર્ગઃ ।
ધન્યાસ્ત એવ નિભૃતાત્મજભૃત્યદારા
યેષાં સદાભ્યુદયદા ભવતી પ્રસન્ના ॥ ૧૫ ॥

ધર્મ્યાણિ દેવિ સકલાનિ સદૈવ કર્મા-
ણ્યત્યાદતઃ પ્રતિદિનં સુકૃતી કરોતિ ।
સ્વર્ગં પ્રયાતિ ચ તતો ભવતીપ્રસાદા-
લ્લોકત્રયેઽપિ ફલદા નનુ દેવિ તેન ॥ ૧૬ ॥

દુર્ગે સ્મૃતા હરસિ ભીતિમશેષજન્તોઃ
સ્વસ્થૈઃ સ્મૃતા મતિમતીવ શુભાં દદાસિ ।
દારિદ્ર્યદુઃખભયહારિણિ કા ત્વદન્યા
સર્વોપકારકરણાય સદાઽઽર્દ્રચિત્તા ॥ ૧૭ ॥

---

હંમેશાં અભ્યુદય આપનારાં તમે જેમના પર પ્રસન્ન થાઓ છો તેઓ જ જનપદ (રાજ્યમાં) સમ્માનિત થાય છે, તેમને જ ધનસંપત્તિ અને યશ મળે છે, તેમનો જ ધર્મ ક્યારેય ક્ષીણ થતો નથી અને તેમનાં જ પોતાનાં વિવેકી સંતાનો, પત્ની અને નોકરચાકરો ધન્ય હોય છે. (૧૫) હે દેવી! પુણ્યાત્મા મનુષ્ય તમારી જ કૃપાથી દરરોજ અત્યંત શ્રદ્ધાપૂર્વક બધા પ્રકારનાં ધર્મને અનુકૂળ કર્મો હંમેશાં કરતો રહે છે અને તેના પ્રભાવથી સ્વર્ગલોકમાં જાય છે; તેથી જ તમે ત્રણે લોકમાં અચૂકપણે મનોવાંછિત ફળ આપનારાં (કહેવાઓ) છો. (૧૬) હે મા દુર્ગા! તમે (તમારું) સ્મરણ કરવાથી બધાં પ્રાણીઓનો ભય હરી લો છો અને સ્વસ્થ મનુષ્યો (તમારું) ચિંતન કરે છે તો તમે તેમને પરમ કલ્યાણમયી બુદ્ધિ આપો છો. દુઃખ-દારિદ્ર્ય અને ભયને હરનારાં હે દેવી! તમારા સિવાય અન્ય કોણ છે કે જેનું ચિત્ત સૌનો ઉપકાર કરવા માટે હંમેશાં દયાર્દ્ર રહ્યા કરતું હોય? (૧૭)

એભિર્હતૈર્જગદુપૈતિ સુખં તથૈતે
કુર્વન્તુ નામ નરકાય ચિરાય પાપમ્ ।
સઙ્ગ્રામમૃત્યુમધિગમ્ય દિવં પ્રયાન્તુ
મત્વેતિ નૂનમહિતાન્ વિનિહંસિ દેવિ ॥ ૧૮ ॥

દૃષ્ટ્વૈવ કિં ન ભવતી પ્રકરોતિ ભસ્મ
સર્વાસુરાનરિષુ યત્પ્રહિણોષિ શસ્ત્રમ્ ।
લોકાન્ પ્રયાન્તુ રિપવોઽપિ હિ શસ્ત્રપૂતા
ઈત્થં મતિર્ભવતિ તેષ્વપિ તેઽતિસાધ્વી ॥ ૧૯ ॥

ખડ્ગપ્રભાનિકરવિસ્ફુરણૈસ્તથોગ્રૈઃ
શૂલાગ્રકાન્તિનિવહેન દૃશોઽસુરાણામ્ ।
યન્નાગતા વિલયમંશુમદિન્દુખણ્ડ-
યોગ્યાનનં તવ વિલોકયતાં તદેતત્ ॥ ૨૦ ॥

---

હે દેવી! આ રાક્ષસોને મારવાથી સંસારને સુખશાંતિ મળે તથા આ રાક્ષસો દીર્ઘકાળ સુધી નરકમાં રહેવા માટે ભલેને પાપ કરતા રહ્યા હોય, પણ આ સમયે યુદ્ધમાં મૃત્યુ પામીને સ્વર્ગલોકમાં જાય - અવશ્ય જ આવું જ વિચારીને તમે શત્રુઓનો વધ કરો છો. (૧૮) તમે શત્રુઓ પર શસ્ત્રોનો પ્રહાર શા માટે કરો છો અને સમસ્ત અસુરોને દૃષ્ટિપાત-માત્રથી જ શા માટે ભસ્મીભૂત કરી દેતાં નથી - એમાં એક રહસ્ય છે. 'આ શત્રુઓ પણ મારાં શસ્ત્રોથી પવિત્ર થઈને ઉત્તમ લોકોમાં ભલે જાય' - આવો તેમના પ્રત્યેનો તમારો વિચાર (ભાવ) અત્યંત ઉત્તમ છે. (૧૯) તમારા ખડ્ગની તેજરાશિની ભયંકર પ્રભાથી તથા તમારા ત્રિશૂળતા અગ્રભાગના સઘન તેજથી અંજાઈ જઈને અસુરોની આંખો ફૂટી ગઈ નહીં એમાં કારણ એ જ હતું કે (ત્યારે) તેઓ મનોહર કિરણોવાળા ચંદ્રમાની જેમ આનંદ આપનારા તમારા આ સુંદર મુખનું દર્શન કરી રહ્યા હતા. (૨૦)

દુર્વૃત્તવૃત્તશમનં તવ દેવિ શીલં
 રૂપં તથૈતદવિચિન્ત્યમતુલ્યમન્યૈઃ।
વીર્યં ચ હન્તૃ હૃતદેવપરાક્રમાણાં
 વૈરિષ્વપિ પ્રકટિતૈવ દયા ત્વયેત્થમ્॥ ૨૧॥

કેનોપમા ભવતુ તેઽસ્ય પરાક્રમસ્ય
 રૂપં ચ શત્રુભયકાર્યતિહારિ કુત્ર।
ચિત્તે કૃપા સમરનિષ્ઠુરતા ચ દૃષ્ટા
 ત્વય્યેવ દેવિ વરદે ભુવનત્રયેઽપિ॥ ૨૨॥

ત્રૈલોક્યમેતદખિલં રિપુનાશનેન
 ત્રાતં ત્વયા સમરમૂર્ધનિ તેઽપિ હત્વા।
નીતા દિવં રિપુગણા ભયમપ્યપાસ્ત-
 મસ્માકમુન્મદસુરારિભવં નમસ્તે॥ ૨૩॥

---

હે દેવી! તમારું શીલ દુરાચારીઓનાં હીન આચરણોનું શમન કરનારું છે; સાથે જ તમારું આ રૂપ એવું છે કે જે અચિંતનીય છે અને જેની ક્યારેય બીજાંઓની સાથે તુલના પણ થઈ શકતી નથી; તથા તમારું બળ અને પરાક્રમ તો તે દૈત્યોનો પણ નાશ કરનારું છે કે જેઓ ક્યારેક તો દેવતાઓના પરાક્રમનો પણ નાશ કરી ચૂક્યા હતા. આ પ્રમાણે તમે પોતાના શત્રુઓ પર પણ પોતાની દયા જ પ્રગટ કરી છે. (૨૧) હે વરદાયિની દેવી! તમારા આ પરાક્રમની તુલના કોની સાથે થઈ શકે?

તથા શત્રુઓને ભય પમાડનારું તેમ જ અત્યંત મનોહર એવું આ રૂપ તમારા સિવાય અન્યત્ર છે પણ ક્યાં? હૃદયમાં દયા અને યુદ્ધમાં નિષ્ઠુરતા - આ બંને વાનાં ત્રણે લોકમાં કેવળ તમારામાં જ જોવા મળે છે. (૨૨) હે મા! તમે શત્રુઓનો નાશ કરીને આ સમસ્ત ત્રણે લોકનું રક્ષણ કર્યું છે; આ શત્રુઓને પણ યુદ્ધભૂમિમાં હણીને સ્વર્ગલોકમાં પહોંચાડ્યા છે તથા ઉન્મત્ત થયેલા દૈત્યો તરફથી પ્રાપ્ત થતા અમારા ભયને પણ દૂર કરી દીધો છે. તમને અમારા નમસ્કાર છે. (૨૩)

**શૂલેન પાહિ નો દેવિ પાહિ ખડ્ગેન ચામ્બિકે ।**
**ઘણ્ટાસ્વનેન નઃ પાહિ ચાપજ્યાનિઃસ્વનેન ચ ॥ ૨૪ ॥**
**પ્રાચ્યાં રક્ષ પ્રતીચ્યાં ચ ચણ્ડિકે રક્ષ દક્ષિણે ।**
**ભ્રામણેનાત્મશૂલસ્ય ઉત્તરસ્યાં તથેશ્વરિ ॥ ૨૫ ॥**
**સૌમ્યાનિ યાનિ રૂપાણિ ત્રૈલોક્યે વિચરન્તિ તે ।**
**યાનિ ચાત્યર્થઘોરાણિ તૈ રક્ષાસ્માંસ્તથા ભુવમ્ ॥ ૨૬ ॥**
**ખડ્ગશૂલગદાદીનિ યાનિ ચાસ્ત્રાણિ તેઽમ્બિકે ।**
**કરપલ્લવસઙ્ગીનિ તૈરસ્માન્ રક્ષ સર્વતઃ ॥ ૨૭ ॥**

ઋષિરુવાચ ॥ ૨૮ ॥

**એવં સ્તુતા સુરૈર્દિવ્યૈઃ કુસુમૈર્નન્દનોદ્ભવૈઃ ।**
**અર્ચિતા જગતાં ધાત્રી તથા ગન્ધાનુલેપનૈઃ ॥ ૨૯ ॥**
**ભક્ત્યા સમસ્તૈસ્ત્રિદશૈર્દિવ્યૈર્ધૂપૈસ્તુ[1] ધૂપિતા ।**
**પ્રાહ પ્રસાદસુમુખી સમસ્તાન્ પ્રણતાન્ સુરાન્ ॥ ૩૦ ॥**

---

હે દેવી! તમે શૂળ વડે અમારું રક્ષણ કરો. હે અંબિકા! તમે ખડ્ગ વડે પણ અમારું રક્ષણ કરો તથા ઘંટનાદ અને ધનુષ્ય-ટંકારવથી પણ અમારું રક્ષણ કરો. (૨૪) હે ચંડિકા! પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશામાં તમે અમારું રક્ષણ કરો. અને હે ઈશ્વરી! પોતાનું ત્રિશૂળ ઘુમાવીને તમે ઉત્તર દિશામાં પણ અમારું રક્ષણ કરો. (૨૫) ત્રણે લોકમાં તમારાં પરમ સુંદર તેમ જ અત્યંત ભયંકર એવાં જે રૂપો વિચરતાં રહે છે તેમના થકી પણ તમે અમારું અને આ પૃથ્વીલોકનું રક્ષણ કરો. (૨૬) હે અંબિકા! તમારાં કરપલ્લવોમાં શોભતાં ખડ્ગ, શૂળ, ગદા વગેરે જે જે અસ્ત્ર-શસ્ત્રો છે તે બધાં થકી તમે બધી બાજુએથી અમારું રક્ષણ કરો.'' (૨૭)

**ઋષિ કહે છે** – (૨૮) આ પ્રમાણે દેવતાઓએ જ્યારે જગજ્જનની દુર્ગાની સ્તુતિ કરી અને નંદનવનનાં દિવ્ય પુષ્પો તેમ જ ગંધ-ચંદન વગેરે વડે તેમનું પૂજન કર્યું તથા એ પછી બધાએ મળીને જ્યારે ભક્તિપૂર્વક

---

૧. પાઠાન્તર – પૈઃ સુધૂપિતા ।

દેવ્યુવાચ ॥ ૩૧ ॥

વ્રિયતાં ત્રિદશાઃ સર્વે યદસ્મત્તોઽભિવાઞ્છિતમ્[૧] ॥ ૩૨ ॥

દેવા ઊચુઃ ॥ ૩૩ ॥

ભગવત્યા કૃતં સર્વં ન કિઞ્ચિદવશિષ્યતે ॥ ૩૪ ॥

યદયં નિહતઃ શત્રુરસ્માકં મહિષાસુરઃ ।
યદિ ચાપિ વરો દેયસ્ત્વયાસ્માકં મહેશ્વરિ ॥ ૩૫ ॥

સંસ્મૃતા સંસ્મૃતા ત્વં નો હિંસેથાઃ પરમાપદઃ ।
યશ્ચ મર્ત્યઃ સ્તવૈરેભિસ્ત્વાં સ્તોષ્યત્યમલાનને ॥ ૩૬ ॥

તસ્ય વિત્તર્દ્ધિવિભવૈર્ધનદારાદિસમ્પદામ્ ।
વૃદ્ધયેઽસ્મત્પ્રસન્ના ત્વં ભવેથાઃ સર્વદામ્બિકે ॥ ૩૭ ॥

---

દિવ્ય સુગંધ સમર્પિત કરી ત્યારે દેવી પ્રસન્નવદન થયાં અને પ્રણામ કરી રહેલા તે બધા દેવતાઓને તેમણે કહ્યું - (૨૯-૩૦)

**દેવી બોલ્યાં** – (૩૧) હે દેવતાઓ! તમે બધા મારી પાસેથી જે વસ્તુ મેળવવાની ઈચ્છા રાખતા હો, તે માગો. (૩૨)

**દેવતાઓ બોલ્યા** – (૩૩) (તમે) ભગવતીએ અમારી બધી ઈચ્છા પૂરી કરી દીધી છે, હવે (માગવાનું) કંઈ પણ બાકી (રહ્યું) નથી; (૩૪) કારણ કે અમારો આ શત્રુ મહિષાસુર માર્યો ગયો છે. એમ હોવા છતાં પણ હે મહેશ્વરી! તમે અમને જો બીજું કાંઈ વરદાન આપવા ઈચ્છો છો, (૩૫) તો, અમે જ્યારે જ્યારે તમારું સ્મરણ કરીએ ત્યારે ત્યારે દર્શન આપીને તમે અમારાં મહાન સંકટ દૂર કરતાં રહેજો; તથા હે પ્રસન્નવદના અંબિકા! જે મનુષ્ય આ સ્તવનો (સ્તોત્ર) વડે તમારી સ્તુતિ કરે તેને ધન,

---

૧. માર્કણ્ડેયપુરાણની આધુનિક પ્રતોમાં 'દદામ્યહમતિપ્રીત્યા સ્તવૈરેભિઃ સુપૂજિતા ।' - આટલો પાઠ વધુ છે. કોઈ-કોઈ પ્રતોમાં 'કર્તવ્યમપરં યચ્ચ દુષ્કરં તન્ન વિદ્મહે । ઇત્યાકર્ણ્ય વચો દેવ્યાઃ પ્રત્યૂચુસ્તે દિવૌકસઃ ॥' - આટલો પાઠ વળી વધારે છે.

ઋષિરુવાચ ॥ ૩૮ ॥

**ઇતિ પ્રસાદિતા દેવૈર્જગતોઽર્થે તથાઽઽત્મનઃ ।**
**તથેત્યુક્ત્વા ભદ્રકાલી બભૂવાન્તર્હિતા નૃપ ॥ ૩૯ ॥**

**ઇત્યેતત્કથિતં ભૂપ સમ્ભૂતા સા યથા પુરા ।**
**દેવી દેવશરીરેભ્યો જગત્ત્રયહિતૈષિણી ॥ ૪૦ ॥**

**પુનશ્ચ ગૌરીદેહાત્સા[૧] સમુદ્ભૂતા યથાભવત્ ।**
**વધાય દુષ્ટદૈત્યાનાં તથા શુમ્ભનિશુમ્ભયોઃ ॥ ૪૧ ॥**

**રક્ષણાય ચ લોકાનાં દેવાનામુપકારિણી ।**
**તચ્છૃણુષ્વ મયાઽઽખ્યાતં યથાવત્કથયામિ તે ॥ હ્રીં ૐ ॥ ૪૨ ॥**

---

સમૃદ્ધિ અને વૈભવ આપવાની સાથોસાથ તેની ધન તથા પત્ની વગેરે સંપત્તિને પણ વધારવા માટે તમે હંમેશાં અમારા પર પ્રસન્ન રહો. (૩૬-૩૭)

**ઋષિ કહે છે** – (૩૮) હે રાજન્! દેવતાઓએ પોતાના તથા જગતના કલ્યાણ માટે જ્યારે દેવી ભદ્રકાળીને આ પ્રમાણે પ્રસન્ન કર્યાં ત્યારે તેઓ 'તથાસ્તુ' (તેમ થાઓ) કહીને ત્યાં જ અંતર્ધાન થઈ ગયાં. (૩૯) હે ભૂપાલ! આ પ્રમાણે અગાઉના સમયમાં ત્રણે લોકનું કલ્યાણ ઇચ્છનારાં દેવી જે રીતે દેવતાઓનાં શરીરોમાંથી પ્રગટ થયાં હતાં તે બધી કથા મેં કહી સંભળાવી. (૪૦) હવે દેવતાઓનો ઉપકાર કરનારાં તે દેવી ફરી વાર દુષ્ટ દૈત્યો તથા શુંભ અને નિશુંભનો વધ કરવા માટે તેમ જ બધાં લોકોનું રક્ષણ કરવા માટે જે રીતે ગૌરી દેવીના શરીરમાંથી પ્રગટ થયાં હતાં તે બધો વૃતાંત તમે મારા મુખેથી સાંભળો. હું તેનું યથાવત્ વર્ણન કરી તમને તે કહી સંભળાવું છું. (૪૧-૪૨)

---

૧. કોઈ-કોઈ પ્રતમાં 'ગૌરીદેહા સા', 'ગૌરી દેહા સા' વગેરે પાઠ પણ મળે છે.

ઇતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે
શક્રાદિસ્તુતિર્નામ ચતુર્થોઽધ્યાયઃ ॥૪॥
[ઉવાચ ૫, અર્ધશ્લોકૌ ૨, શ્લોકાઃ ૩૫,
એવમ્ ૪૨; એવમાદિતઃ ૨૫૯ ॥]

~~~~

શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો
'શક્ર વગેરેએ કરેલી સ્તુતિ' નામનો ચોથો અધ્યાય સમાપ્ત. (૪)
[ઉવાચ ૫, અર્ધશ્લોકો ૨, શ્લોકો ૩૫,
કુલ ૪૨ – એમ શરૂથી કુલ ૨૫૯.]

~~~~

# પાંચમો અધ્યાય

★ ★ ★

## દેવતાઓએ કરેલી દેવીસ્તુતિ, ચંડ અને મુંડના મુખેથી અંબિકાના રૂપની પ્રશંસા સાંભળીને શુંભ વડે તેમની પાસે દૂત મોકલાવવો અને દૂતનું નિરાશ થઈ પાછા આવવું

★ ★ ★

**વિનિયોગઃ**

ૐ અસ્ય શ્રીઉત્તરચરિત્રસ્ય રુદ્ર ઋષિઃ, મહાસરસ્વતી દેવતા, અનુષ્ટુપ્ છન્દઃ, ભીમા શક્તિઃ, ભ્રામરી બીજમ્, સૂર્યસ્તત્ત્વમ્, સામવેદઃ સ્વરૂપમ્, મહાસરસ્વતીપ્રીત્યર્થે ઉત્તરચરિત્રપાઠે વિનિયોગઃ।

**ધ્યાનમ્**

**ૐ ઘણ્ટાશૂલહલાનિ શઙ્ખમુસલે ચક્રં ધનુઃ સાયકં**
**હસ્તાબ્જૈર્દધતીં ઘનાન્તવિલસચ્છીતાંશુતુલ્યપ્રભામ્ ।**
**ગૌરીદેહસમુદ્ભવાં ત્રિજગતામાધારભૂતાં મહા-**
**પૂર્વામત્ર સરસ્વતીમનુભજે શુમ્ભાદિદૈત્યાર્દિનીમ્ ॥**

'ૐ ક્લીં' ઋષિરુવાચ ॥ ૧ ॥

**પુરા શુમ્ભનિશુમ્ભાભ્યામસુરાભ્યાં શચીપતેઃ ।**
**ત્રૈલોક્યં યજ્ઞભાગાશ્ચ હૃતા મદબલાશ્રયાત્ ॥ ૨ ॥**

---

**વિનિયોગ :** ૐ આ ઉત્તરચરિત્રના ઋષિ રુદ્ર છે, દેવતા મહાસરસ્વતી છે, છંદ અનુષ્ટુપ છે, શક્તિ ભીમા છે, બીજ ભ્રામરી છે, તત્ત્વ સૂર્ય છે અને સ્વરૂપ સામવેદ છે. મહાસરસ્વતીની પ્રસન્નતા માટે ઉત્તરચરિત્રના પાઠમાં આનો વિનિયોગ કરવામાં આવે છે.

**ધ્યાન :** જેઓ પોતાનાં કરકમળોમાં ઘંટ, શૂળ, હળ, શંખ, મુસળ, ચક્ર, ધનુષ્ય અને બાણ ધારણ કરે છે; શરદઋતુના શોભાસંપન્ન ચંદ્રમાના જેવી મનોહર જેમની કાન્તિ છે; જેઓ ત્રણે લોકનાં આધારભૂત છે અને શુંભ વગેરે દૈત્યોનો નાશ કરનારાં છે તથા ગૌરીના શરીરમાંથી જેઓ પ્રગટ થયેલાં છે તે દેવી મહાસરસ્વતીની હું નિરંતર ભક્તિ કરું છું.

**'ૐ ક્લીં' ઋષિ કહે છે** – (૧) અગાઉના સમયમાં શુંભ અને

તાવેવ સૂર્યતાં તદ્વદધિકારં તથૈન્દવમ્ ।
કૌબેરમથ યામ્યં ચ ચક્રાતે વરુણસ્ય ચ ॥ ૩ ॥
તાવેવ પવનર્દ્ધિં ચ ચક્રતુર્વહ્નિકર્મ ચ[૧] ।
તતો દેવા વિનિર્ધૂતા ભ્રષ્ટરાજ્યાઃ પરાજિતાઃ ॥ ૪ ॥
હૃતાધિકારાસ્ત્રિદશાસ્તાભ્યાં સર્વે નિરાકૃતાઃ ।
મહાસુરાભ્યાં તાં દેવીં સંસ્મરન્ત્યપરાજિતામ્ ॥ ૫ ॥
તયાસ્માકં વરો દત્તો યથાઽઽપત્સુ સ્મૃતાખિલાઃ ।
ભવતાં નાશયિષ્યામિ તત્ક્ષણાત્પરમાપદઃ ॥ ૬ ॥
ઈતિ કૃત્વા મતિં દેવા હિમવન્તં નગેશ્વરમ્ ।
જગ્મુસ્તત્ર તતો દેવીં વિષ્ણુમાયાં પ્રતુષ્ટુવુઃ ॥ ૭ ॥

દેવા ઊચુઃ ॥ ૮ ॥

**નમો દેવ્યૈ મહાદેવ્યૈ શિવાયૈ સતતં નમઃ ।**
**નમઃ પ્રકૃત્યૈ ભદ્રાયૈ નિયતાઃ પ્રણતાઃ સ્મ તામ્ ॥ ૯ ॥**

---

નિશુંભ નામના અસુરોએ પોતાના બળના ઘમંડમાં આવી જઈને શચીપતિ ઈન્દ્રના હાથમાંથી ત્રણે લોકનું રાજ્ય અને યજ્ઞભાગ છીનવી લીધાં. (૨) તે બંને જણા સૂર્ય, ચંદ્રમા, કુબેર, યમ અને વરુણના અધિકારો પણ ભોગવવા લાગ્યા. વાયુ અને અગ્નિનું કામ પણ તેઓ જ કરવા લાગ્યા. તે બંને જણાએ બધા દેવતાઓને અપમાનિત, રાજ્યભ્રષ્ટ, પરાજિત અને અધિકારવિહોણા કરી દઈને સ્વર્ગમાંથી કાઢી મૂક્યા. તે બંને મહાન અસુરો વડે તિરસ્કારાયેલા દેવતાઓએ અપરાજિતા (અજેય) દેવીનું સ્મરણ કર્યું અને વિચાર્યું કે ‘જગંદબાએ અમને વરદાન આપેલું છે કે આપત્તિ-વેળાએ મારું સ્મરણ કરવાથી હું તમારી બધી આપત્તિઓનો તત્કાળ નાશ કરી દઈશ.’ (૩-૬) આમ વિચારીને દેવતાઓ નગાધિરાજ હિમાલય પર ગયા અને ત્યાં ભગવતી વિષ્ણુમાયાની સ્તુતિ કરવા લાગ્યા. (૭)

**દેવતાઓ (સ્તુતિ કરતાં) બોલ્યા** – (૮) દેવીને નમસ્કાર છે. મહાદેવી

---

૧. કોઈ-કોઈ પ્રતોમાં આના પછી ‘અન્યેષાં ચાધિકારાન્ સ સ્વયમેવાધિષ્ઠિતિ ।’ - આટલો પાઠ વધુ છે.

રૌદ્રાયૈ નમો નિત્યાયૈ ગૌર્યૈ ધાત્ર્યૈ નમો નમઃ ।
જ્યોત્સ્નાયૈ ચેન્દુરૂપિણ્યૈ સુખાયૈ સતતં નમઃ ॥ ૧૦ ॥

કલ્યાણ્યૈ પ્રણતાં[1] વૃદ્ધ્યૈ સિદ્ધ્યૈ કુર્મો નમો નમઃ ।
નૈર્ઋત્યૈ ભૂભૃતાં લક્ષ્મ્યૈ શર્વાણ્યૈ તે નમો નમઃ ॥ ૧૧ ॥

દુર્ગાયૈ દુર્ગપારાયૈ સારાયૈ સર્વકારિણ્યૈ ।
ખ્યાત્યૈ તથૈવ કૃષ્ણાયૈ ધૂમ્રાયૈ સતતં નમઃ ॥ ૧૨ ॥

**અતિસૌમ્યાતિરૌદ્રાયૈ નતાસ્તસ્યૈ નમો નમઃ ।**
**નમો જગત્પ્રતિષ્ઠાયૈ દેવ્યૈ કૃત્યૈ નમો નમઃ ॥ ૧૩ ॥**

**યા દેવી સર્વભૂતેષુ વિષ્ણુમાયેતિ શબ્દિતા ।**
**નમસ્તસ્યૈ ॥૧૪॥ નમસ્તસ્યૈ ॥૧૫॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૬ ॥**

---

શિવાને નિત્ય નિરંતર નમસ્કાર છે. પ્રકૃતિ અને ભદ્રા (દેવી કલ્યાણી)ને નમસ્કાર છે. અમે નિયમપૂર્વક જગદંબાને નમસ્કાર કરીએ છીએ. (૯) રૌદ્રાને નમસ્કાર છે. નિત્યા, ગૌરી અને ધાત્રીને વારંવાર નમસ્કાર છે. જ્યોત્સ્નામયી, ચંદ્રસ્વરૂપા અને સુખસ્વરૂપા દેવીને નિત્ય-નિરંતર નમસ્કાર છે. (૧૦) શરણાગતોનું કલ્યાણ કરનારાં, વૃદ્ધિ અને સિદ્ધિસ્વરૂપા દેવીને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. નૈર્ઋતી (દૈત્યોની લક્ષ્મી), રાજાઓની (રાજ)લક્ષ્મી અને શર્વાણી (શિવપત્ની)-સ્વરૂપા એવાં તમને - જગદંબાને વારંવાર નમસ્કાર છે. (૧૧) દુર્ગા, દુર્ગાપારા (દુર્ગમ સંકટમાંથી પાર ઉતારનારાં), આરા (સર્વનાં સારભૂત), સર્વકારિણી, ખ્યાતિ, કૃષ્ણા અને ધૂમ્રાદેવીને નિત્ય-નિરંતર નમસ્કાર છે. (૧૨) અત્યંત સૌમ્ય અને અત્યંત રૌદ્ર રૂપવાળાં દેવીને અમે નમસ્કાર કરીએ છીએ, તેમને અમારા વારંવાર નમસ્કાર છે. જગતનાં પ્રતિષ્ઠાનભૂત દેવી કૃતિને વારંવાર નમસ્કાર છે. (૧૩) જે દેવી સર્વપ્રાણીઓમાં (રહેલાં) વિષ્ણુમાયાના નામે ઓળખાય છે તેમને નમસ્કાર છે, તેમને નમસ્કાર છે, તેમને વારંવાર નમસ્કાર છે. (૧૪-૧૬)

---

૧. 'વૃદ્ધ્યૈ સિદ્ધ્યૈ ચ પ્રણતાં દેવીં પ્રતિ નમઃ નતિં કુર્મ' ઇત્યન્વયઃ । યદ્વા પ્રણમન્તીતિ પ્રણન્તઃ, તેષાં પ્રણતામિતિ ષષ્ઠીવહુવચનાન્તં બોધ્યમ્ - ઈતિ શાન્તનવ્યાં ટીકાયાં સ્પષ્ટમ્ । 'પ્રણતાઃ' ઈતિ પાઠાન્તરમ્ ।

**યા દેવી સર્વભૂતેષુ ચેતનેત્યભિધીયતે ।**
**નમસ્તસ્યૈ ॥૧૭॥ નમસ્તસ્યૈ ॥૧૮॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૯ ॥**
**યા દેવી સર્વભૂતેષુ બુદ્ધિરૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૨૦॥ નમસ્તસ્યૈ ॥૨૧॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૨૨ ॥**
**યા દેવી સર્વભૂતેષુ નિદ્રારૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૨૩॥ નમસ્તસ્યૈ ॥૨૪॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૨૫ ॥**
**યા દેવી સર્વભૂતેષુ ક્ષુધારૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૨૬॥ નમસ્તસ્યૈ ॥૨૭॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૨૮ ॥**
**યા દેવી સર્વભૂતેષુચ્છાયારૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૨૯॥ નમસ્તસ્યૈ ॥૩૦॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૩૧ ॥**
**યા દેવી સર્વભૂતેષુ શક્તિરૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૩૨॥ નમસ્તસ્યૈ ॥૩૩॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૩૪ ॥**
**યા દેવી સર્વભૂતેષુ તૃષ્ણારુપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૩૫॥ નમસ્તસ્યૈ ॥૩૬॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૩૭ ॥**

---

જે દેવી સર્વપ્રાણીઓમાં (રહેલી) ચેતના કહેવાય છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૧૭-૧૯) જે દેવી સર્વપ્રાણીઓમાં બુદ્ધિરૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૨૦-૨૨) જે દેવી સર્વપ્રાણીઓમાં નિદ્રારૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૨૩-૨૫) જે દેવી સર્વપ્રાણીઓમાં ક્ષુધા (ભૂખ-જઠરાગ્નિ)રૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૨૬-૨૮) જે દેવી સર્વપ્રાણીઓમાં છાયારૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૨૯-૩૧) જે દેવી સર્વપ્રાણીઓમાં શક્તિરૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૩૨-૩૪) જે દેવી સર્વપ્રાણીઓમાં તૃષ્ણા (કામના)રૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૩૫-૩૭)

**યા દેવી સર્વભૂતેષુ ક્ષાન્તિરૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૩૮॥ નમસ્તસ્યૈ ॥૩૯॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૪૦ ॥**
**યા દેવી સર્વભૂતેષુ જાતિરૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૪૧॥ નમસ્તસ્યૈ ॥૪૨॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૪૩ ॥**
**યા દેવી સર્વભૂતેષુ લજ્જારૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૪૪॥ નમસ્તસ્યૈ ॥૪૫॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૪૬ ॥**
**યા દેવી સર્વભૂતેષુ શાન્તિરૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૪૭॥ નમસ્તસ્યૈ ॥૪૮॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૪૯ ॥**
**યા દેવી સર્વભૂતેષુ શ્રદ્ધારૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૫૦॥ નમસ્તસ્યૈ ॥૫૧॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૫૨ ॥**
**યા દેવી સર્વભૂતેષુ કાન્તિરૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૫૩॥ નમસ્તસ્યૈ ॥૫૪॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૫૫ ॥**
**યા દેવી સર્વભૂતેષુ લક્ષ્મીરૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ ॥૫૬॥ નમસ્તસ્યૈ ॥૫૭॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૫૮ ॥**

---

જે દેવી સર્વપ્રાણીઓમાં ક્ષમા (ક્ષાન્તિ)રૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૩૮-૪૦) જે દેવી સર્વપ્રાણીઓમાં જાતિરૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૪૧-૪૩) જે દેવી સર્વપ્રાણીઓમાં લજ્જા (મર્યાદા)રૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૪૪-૪૬) જે દેવી સર્વપ્રાણીઓમાં શાન્તિરૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૪૭-૪૯) જે દેવી સર્વપ્રાણીઓમાં શ્રદ્ધારૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૫૦-૫૨) જે દેવી સર્વપ્રાણીઓમાં કાન્તિરૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૫૩-૫૫) જે દેવી સર્વપ્રાણીઓમાં લક્ષ્મીરૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૫૬-૫૮)

યા દેવી સર્વભૂતેષુ વૃત્તિરૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ ॥૫૯॥ નમસ્તસ્યૈ ॥૬૦॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૬૧ ॥
યા દેવી સર્વભૂતેષુ સ્મૃતિરૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ ॥૬૨॥ નમસ્તસ્યૈ ॥૬૩॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૬૪ ॥
યા દેવી સર્વભૂતેષુ દયારૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ ॥૬૫॥ નમસ્તસ્યૈ ॥૬૬॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૬૭ ॥
યા દેવી સર્વભૂતેષુ તુષ્ટિરૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ ॥૬૮॥ નમસ્તસ્યૈ ॥૬૯॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૭૦ ॥
યા દેવી સર્વભૂતેષુ માતૃરૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ ॥૭૧॥ નમસ્તસ્યૈ ॥૭૨॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૭૩ ॥
યા દેવી સર્વભૂતેષુ ભ્રાન્તિરૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ ॥૭૪॥ નમસ્તસ્યૈ ॥૭૫॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૭૬ ॥
ઇન્દ્રિયાણામધિષ્ઠાત્રી ભૂતાનાં ચાખિલેષુ યા ।
ભૂતેષુ સતતં તસ્યૈ વ્યાપ્તિદેવ્યૈ નમો નમઃ ॥ ૭૭ ॥

---

જે દેવી સર્વપ્રાણીઓમાં વૃત્તિરૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૫૯-૬૧) જે દેવી સર્વપ્રાણીઓમાં સ્મૃતિરૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૬૨-૬૪) જે દેવી સર્વપ્રાણીઓમાં દયારૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૬૫-૬૭) જે દેવી સર્વપ્રાણીઓમાં તુષ્ટિ (સંતોષ)રૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૬૮-૭૦) જે દેવી સર્વપ્રાણીઓમાં માતારૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૭૧-૭૩) જે દેવી સર્વપ્રાણીઓમાં ભ્રાન્તિરૂપે રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૭૪-૭૬) જે દેવી જીવોના ઇન્દ્રિયસમૂહનાં અધિષ્ઠાત્રી છે અને સર્વપ્રાણીઓમાં હંમેશાં વ્યાપ્ત રહેનારાં છે તે વ્યાપ્તિદેવીને વારંવાર નમસ્કાર છે. (૭૭)

**ચિતિરૂપેણ યા કૃત્સ્નમેતદ્ વ્યાપ્ત સ્થિતા જગત્ ।**
**નમસ્તસ્યૈ ॥૭૮॥ નમસ્તસ્યૈ ॥૭૯॥ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૮૦ ॥**

**સ્તુતા સુરૈઃ પૂર્વમભીષ્ટસંશ્રયા-**
**ત્તથા સુરેન્દ્રેણ દિનેષુ સેવિતા ।**
**કરોતુ સા નઃ શુભહેતુરીશ્વરી**
**શુભાનિ ભદ્રાણ્યભિહન્તુ ચાપદઃ ॥ ૮૧ ॥**

**યા સામ્પ્રતં ચોદ્ધતદૈત્યતાપિતૈ-**
**રસ્માભિરીશા ચ સુરૈર્નમસ્યતે ।**
**યા ચ સ્મૃતા તત્ક્ષણમેવ હન્તિ નઃ**
**સર્વાપદો ભક્તિવિનમ્રમૂર્તિભિઃ ॥ ૮૨ ॥**

ઋષિરુવાચ ॥ ૮૩ ॥

**એવં સ્તવાદિયુક્તાનાં દેવાનાં તત્ર પાર્વતી ।**
**સ્નાતુમભ્યાયયૌ તોયે જાહ્નવ્યા નૃપનન્દન ॥ ૮૪ ॥**

---

જે દેવી ચૈતન્યરૂપે આ સમસ્ત જગતને વ્યાપી વળીને રહેલાં છે તેમને નમસ્કાર, તેમને નમસ્કાર, તેમને વારંવાર નમસ્કાર છે. (૭૮-૮૦) અગાઉના સમયમાં પોતાના અભીષ્ટની પ્રાપ્તિ થવાથી દેવતાઓએ જેમની સ્તુતિ કરી હતી અને દેવરાજ ઇન્દ્રે ઘણા દિવસો સુધી જેમની સેવા કરી હતી તે કલ્યાણનાં સાધનભૂત ઈશ્વરી અમારું કલ્યાણ અને મંગળ કરે તથા તમામ આપત્તિઓનો નાશ કરી નાખે. (૮૧) ઉદ્દંડ દૈત્યો વડે સતાવાયેલા અમે બધા દેવતાઓ જે પરમેશ્વરીને આ સમયે નમસ્કાર કરીએ છીએ અને ભક્તિથી વિનમ્ર બનેલા મનુષ્યો વડે સ્મરણ કરાતાં જ જેઓ સમસ્ત વિપત્તિઓનો તરત જ નાશ કરી દે છે તે જગદંબા અમારું સંકટ દૂર કરે. (૮૨)

**ઋષિ કહે છે** – (૮૩) હે રાજન્! આ પ્રમાણે દેવતાઓ જ્યારે સ્તુતિ કરી રહ્યા હતા ત્યારે પાર્વતીદેવી ગંગાજીના જળમાં સ્નાન કરવા માટે ત્યાં આવ્યાં. (૮૪)

**સાબ્રવીત્તાન્ સુરાન્ સુભ્રૂર્ભવદ્ભિઃ સ્તૂયતેઽત્ર કા ।**
**શરીરકોશતશ્ચાસ્યાઃ સમુદ્ભૂતાબ્રવીચ્છિવા ॥ ૮૫ ॥**

**સ્તોત્રં મમૈતત્ ક્રિયતે શુમ્ભદૈત્યનિરાકૃતૈઃ ।**
**દેવૈઃ સમેતૈઃ[1] સમરે નિશુમ્ભેન પરાજિતૈઃ ॥ ૮૬ ॥**

**શરીરકોશા[2]દ્યત્તસ્યાઃ પાર્વત્યા નિઃસૃતામ્બિકા ।**
**કૌશિ[3]કીતિ સમસ્તેષુ તતો લોકેષુ ગીયતે ॥ ૮૭ ॥**

**તસ્યાં વિનિર્ગતાયાં તુ કૃષ્ણાભૂત્સાપિ પાર્વતી ।**
**કાલિકેતિ સમાખ્યાતા હિમાચલકૃતાશ્રયા ॥ ૮૮ ॥**

**તતોઽમ્બિકાં પરં રૂપં બિભ્રાણાં સુમનોહરમ્ ।**
**દદર્શ ચણ્ડો મુણ્ડશ્ચ ભૃત્યૌ શુમ્ભનિશુમ્ભયોઃ ॥ ૮૯ ॥**

**તાભ્યાં શુમ્ભાય ચાખ્યાતા અતીવ સુમનોહરા ।**
**કાપ્યાસ્તે સ્ત્રી મહારાજ ભાસયન્તી હિમાચલમ્ ॥ ૯૦ ॥**

---

સુંદર ભવાંવાળાં તે ભગવતીએ દેવતાઓને પૂછ્યું – ''તમે બધા અહીં કોની સ્તુતિ કરો છો?'' ત્યારે તેમના જ શરીરકોશમાંથી પ્રગટેલાં દેવી શિવા બોલ્યાં – (૮૫) ''શુંભ (નામના) દૈત્ય વડે તિરસ્કૃત અને યુદ્ધમાં નિશુંભના હાથે પરાજિત થઈને અહીં એકઠા થયેલા આ સઘળા દેવતાઓ આ મારી જ સ્તુતિ કરી રહ્યા છે.'' (૮૬) પાર્વતીજીના શરીર-કોશમાંથી દેવી અંબિકાનો પ્રાદુર્ભાવ થયો હતો, તેથી તેઓ સમસ્ત લોકોમાં 'કૌશિકી' કહેવાય છે. (૮૭) દેવી કૌશિકીના પ્રગટ થયા પછી પાર્વતીદેવીનું શરીર કાળા વર્ણનું બની ગયું, તેથી તેઓ હિમાલયમાં આશ્રય કરી રહેલાં કાલિકાદેવીના નામે વિખ્યાત થયાં. (૮૮) ત્યારબાદ શુંભ અને નિશુંભના સેવકો ચંડ અને મુંડ ત્યાં આવ્યા અને તેમણે પરમ મનોહર રૂપ ધારણ કરનારાં અંબિકાદેવીને જોયાં. (૮૯) પછી તેઓ શુંભ પાસે જઈને બોલ્યા – ''મહારાજ! એક અત્યંત મનોહર સ્ત્રી છે, જે પોતાની દિવ્ય કાન્તિથી હિમાલયને પ્રકાશિત કરી રહી છે. (૯૦)

---

૧. પાઠાન્તર – સમસ્તૈઃ । ૨. પા૦ - કોષા । ૩. પા૦ - કૌષિકી ।

નૈવ તાદૃક્ ક્વચિદ્રૂપં દૃષ્ટં કેનચિદુત્તમમ્ ।
જ્ઞાયતાં કાપ્યસૌ દેવી ગૃહ્યતાં ચાસુરેશ્વર ॥ ૯૧ ॥
સ્ત્રીરત્નમતિચાર્વઙ્ગી દ્યોતયન્તી દિશસ્ત્વિષા ।
સા તુ તિષ્ઠતિ દૈત્યેન્દ્ર તાં ભવાન્ દ્રષ્ટુમર્હતિ ॥ ૯૨ ॥
યાનિ રત્નાનિ મણયો ગજાશ્વાદીનિ વૈ પ્રભો ।
ત્રૈલોક્યે તુ સમસ્તાનિ સામ્પ્રતં ભાન્તિ તે ગૃહે ॥ ૯૩ ॥
ઐરાવતઃ સમાનીતો ગજરત્નં પુરન્દરાત્ ।
પારિજાતતરુશ્ચાયં તથૈવોચ્ચૈઃશ્રવા હયઃ ॥ ૯૪ ॥
વિમાનં હંસસંયુક્તમેતત્તિષ્ઠતિ તેઽઙ્ગણે ।
રત્નભૂતમિહાનીતં યદાસીદ્વેધસોઽદ્ભુતમ્ ॥ ૯૫ ॥
નિધિરેષ મહાપદ્મઃ સમાનીતો ધનેશ્વરાત્ ।
કિઞ્જલ્કિનીં દદૌ ચાબ્ધિર્માલામમ્લાનપઙ્કજામ્ ॥ ૯૬ ॥

---

તેવું ઉત્તમ રૂપ ક્યાંય કોઈએ પણ જોયું નહીં હોય. હે અસુરેશ્વર! તે દેવી કોણ છે તેની ભાળ મેળવો અને તેને ગ્રહણ કરી લો. (૯૧) સ્ત્રીઓમાં તો તે રત્ન છે, તેનું પ્રત્યેક અંગ ઘણું જ સુંદર છે તથા તે પોતાનાં સુંદર અંગોના તેજથી સમસ્ત દિશાઓમાં પ્રકાશ ફેલાવી રહી છે. હે દૈત્યરાજ! અત્યારે તે હિમાલય પર જ મોજૂદ છે, તમે તેને (ત્યાં) જોઈ શકો. (૯૨) પ્રભુ! ત્રણે લોકોમાં મણિઓ, હાથીઓ, ઘોડા વગેરે જે પણ રત્નો છે તે બધાં જ અત્યારે તમારા ઘરમાં શોભી રહ્યાં છે. (૯૩) હાથીઓમાં રત્નભૂત ઐરાવત, પારિજાતનું આ વૃક્ષ અને આ ઉચ્ચૈઃ શ્રવા અશ્વ - આ બધું તમે ઈન્દ્ર પાસેથી લઈ લીધેલું છે. (૯૪) હંસો વડે જોતરાયેલું આ વિમાન પણ તમારા આંગણામાં શોભી રહ્યું છે. આ રત્નભૂત અદ્ભુત વિમાન, કે જે અગાઉ બ્રહ્માજી પાસે હતું તે હવે તમારે ત્યાં લાવવામાં આવ્યું છે. (૯૫) મહાપદ્મ નામનો આ નિધિ (ધન-ભંડાર) તમે કુબેર પાસેથી છીનવી લાવ્યા છો. સમુદ્રે પણ કિંજલ્કિની માળા તમને ભેટ આપેલી છે, કે જે કેસરોથી (પદ્મપરાગથી) સુશોભિત છે અને જેનાં કમળ ક્યારેય કરમાતાં નથી. (૯૬)

**છત્રં તે વારુણં ગેહે કાઞ્ચનસ્રાવિ તિષ્ઠતિ ।**
**તથાયં સ્યન્દનવરો યઃ પુરાઽઽસીત્પ્રજાપતેઃ ॥ ૯૭ ॥**
**મૃત્યોરુત્ક્રાન્તિદા નામ શક્તિરીશ ત્વયા હૃતા ।**
**પાશઃ સલિલરાજસ્ય ભ્રાતુસ્તવ પરિગ્રહે ॥ ૯૮ ॥**
**નિશુમ્ભસ્યાબ્ધિજાતાશ્ચ સમસ્તા રત્નજાતયઃ ।**
**વહ્નિરપિ[1] દદૌ તુભ્યમગ્નિશૌચે ચ વાસસી ॥ ૯૯ ॥**
**એવં દૈત્યેન્દ્ર રત્નાનિ સમસ્તાન્યાહૃતાનિ તે ।**
**સ્ત્રીરત્નમેષા કલ્યાણી ત્વયા કસ્માન્ન ગૃહ્યતે ॥ ૧૦૦ ॥**

ઋષિરુવાચ ॥ ૧૦૧ ॥

**નિશમ્યેતિ વચઃ શુમ્ભઃ સ તદા ચણ્ડમુણ્ડયોઃ ।**
**પ્રેષયામાસ સુગ્રીવં દૂતં દેવ્યા મહાસુરમ્[2] ॥ ૧૦૨ ॥**
**ઇતિ ચેતિ ચ વક્તવ્યા સા ગત્વા વચનાન્મમ ।**
**યથા ચાભ્યેતિ સમ્પ્રીત્યા તથા કાર્યં ત્વયા લઘુ ॥ ૧૦૩ ॥**

---

સુવર્ણની વૃષ્ટિ કરનારું વરુણનું છત્ર પણ તમારા ઘરમાં શોભી રહ્યું છે તથા આ શ્રેષ્ઠ રથ, કે જે અગાઉ પ્રજાપતિના અધિકારમાં હતો તે હવે તમારી પાસે હાજર છે. (૯૭) હે દાનવેશ્વર! મૃત્યુની ઉત્ક્રાન્તિદા નામની શક્તિ પણ તમે છીનવી લીધી છે તથા વરુણનો પાશ અને સમુદ્રમાં થતાં સર્વ પ્રકારનાં રત્નો તમારા ભાઈ નિશુંભના અધિકારમાં છે. અગ્નિએ પણ પોતાની મેળે જ, શુદ્ધ કરેલાં બે વસ્ત્રો તમારી સેવામાં અર્પણ કરેલાં છે. (૯૮-૯૯) હે દૈત્યરાજ! આ પ્રમાણે બધાં જ રત્નો તમે એકઠાં કરી લીધેલાં છે. તો પછી સ્ત્રીઓમાં રત્નરૂપ આ જે કલ્યાણમયી દેવી છે તેને તમે પોતાના અધિકારમાં કેમ કરી લેતા નથી?'' (૧૦૦)

**ઋષિ કહે છે** – (૧૦૧) ચંડ અને મુંડનાં આ વચનો સાંભળીને શુંભે મહાદૈત્ય સુગ્રીવને દૂત બનાવીને દેવી પાસે મોકલ્યો અને કહ્યું – ''તું મારી આજ્ઞાથી તે (દેવી)ની આગળ આવી-આવી વાતો કહેજે અને એવો ઉપાય કરજે કે જેનાથી પ્રસન્ન થઈને તે સત્વરે અહીં આવી જાય.'' (૧૦૨-૧૦૩)

---

૧. પાઠાન્તર – શ્ચાપિ । ૨. કોઈ-કોઈ પ્રતોમાં આના પછી 'શુમ્ભ ઉવાચ' - આટલો પાઠ વધુ છે.

સ તત્ર ગત્વા યત્રાસ્તે શૈલોદ્દેશેઽતિશોભને ।
સા[1] દેવી તાં તતઃ પ્રાહ શ્લક્ષ્ણં મધુરયા ગિરા ॥ ૧૦૪ ॥

દૂત ઉવાચ ॥ ૧૦૫ ॥

દેવિ દૈત્યેશ્વરઃ શુમ્ભસ્ત્રૈલોક્યે પરમેશ્વરઃ ।
દૂતોઽહં પ્રેષિતસ્તેન ત્વત્સકાશમિહાગતઃ ॥ ૧૦૬ ॥
અવ્યાહતાજ્ઞઃ સર્વાસુ યઃ સદા દેવયોનિષુ ।
નિર્જિતાખિલદૈત્યારિઃ સ યદાહ શૃણુષ્વ તત્ ॥ ૧૦૭ ॥
મમ ત્રૈલોક્યમખિલં મમ દેવા વશાનુગાઃ ।
યજ્ઞભાગાનહં સર્વાનુપાશ્નામિ પૃથક્ પૃથક્ ॥ ૧૦૮ ॥
ત્રૈલોક્યે વરરત્નાનિ મમ વશ્યાન્યશેષતઃ ।
તથૈવ ગજરત્નં[2] ચ હૃત્વા[3] દેવેન્દ્રવાહનમ્ ॥ ૧૦૯ ॥
ક્ષીરોદમથનોદ્ભૂતમશ્વરત્નં મમામરૈઃ ।
ઉચ્ચૈઃશ્રવસસંજ્ઞં તત્પ્રણિપત્ય સમર્પિતમ્ ॥ ૧૧૦ ॥

ત્યારે તે દૂત જ્યાં દેવી મોજૂદ હતાં તે પર્વતના અત્યંત રમણીય પ્રદેશમાં ગયો અને મધુર વાણીમાં કોમળ વચનો બોલ્યો. (૧૦૪)

**દૂત બોલ્યો** – (૧૦૫) હે દેવી! દૈત્યરાજ શુંભ આ સમયે ત્રણે લોકોના પરમેશ્વર છે. હું તેમણે મોકલેલો દૂત છું અને તમારી પાસે જ આવ્યો છું. (૧૦૬) તેમની આજ્ઞા હંમેશાં બધા દેવતાઓ એકસ્વરે માને છે. કોઈ તેનું ઉલ્લંઘન કરી શકતું નથી. તેઓ સમસ્ત દેવતાઓને પરાજિત કરી ચૂક્યા છે. તેમણે તમારે માટે જે સંદેશો આપ્યો છે તે સાંભળો, (૧૦૭) કે "સમસ્ત ત્રણે લોક મારા અધિકારમાં છે. દેવતાઓ પણ મારી આજ્ઞાને આધીન રહીને વર્તે છે. સમસ્ત યજ્ઞોના ભાગોને હું જ અલગ-અલગ ભોગવું છું. (૧૦૮) ત્રણે લોકમાં જેટલાં શ્રેષ્ઠ રત્નો છે તે બધાં મારા અધિકારમાં છે. દેવરાજ ઇન્દ્રનું વાહન ઐરાવત, કે જે હાથીઓમાં રત્ન સમાન છે તે મેં છીનવી લીધેલો છે. (૧૦૯) ક્ષીરસાગરનું મંથન કરવાથી અશ્વોમાં

૧. પાઠાન્તર – તાં ચ દેવીં તતઃ । ૨. પા૦ – જગરત્નાનિ । ૩. પા૦ – હૃતં ।

**યાનિ ચાન્યાનિ દેવેષુ ગન્ધર્વેષૂરગેષુ ચ ।**
**રત્નભૂતાનિ ભૂતાનિ તાનિ મય્યેવ શોભને ॥ ૧૧૧ ॥**
**સ્ત્રીરત્નભૂતાં ત્વાં દેવિ લોકે મન્યામહે વયમ્ ।**
**સા ત્વમસ્માનુપાગચ્છ યતો રત્નભુજો વયમ્ ॥ ૧૧૨ ॥**
**માં વા મમાનુજં વાપિ નિશુમ્ભમુરુવિક્રમમ્ ।**
**ભજ ત્વં ચઞ્ચલાપાઙ્ગિ રત્નભૂતાસિ વૈ યતઃ ॥ ૧૧૩ ॥**
**પરમૈશ્વર્યમતુલં પ્રાપ્સ્યસે મત્પરિગ્રહાત્ ।**
**એતદ્ બુદ્ધ્યા સમાલોચ્ય મત્પરિગ્રહતાં વ્રજ ॥ ૧૧૪ ॥**

ઋષિરુવાચ ॥ ૧૧૫ ॥

**ઈત્યુક્તા સા તદા દેવી ગમ્ભીરાન્તઃ સ્મિતા જગૌ ।**
**દુર્ગા ભગવતી ભદ્રા યયેદં ધાર્યતે જગત્ ॥ ૧૧૬ ॥**

દેવ્યુવાચ ॥ ૧૧૭ ॥

**સત્યમુક્તં ત્વયા નાત્ર મિથ્યા કિઞ્ચિત્ત્વયોદિતમ્ ।**
**ત્રૈલોક્યાધિપતિઃ શુમ્ભો નિશુમ્ભશ્ચાપિ તાદૃશઃ ॥ ૧૧૮ ॥**

---

રત્ન એવો જે ઉચ્ચૈઃશ્રવા પ્રગટ થયો હતો, દેવતાઓએ મારા પગ પકડીને મને તે સમર્પિત કરેલો છે. (૧૧૦) હે સુંદરી! એ સિવાય અન્ય જેટલા પણ રત્નભૂત પદાર્થો દેવતાઓ, ગંધર્વો અને નાગો પાસે હતા તે બધા જ મારી પાસે આવી ગયેલા છે. (૧૧૧) હે દેવી! અમે તમને સંસારની સ્ત્રીઓમાં રત્ન માનીએ છીએ તેથી તમે અમારી પાસે આવી જાઓ; કારણ કે રત્નોનો ઉપભોગ કરનારા (એકમાત્ર) અમે જ છીએ. (૧૧૨) ચંચળ કટાક્ષોવાળાં હે સુંદરી! તમે મારી અથવા મારા ભાઈ મહાપરાક્રમી નિશુંભની સેવામાં આવી જાઓ; કારણ કે તમે રત્નસ્વરૂપા છો. (૧૧૩) મારું વરણ કરવાથી તમને અતુલનીય મહાન ઐશ્વર્ય પ્રાપ્ત થશે. તમારી બુદ્ધિથી આ બધું વિચારીને તમે મારી પત્ની બની જાઓ.'' (૧૧૪)

**ઋષિ કહે છે** – (૧૧૫) દૂતના આ પ્રમાણે કહેવાથી કલ્યાણમયી ભગવતી દુર્ગાદેવી, કે જેઓ જગતને ધારણ કરે છે તેઓ મનોમન ગંભીરભાવે હસ્યાં અને આ પ્રમાણે બોલ્યાં – (૧૧૬)

**દેવી બોલ્યાં** – (૧૧૭) હે દૂત! તેં સાચું કહ્યું છે, એમાં જરા

**કિં ત્વત્ર યત્પ્રતિજ્ઞાતં મિથ્યા તત્ક્રિયતે કથમ્ ।**
**શ્રૂયતામલ્પબુદ્ધિત્વાત્પ્રતિજ્ઞા યા કૃતા પુરા ॥ ૧૧૯ ॥**

**યો માં જયતિ સઙ્ગ્રામે યો મે દર્પં વ્યપોહતિ ।**
**યો મે પ્રતિબલો લોકે સ મે ભર્તા ભવિષ્યતિ ॥ ૧૨૦ ॥**

**તદાગચ્છતુ શુમ્ભોઽત્ર નિશુમ્ભો વા મહાસુરઃ ।**
**માં જિત્વા કિં ચિરેણાત્ર પાણિં ગૃહ્ણાતુ મે લઘુ ॥ ૧૨૧ ॥**

દૂત ઉવાચ ॥ ૧૨૨ ॥

**અવલિપ્તાસિ મૈવં ત્વં દેવિ બ્રૂહિ મમાગ્રતઃ ।**
**ત્રૈલોક્યે કઃ પુમાંસ્તિષ્ઠેદગ્રે શુમ્ભનિશુમ્ભયોઃ ॥ ૧૨૩ ॥**

**અન્યેષામપિ દૈત્યાનાં સર્વે દેવા ન વૈ યુધિ ।**
**તિષ્ઠન્તિ સમ્મુખે દેવિ કિં પુનઃ સ્ત્રી ત્વમેકિકા ॥ ૧૨૪ ॥**

**ઇન્દ્રાદ્યાઃ સકલા દેવાસ્તસ્થુર્યેષાં ન સંયુગે ।**
**શુમ્ભાદીનાં કથં તેષાં સ્ત્રી પ્રયાસ્યસિ સમ્મુખમ્ ॥ ૧૨૫ ॥**

---

જેટલું પણ ખોટું નથી. શુંભ ત્રણે લોકોનો સ્વામી છે અને નિશુંભ પણ તેના જેવો જ પરાક્રમી છે. (૧૧૮) પરંતુ આ બાબતમાં મેં જે પ્રતિજ્ઞા કરી લીધેલી છે તેને મિથ્યા કેમ કરી શકું? મેં પોતાની અલ્પબુદ્ધિને કારણે અગાઉથી જે પ્રતિજ્ઞા કરી રાખેલી છે તે સાંભળ – (૧૧૯) 'જે મને યુદ્ધમાં જીતી લેશે, જે મારા અભિમાનનો ચૂરો કરી દેશે તથા સંસારમાં મારા જેવો જે બળવાન હશે તે જ મારો સ્વામી થશે.' (૧૨૦) તેથી શુંભ અથવા મહાદૈત્ય નિશુંભ પોતે જ અહીં પધારે અને મને જીતીને સત્વરે મારું પાણિગ્રહણ કરી લે; આમાં વિલંબ કરવાની શી જરૂર છે? (૧૨૧)

**દૂત બોલ્યો** – (૧૨૨) હે દેવી! તમે ઘમંડી છો, મારી આગળ આવી વાતો ન કરો. ત્રણે લોકમાં એવો કયો પુરુષ છે કે જે શુંભ અને નિશુંભની સામે ઊભો રહી શકે છે? (૧૨૩) હે દેવી! બીજા દૈત્યો સામે પણ બધાય દેવતાઓ યુદ્ધમાં ઊભા રહી શકતા નથી, તો પછી તમે એકલાં, સ્ત્રી હોઈ, કેવી રીતે ઊભાં રહી શકશો? (૧૨૪) શુંભ વગેરે જે દૈત્યો

**સા ત્વં ગચ્છ મયૈવોક્તા પાર્શ્વં શુમ્ભનિશુમ્ભયોઃ ।**
**કેશાકર્ષણનિર્ધૂતગૌરવા મા ગમિષ્યસિ ॥૧૨૬॥**

દેવ્યુવાચ ॥૧૨૭॥

**એવમેતદ્ બલી શુમ્ભો નિશુમ્ભશ્ચાતિવીર્યવાન્ ।**
**કિં કરોમિ પ્રતિજ્ઞા મે યદનાલોચિતા પુરા ॥૧૨૮॥**

**સ ત્વં ગચ્છ મયોક્તં તે યદેતત્સર્વમાદતઃ ।**
**તદાચક્ષ્વાસુરેન્દ્રાય સ ચ યુક્તં કરોતુ તત્[1] ॥ૐ॥૧૨૯॥**

***ઇતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે***
***દેવ્યા દૂતસંવાદો નામ પઞ્ચમોઽધ્યાયઃ ॥૫॥***
***[ઉવાચ ૯, ત્રિપાન્મન્ત્રાઃ ૬૬, શ્લોકાઃ ૫૪,***
***એવમ્ ૧૨૯, એવમાદિતઃ ૩૮૮ ॥]***

---

સામે ઇન્દ્ર વગેરે બધા દેવતાઓ પણ યુદ્ધમાં ઊભા રહી શક્યા નથી તેમની આગળ તમે સ્ત્રી હોઈ કેવી રીતે જશો? (૧૨૫) તેથી તમે મારા કહેવાથી જ શુંભ અને નિશુંભ પાસે ચાલ્યાં આવો. આમ કરવાથી તમારું ગૌરવ સચવાશે, નહિતર તો જ્યારે તેઓ તમારા વાળ ઝાલીને ઘસેડશે ત્યારે તમારે પોતાની પ્રતિષ્ઠા ગુમાવીને જવું પડશે. (૧૨૬)

**દેવીએ કહ્યું** – (૧૨૭) તારું કહેવું બરાબર છે, શુંભ બળવાન છે અને નિશુંભ પણ મહાપરાક્રમી છે; પણ શું કરું? - મેં આ પહેલાં સમજ્યા-વિચાર્યા વિના પ્રતિજ્ઞા કરી લીધેલી છે. (૧૨૮) તેથી હવે તું જા અને મેં તને જે કંઈ કહ્યું છે તે બધું દૈત્યરાજને આદરપૂર્વક કહેજે. પછી, તેમને જે યોગ્ય લાગશે તે તેઓ કરે. (૧૨૯)

*શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો દેવી-દૂત-સંવાદ નામનો પાંચમો અધ્યાય સમાપ્ત. (૫)*

*[ઉવાચ ૯, તૃતીયાંશ મંત્રો ૬૬, શ્લોકો ૫૪; કુલ ૧૨૯ - એમ શરૂથી કુલ ૩૮૮.]*

~~~~

---

૧. પાઠાન્તર – યત્ ।
~~~~

# છઠ્ઠો અધ્યાય

★ ★ ★

## ધૂમ્રલોચનનો વધ

★ ★ ★

### ધ્યાનમ્

**ૐ નાગાધીશ્વરવિષ્ટરાં ફણિફણોત્તંસોરુરત્નાવલી-**
**ભાસ્વદ્દેહલતાં દિવાકરનિભાં નેત્રત્રયોદ્ભાસિતામ્ ।**
**માલાકુમ્ભકપાલનીરજકરાં ચન્દ્રાર્ધચૂડાં પરાં**
**સર્વજ્ઞેશ્વરભૈરવાઙ્કનિલયાં પદ્માવતીં ચિન્તયે ॥**

'ૐ' ઋષિરુવાચ ॥ ૧ ॥

**ઈત્યાકર્ણ્ય વચો દેવ્યાઃ સ દૂતોઽમર્ષપૂરિતઃ ।**
**સમાચષ્ટ સમાગમ્ય દૈત્યરાજાય વિસ્તરાત્ ॥ ૨ ॥**

**તસ્ય દૂતસ્ય તદ્વાક્યમાકર્ણ્યાસુરરાટ્ તતઃ ।**
**સક્રોધઃ પ્રાહ દૈત્યાનામધિપં ધૂમ્રલોચનમ્ ॥ ૩ ॥**

---

**ધ્યાન :** હું સર્વજ્ઞેશ્વર ભૈરવના ખોળામાં નિવાસ કરનારાં પરમશ્રેષ્ઠ દેવી પદ્માવતીનું ચિંતન કરું છું. તેઓ નાગરાજના આસન પર બેસેલાં છે, નાગોના ફણોમાં શોભતાં મણિઓની વિશાળ માળાથી (શોભતી) તેમની દેહલતા ઉત્કૃષ્ટ દેખાય છે. તેમનું તેજ સૂર્ય સમાન છે. ત્રણ નેત્રો તેમની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં છે. તેઓ પોતાની ભુજાઓમાં માળા, કુંભ, ખોપરી અને કમળ ધારણ કરેલાં છે તથા તેમના મસ્તક પર અર્ધચંદ્રનો મુગટ શોભી રહ્યો છે.

**'ૐ' ઋષિ કહે છે** – (૧) દેવીનું કહેવું સાંભળીને દૂતને ઘણો ક્રોધ થયો અને તેણે દૈત્યરાજ પાસે જઈને બધો વૃત્તાંત વિસ્તારપૂર્વક કહી સંભળાવ્યો. (૨) દૂતનું તે વચન સાંભળીને દૈત્યરાજ ક્રોધિત થઈ ગયો અને તેણે દૈત્યોના સેનાપતિ ધૂમ્રલોચનને કહ્યું – (૩)

**હે ધૂમ્રલોચનાશુ ત્વં સ્વસૈન્યપરિવારિતઃ ।**
**તામાનય બલાદ્ દુષ્ટાં કેશાકર્ષણવિહ્વલામ્ ॥ ૪ ॥**
**તત્પરિત્રાણદઃ કશ્ચિદ્યદિ વોત્તિષ્ઠતેઽપરઃ ।**
**સ હન્તવ્યોઽમરો વાપિ યક્ષો ગન્ધર્વ એવ વા ॥ ૫ ॥**

ઋષિરુવાચ ॥ ૬ ॥

**તેનાજ્ઞપ્તસ્તતઃ શીઘ્રં સ દૈત્યો ધૂમ્રલોચનઃ ।**
**વૃતઃ ષષ્ટ્યા સહસ્રાણામસુરાણાં દ્રુતં યયૌ ॥ ૭ ॥**
**સ દૃષ્ટ્વા તાં તતો દેવીં તુહિનાચલસંસ્થિતામ્ ।**
**જગાદોચ્ચૈઃ પ્રયાહીતિ મૂલં શુમ્ભનિશુમ્ભયોઃ ॥ ૮ ॥**
**ન ચેત્પ્રીત્યાદ્ય ભવતી મદ્ભર્તારમુપૈષ્યતિ ।**
**તતો બલાન્નયામ્યેષ કેશાકર્ષણવિહ્વલામ્ ॥ ૯ ॥**

દેવ્યુવાચ ॥ ૧૦ ॥

**દૈત્યેશ્વરેણ પ્રહિતો બલવાન્ બલસંવૃતઃ ।**
**બલાન્નયસિ મામેવં તતઃ કિં તે કરોમ્યહમ્ ॥ ૧૧ ॥**

---

"હે ધૂમ્રલોચન! તું પોતાની સાથે સેના લઈને જલદીથી જા અને તે દુષ્ટ સ્ત્રીના વાળ પકડીને બળપૂર્વક તેને ઘસેડતો ઘસેડતો અહીં લઈ આવ. (૪) તેનું રક્ષણ કરવા જો કોઈ બીજું આવીને ઉપસ્થિત થાય તો તે દેવતા, યક્ષ કે ગંધર્વ, કોઈ પણ કેમ ન હોય, તેને અવશ્ય મારી નાખજે." (૫)

**ઋષિ કહે છે** – (૬) શુંભે આ રીતે આજ્ઞા આપી તેથી તે દૈત્ય ધૂમ્રલોચન સાઠ હજાર અસુરોની સેના સાથે લઈને ત્યાંથી તરત જ નીકળી પડ્યો. (૭) ત્યાં જઈ પહોંચીને તેણે હિમાલય પર રહેતાં દેવીને જોયાં અને તેમને પડકારતાં કહ્યું – "અરે ઓ! તું શુંભ-નિશુંભ પાસે ચાલ. જો અત્યારે તું મારા સ્વામી પાસે પ્રસન્નતાપૂર્વક નહીં આવે તો હું તને જબરદસ્તીથી તારા વાળ પકડીને ઘસેડતો ઘસેડતો લઈ જઈશ." (૮-૯)

**દેવી બોલ્યાં** – (૧૦) તને દૈત્યોના રાજાએ મોકલ્યો છે અને તું પોતે

ઋષિરુવાચ ॥ ૧૨ ॥

ઈત્યુક્તઃ સોઽભ્યધાવત્તામસુરો ધૂમ્રલોચનઃ ।
હુંકારેણૈવ તં ભસ્મ સા ચકારામ્બિકા તતઃ ॥ ૧૩ ॥

અથ ક્રુદ્ધં મહાસૈન્યમસુરાણાં તથામ્બિકા[૧] ।
વવર્ષ સાયકૈસ્તીક્ષ્ણૈસ્તથા શક્તિપરશ્વધૈઃ ॥ ૧૪ ॥

તતો ધુતસટઃ કોપાત્કૃત્વા નાદં સુભૈરવમ્ ।
પપાતાસુરસેનાયાં સિંહો દેવ્યાઃ સ્વવાહનઃ ॥ ૧૫ ॥

કાંશ્ચિત્ કરપ્રહારેણ દૈત્યાનાસ્યેન ચાપરાન્ ।
આક્રમ્ય[૨] ચાધરેણાન્યાન્[૩] સ જઘાન[૪] મહાસુરાન્ ॥ ૧૬ ॥

કેષાંઞ્ચિત્પાટયામાસ નખૈઃ કોષ્ઠાનિ કેસરી[૫] ।
તથા તલપ્રહારેણ શિરાંસિ કૃતવાન્ પૃથક્ ॥ ૧૭ ॥

---

પણ બળવાન છે તથા તારી સાથે વિશાળ સેના પણ છે. આવી સ્થિતિમાં જો તું મને જબરદસ્તીથી લઈ જઈશ તો હું તને શું કરી શકું તેમ છું? (૧૧)

**ઋષિ કહે છે** – (૧૨) દેવીએ આ પ્રમાણે કહ્યું તેથી અસુર ધૂમ્રલોચન તેમના તરફ ધસ્યો, ત્યારે દેવી અંબિકાએ 'હુમ્' શબ્દના ઉચ્ચારણ-માત્રથી તેને ભસ્મ કરી નાખ્યો. (૧૩) પછી તો ક્રોધે ભરાયેલી દૈત્યોની વિશાળ સેનાએ અને અંબિકાએ એક-બીજા પર તીક્ષ્ણ બાણો (આયુધો), શક્તિઓ અને પરશુઓનો વરસાદ વરસાવવાનું શરૂ કર્યું. (૧૪) એ દરમિયાન જ દેવીનું વાહન સિંહ ક્રોધે ભરાઈને ભયંકર ગર્જના કરતો, કેશવાળી ઝુલાવતો અસુરોની સેનામાં કૂદી પડ્યો. (૧૫) તેણે કેટલાક દૈત્યોને પંજાના પ્રહારથી, કેટલાકને પોતાનાં જડબાંથી અને કેટલાય મહાદૈત્યોને પટકીને (ભોંય પર પછાડીને) હોઠો (ની દાઢો)થી ઘાયલ કરીને મારી નાખ્યા. (૧૬) તે સિંહે પોતાના નખોથી કેટલાયનાં પેટ ફાડી નાખ્યાં અને થાપટો મારીને કેટલાયનાં માથાં ધડથી અલગ કરી દીધાં. (૧૭)

---

૧. પાઠાન્તર – તથામ્બિકામ્ ।૨. પા૦ - આક્રાન્ત્યા ।૩. પા૦-ચરણેનાન્યાન્ । ૪. અહીં ત્રણ પ્રકારે પાઠાન્તર મળે છે – 'સઞ્જઘાન', 'નિજઘાન' અને 'જઘાન સુમહા૦' ।૫. પા૦ – કેશરી. બંગલા પ્રતમાં બધી જગ્યાએ 'કેસરી' છે અને 'કેસર' શબ્દમાં તાલવ્ય 'શ'નો પ્રયોગ છે.

વિચ્છિન્નબાહુશિરસઃ કૃતાસ્તેન તથાપરે ।
પપૌ ચ રુધિરં કોષ્ઠાદન્યેષાં ધુતકેસરઃ ॥ ૧૮ ॥

ક્ષણેન તદ્બલં સર્વં ક્ષયં નીતં મહાત્મના ।
તેન કેસરિણા દેવ્યા વાહનેનાતિકોપિના ॥ ૧૯ ॥

શ્રુત્વા તમસુરં દેવ્યા નિહતં ધૂમ્રલોચનમ્ ।
બલં ચ ક્ષયિતં કૃત્સ્નં દેવીકેસરિણા તતઃ ॥ ૨૦ ॥

ચુકોપ દૈત્યાધિપતિઃ શુમ્ભઃ પ્રસ્ફુરિતાધરઃ ।
આજ્ઞાપયામાસ ચ તૌ ચણ્ડમુણ્ડૌ મહાસુરૌ ॥ ૨૧ ॥

હે ચણ્ડ હે મુણ્ડ બલૈર્બહુ[૧]ભિઃ પરિવારિતૌ ।
તત્ર ગચ્છત ગત્વા ચ સા સમાનીયતાં લઘુ ॥ ૨૨ ॥

કેશેષ્વાકૃષ્ય બદ્ધ્વા વા યદિ વઃ સંશયો યુધિ ।
તદાશેષાયુધૈઃ સર્વૈરસુરૈર્વિનિહન્યતામ્ ॥ ૨૩ ॥

---

કેટલાકની ભુજાઓ, તો કેટલાકનાં માથાં છેદી નાખ્યાં તથા પોતાની કેશવાળી ઝુલાવતાં ઝુલાવતાં તેણે બીજા દૈત્યોનાં પેટ ફાડી નાખીને તેમનું લોહી ચૂસ્યું. (૧૮) અત્યંત ક્રોધે ભરાયેલા દેવીના વાહન તે મહાબલી સિંહે ક્ષણવારમાં જ અસુરોની સઘળી સેનાનો સંહાર કરી નાખ્યો. (૧૯)

જ્યારે શુંભે સાંભળ્યું કે દેવીએ ધૂમ્રલોચન અસુરને હણી નાખ્યો છે અને તેમના (વાહન) સિંહે સઘળી સેનાનો ભયંકર વિનાશ કરી દીધો છે ત્યારે તે દૈત્યરાજ ઘણો જ ગુસ્સે થયો, તેના હોઠ કંપવા લાગ્યા અને તેણે ચંડ અને મુંડ નામના બે મહાદૈત્યોને આજ્ઞા કરી કે – (૨૦-૨૧) "હે ચંડ! હે મુંડ! તમે ઘણી મોટી સેના લઈને ત્યાં જાઓ અને તે દેવીને તેના વાળ પકડીને કે તેને બાંધીને જલદીથી અહીં લઈ આવો. જો આ પ્રમાણે તેને લઈ આવવામાં સંદેહ થાય તો યુદ્ધમાં બધા પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્રોનો તથા આસુરી સેનાનો ઉપયોગ કરીને તેની હત્યા કરી નાખજો. (૨૨-૨૩)

---

૧. પાઠાન્તર – લૈઃ ।

**તસ્યાં હતાયાં દુષ્ટાયાં સિંહે ચ વિનિપાતિતે ।**
**શીઘ્રમાગમ્યતાં બદ્ધ્વા ગૃહીત્વા તામથામ્બિકામ્ ॥ ૐ ॥ ૨૪ ॥**

*ઈતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે શુમ્ભનિશુમ્ભસેનાનીધૂમ્રલોચનવધો નામ ષષ્ઠોડધ્યાયઃ ॥ ૬ ॥*
*[ઉવાચ ૪, શ્લોકાઃ ૨૦, એવમ્ ૨૪; એવમાદિતઃ ૪૧૨ ॥]*

∾∾∾∾

---

તે દુષ્ટ સ્ત્રીની હત્યા થતાં તથા તે સિંહના માર્યા ગયા પછી તે અંબિકાને બાંધીને સાથે લઈને સત્વરે પાછા આવજો.'' (૨૪)

***શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિકે મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો શુંભ-નિશુંભસેનાની-ધૂમ્રલોચનવધ નામનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત. (૬)***

***[ઉવાચ ૪, શ્લોકો ૨૦, કુલ ૨૪ - એમ શરૂથી કુલ ૪૧૨.]***

∾∾∾∾

# સાતમો અધ્યાય

★ ★ ★

## ચંડ અને મુંડનો વધ

★ ★ ★

### ધ્યાનમ્

ૐ ધ્યાયેયં રત્નપીઠે શુકકલપઠિતં શૃણ્વતીં શ્યામલાઙ્ગીં
ન્યસ્તૈકાઙ્ઘ્રિં સરોજે શશિશકલધરાં વલ્લકીં વાદયન્તીમ્ ।
કહ્લારાબદ્ધમાલાં નિયમિતવિલસચ્ચોલિકાં રક્તવસ્ત્રાં
માતઙ્ગીં શઙ્ખપાત્રાં મધુરમધુમદાં ચિત્રકોદ્ભાસિભાલામ્ ॥

'ૐ' ઋષિરુવાચ ॥ ૧ ॥

આજ્ઞપ્તાસ્તે તતો દૈત્યાશ્ચણ્ડમુણ્ડપુરોગમાઃ ।
ચતુરઙ્ગબલોપેતા યયુરભ્યુદ્યતાયુધાઃ ॥ ૨ ॥

દદૃશુસ્તે તતો દેવીમીષદ્ધાસાં વ્યવસ્થિતામ્ ।
સિંહસ્યોપરિ શૈલેન્દ્રશૃઙ્ગે મહતિ કાઞ્ચને ॥ ૩ ॥

---

**ધ્યાન :** હું માતંગી દેવીનું ધ્યાન કરું છું. તેઓ રત્નમંડિત સિંહાસન પર બેસીને, બોલતા પોપટના મધુર શબ્દ સાંભળી રહ્યાં છે. તેમના શરીરનો વર્ણ શ્યામ છે. તેમણે પોતાનો એક પગ કમળ પર રાખેલો છે અને મસ્તક પર અર્ધચંદ્ર ધારણ કરેલો છે તથા કલ્હાર પુષ્પોની માળા ધારણ કરેલાં તેઓ વીણા વગાડી રહ્યાં છે. તેમના અંગે કસકસતી ચોળી શોભી રહી છે. તેઓ લાલ રંગની સાડી પહેરેલાં છે અને હાથમાં શંખ-પાત્ર ધારણ કરેલાં છે. તેમના મુખ પર મધુનો મંદ-મંદ પ્રભાવ જણાઈ આવે છે અને કપાળમાં બિંદી શોભી રહી છે.

**ૐ ઋષિ કહે છે –** (૧) ત્યારપછી શુંભની આજ્ઞા મેળવીને ચંડ, મુંડ વગેરે તે દૈત્યો ચતુરંગી સેના સાથે, અસ્ત્ર-શસ્ત્રોથી સુસજ્જ થઈને ચાલી નીકળ્યા. (૨) પછી ગિરિરાજ હિમાલયના સુવર્ણમય ઊંચા શિખર પર જઈ પહોંચીને તેમણે સિંહ પર આરૂઢ થયેલાં દેવીને જોયાં. તેઓ મંદ-મંદ સ્મિત કરી રહ્યાં હતાં. (૩)

તે દૃષ્ટ્વા તાં સમાદાતુમુદ્યમં ચક્રુરુદ્યતાઃ ।
આકૃષ્ટચાપાસિધરાસ્તથાન્યે તત્સમીપગાઃ ॥ ૪ ॥

તતઃ કોપં ચકારોચ્ચૈરમ્બિકા તાનરીન્ પ્રતિ ।
કોપેન ચાસ્યા વદનં મષી[1]વર્ણમભૂત્તદા ॥ ૫ ॥

ભ્રુકુટીકુટિલાત્તસ્યા લલાટફલકાદ્દ્રુતમ્ ।
કાલી કરાલવદના વિનિષ્ક્રાન્તાસિપાશિની ॥ ૬ ॥

વિચિત્રખટ્વાઙ્ગધરા નરમાલાવિભૂષણા ।
દ્વીપિચર્મપરીધાના શુષ્કમાંસાતિભૈરવા ॥ ૭ ॥

અતિવિસ્તારવદના જિહ્વાલલનભીષણા ।
નિમગ્નારક્તનયના નાદાપૂરિતદિઙ્મુખા ॥ ૮ ॥

સા વેગેનાભિપતિતા ઘાતયન્તી મહાસુરાન્ ।
સૈન્યે તત્ર સુરારીણામભક્ષયત તદ્બલમ્ ॥ ૯ ॥

---

તેમને જોઈને તે દૈત્યો તત્પરતાપૂર્વક (તેમને) પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કોઈએ ધનુષ્ય ખેંચ્યું, કોઈએ તલવાર સંભાળી, તો કેટલાક જણ દેવી પાસે જઈને ઊભા રહી ગયા. (૪) ત્યારે અંબિકાએ તે શત્રુઓ પ્રત્યે ઘણો ક્રોધ કર્યો. તે સમયે ક્રોધને કારણે તેમનું મુખ કાળું પડી ગયું; (૫) કપાળ પર ભવાં ત્રાંસાં થઈ ગયાં અને ત્યાંથી તરત વિકરાળ મુખવાળાં દેવી કાળી પ્રગટ થયાં, કે જેઓ તલવાર અને પાશ ધારણ કરેલાં હતાં. (૬) તેઓ વિચિત્ર ખટ્વાંગ ધારણ કરેલાં અને દીપડા (ચિત્તા)ની ચામડી (નું વસ્ત્ર) પહેરેલાં તથા માનવ-મુંડોની માળાથી વિભૂષિત હતાં. તેમના શરીરમાંનું માંસ સુકાઈ ગયું હતું, માત્ર હાડકાંનું માળખું હતું, જેનાથી તેઓ અત્યંત ભયંકર દેખાતાં હતાં. (૭) તેમનું મુખ ઘણું મોટું હતું અને જીભ લપકારતી હોવાથી તેઓ વિશેષ બિહામણાં લાગતાં હતાં. તેમની આંખો અંદર ધસી ગયેલી અને થોડીક લાલ હતી. તેઓ પોતાની ભયંકર ગર્જનાથી સમસ્ત દિશાઓને ગુંજાવી રહ્યાં હતાં. (૮) મોટા-મોટા દૈત્યોનો વધ કરતાં તે કાલિકાદેવી દૈત્યોની તે સેના પર વેગપૂર્વક તૂટી પડ્યાં

---

૧. પાઠાન્તર – મસી૦ ।

પાર્ષ્ણિગ્રાહાઙ્કુશગ્રાહિયોધઘણ્ટાસમન્વિતાન્ ।
સમાદાયૈકહસ્તેન મુખે ચિક્ષેપ વારણાન્ ॥ ૧૦ ॥

તથૈવ યોધં તુરગૈ રથં સારથિના સહ ।
નિક્ષિપ્ય વક્ત્રે દશનૈશ્ચર્વયન્ત્ય[1]તિભૈરવમ્ ॥ ૧૧ ॥

એકં જગ્રાહ કેશેષુ ગ્રીવાયામથ ચાપરમ્ ।
પાદેનાક્રમ્ય ચૈવાન્યમુરસાન્યમપોથયત્ ॥ ૧૨ ॥

તૈર્મુક્તાનિ ચ શસ્ત્રાણિ મહાસ્ત્રાણિ તથાસુરૈઃ ।
મુખેન જગ્રાહ રુષા દશનૈર્મથિતાન્યપિ ॥ ૧૩ ॥

બલિનાં તદ્ બલં સર્વમસુરાણાં દુરાત્મનામ્ ।
મમર્દાભક્ષયચ્ચાન્યાનન્યાંશ્ચાતાડયત્તથા ॥ ૧૪ ॥

અસિના નિહતાઃ કેચિત્કેચિત્ખટ્વાઙ્ગતા[2]ડિતાઃ ।
જગ્મુર્વિનાશમસુરા દન્તાગ્રાભિહતાસ્તથા ॥ ૧૫ ॥

---

અને તે બધાઓનું ભક્ષણ કરવા લાગ્યાં. (૯) તેઓ પાર્શ્વરક્ષકો, અંકુશધારી મહાવતો, યોદ્ધાઓ અને ઘંટ-સહિત કેટલાય હાથીઓને એક જ હાથે પકડીને મુખમાં મૂકી દેતાં હતાં. (૧૦) આ પ્રમાણે ઘોડા, રથો અને સારથિઓ સહિતના રથારૂઢ યોદ્ધાઓને મુખમાં નાખીને તેઓ તેમને ઘણી ભયાનક રીતે ચાવી નાખતાં હતાં. (૧૧) કોઈના વાળ પકડી લેતાં, કોઈનું ગળું દબાવી દેતાં, કોઈને પગોથી કચડી નાખતાં અને કોઈને છાતીના ધક્કાથી પાડી દઈને મારી નાખતાં હતાં. (૧૨) અસુરોએ છોડેલાં મોટાં-મોટાં અસ્ત્રો-શસ્ત્રોને તેઓ મુખથી પકડી લેતાં હતાં અને રોષે ભરાઈને તેમને દાંતોથી પીસી નાખતાં હતાં. (૧૩) દેવી કાલિકાએ બળવાન અને દુરાત્મા દૈત્યોની તે સઘળી સેનાને રોળી નાખી, ખાઈ લીધી અને કેટલાયને મારી ભગાવ્યા. (૧૪) કોઈને તલવારથી હણી નાખ્યા, કોઈને ખટ્વાંગથી પીટી નાખ્યા અને કેટલાય અસુરો દાંતોના અગ્રભાગથી કચડાઈ જઈને મરણ પામ્યા. (૧૫)

૧. પાઠાન્તર – યત્યતિ ૨. પા૦ – તા રણે ।

ક્ષણેન તદ્ બલં સર્વમસુરાણાં નિપાતિતમ્ ।
દૃષ્ટ્વા ચણ્ડોઽભિદુદ્રાવ તાં કાલીમતિભીષણામ્ ॥ ૧૬ ॥

શરવર્ષૈર્મહાભીમૈર્ભીમાક્ષીં તાં મહાસુરઃ ।
છાદયામાસ ચક્રૈશ્ચ મુણ્ડઃ ક્ષિપ્તૈઃ સહસ્રશઃ ॥ ૧૭ ॥

તાનિ ચક્રાણ્યનેકાનિ વિશમાનાનિ તન્મુખમ્ ।
બભુર્યથાર્કબિમ્બાનિ સુબહૂનિ ઘનોદરમ્ ॥ ૧૮ ॥

તતો જહાસાતિરુષા ભીમં ભૈરવનાદિની ।
કાલીકરાલવક્ત્રાન્તર્દુર્દર્શદશનોજ્જ્વલા ॥ ૧૯ ॥

ઉત્થાય ચ મહાસિં હં દેવી ચણ્ડમધાવત ।
ગૃહીત્વા ચાસ્ય કેશેષુ શિરસ્તેનાસિનાચ્છિનત્[૧] ॥ ૨૦ ॥

---

આ પ્રમાણે દેવીએ અસુરોની તે સઘળી સેનાને ક્ષણવારમાં મારી નાખી. આ જોઈને ચંડ અત્યંત ભયાનક એવાં કાલિકાદેવી તરફ ધસ્યો; (૧૬) તથા મહાદૈત્ય મુંડે પણ અત્યંત ભીષણ બાણોની વૃષ્ટિ કરીને અને હજારો વાર ચલાવાયેલાં ચક્રોથી તે ભયાનક આંખોવાળાં દેવીને ઢાંકી દીધાં. (૧૭) તે અનેક ચક્રો દેવીના મુખમાં સમાઈ જતાં એવાં લાગતાં હતાં કે જાણે અનેકાનેક સૂર્યમંડળો વાદળોના ઉદરમાં પ્રવેશી રહ્યાં હોય. (૧૮) ત્યારે ભયંકર ગર્જના કરનારાં દેવી કાલિકાએ અત્યંત રોષે ભરાઈને ભયાનક અટ્ટહાસ્ય કર્યું. તે સમયે તેમના વિકરાળ મુખમાંના, મુશ્કેલીથી જોઈ શકાતા દાંતોના તેજને લીધે તેઓ અત્યંત ઉજ્જ્વળ દેખાતાં હતાં. (૧૯) દેવીએ ઘણી મોટી તલવાર હાથમાં લઈને 'હમ્'નો ઉચ્ચાર કરીને ચંડ પર હુમલો કર્યો અને તેના વાળ પકડીને તે જ તલવારથી તેનું માથું કાપી નાખ્યું. (૨૦)

---

૧. શાન્તનવી ટીકાકારે અહીં એક શ્લોકનો વધુ પાઠ સ્વીકાર્યો છે, જે આ પ્રમાણે છે -

'છિન્ને શિરસિ દૈત્યેન્દ્રશ્ચક્રે નાદં સુભૈરવમ્ ।
તેન નાદેન મહતા ત્રાસિતં ભુવનત્રયમ્ ॥'

**અથ મુણ્ડોડભ્યધાવત્તાં દૃષ્ટ્વા ચણ્ડં નિપાતિતમ્ ।**
**તમપ્યપાતયદ્ભૂમૌ સા ખડ્ગાભિહતં રુષા ॥ ૨૧ ॥**

**હતશેષં તતઃ સૈન્યં દૃષ્ટ્વા ચણ્ડં નિપાતિતમ્ ।**
**મુણ્ડં ચ સુમહાવીર્યં દિશો ભેજે ભયાતુરમ્ ॥ ૨૨ ॥**

**શિરશ્ચણ્ડસ્ય કાલી ચ ગૃહીત્વા મુણ્ડમેવ ચ ।**
**પ્રાહ પ્રચણ્ડાટ્ટહાસમિશ્રમભ્યેત્ય ચણ્ડિકામ્ ॥ ૨૩ ॥**

**મયા તવાત્રોપહૃતૌ ચણ્ડમુણ્ડૌ મહાપશૂ ।**
**યુદ્ધયજ્ઞે સ્વયં શુમ્ભં નિશુમ્ભં ચ હનિષ્યસિ ॥ ૨૪ ॥**

ઋષિરુવાચ ॥ ૨૫ ॥

**તાવાનીતૌ તતો દૃષ્ટ્વા ચણ્ડમુણ્ડૌ મહાસુરૌ ।**
**ઉવાચ કાલીં કલ્યાણી લલિતં ચણ્ડિકા વચઃ ॥ ૨૬ ॥**

**યસ્માચ્ચણ્ડં ચ મુણ્ડં ચ ગૃહીત્વા ત્વમુપાગતા ।**
**ચામુણ્ડેતિ તતો લોકે ખ્યાતા દેવિ ભવિષ્યસિ ॥ ૐ ॥ ૨૭ ॥**

ચંડને માર્યો ગયેલો જોઈને હવે મુંડ પણ દેવી તરફ ધસ્યો. ત્યારે દેવીએ રોષે ભરાઈને તેને પણ તલવારથી ઘાયલ કરીને ધરતી પર ઢાળી દીધો. (૨૧) મહાપરાક્રમી ચંડ અને મુંડને માર્યા ગયેલા જોઈને બાકી બચેલી સેના ભયથી વ્યાકુળ થઈ ઊઠી અને ચારે તરફ ભાગી છૂટી. (૨૨) ત્યારબાદ દેવી કાલિકાએ ચંડ અને મુંડનાં મસ્તક હાથમાં લઈને, દેવી ચંડિકાની પાસે જઈને પ્રચંડ અટ્ટહાસ્ય કરતાં કહ્યું – (૨૩) "હે દેવી! મેં ચંડ અને મુંડ નામના આ બે મહાપશુઓ તમને સમર્પિત કર્યા છે. હવે યુદ્ધરૂપી યજ્ઞમાં તમે પોતે જ શુંભ અને નિશુંભનો વધ કરજો." (૨૪)

**ઋષિ કહે છે** – (૨૫) ત્યાં લવાયેલા ચંડ અને મુંડ નામના તે મહાદૈત્યોને જોઈને કલ્યાણમણી દેવી ચંડિકાએ કાલિકાદેવીને મધુર વાણીમાં કહ્યું – (૨૬) "દેવી! તમે ચંડ અને મુંડને લઈને મારી પાસે આવ્યાં છો, તેથી સંસારમાં 'ચામુંડા'ના નામે તમારી ખ્યાતિ થશે." (૨૭)

ઇતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે
ચણ્ડમુણ્ડવધો નામ સપ્તમોઽધ્યાયઃ ॥ ૭ ॥

[ઉવાચ ૨, શ્લોકાઃ ૨૫, એવમ્ ૨૭; એવમાદિતઃ ૪૩૯ ॥]

~~~~

શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો
ચંડ-મુંડ-વધ નામનો સાતમો અધ્યાય સમાપ્ત. (૭)

[ઉવાચ ૨, શ્લોકો ૨૫; કુલ ૨૭ - એમ શરૂથી કુલ ૪૩૯.]

~~~~

# આઠમો અધ્યાય

★ ★ ★

## રક્તબીજનો વધ

★ ★ ★

### ધ્યાનમ્

ૐ અરુણાં કરુણાતરઙ્ગિતાક્ષીં
ધૃતપાશાઙ્કુશબાણચાપહસ્તામ્ ।
અણિમાદિભિરાવૃતાં મયૂખૈ-
રહમિત્યેવ વિભાવયે ભવાનીમ્ ॥

'ૐ' ઋષિરુવાચ ॥ ૧ ॥

ચણ્ડે ચ નિહતે દૈત્યે મુણ્ડે ચ વિનિપાતિતે ।
બહુલેષુ ચ સૈન્યેષુ ક્ષયિતેષ્વસુરેશ્વરઃ ॥ ૨ ॥
તતઃ કોપપરાધીનચેતાઃ શુમ્ભઃ પ્રતાપવાન્ ।
ઉદ્યોગં સર્વસૈન્યાનાં દૈત્યાનામાદિદેશ હ ॥ ૩ ॥
અદ્ય સર્વબલૈર્દૈત્યાઃ ષડશીતિરુદાયુધાઃ ।
કમ્બૂનાં ચતુરશીતિર્નિર્યાન્તુ સ્વબલૈર્વૃતાઃ ॥ ૪ ॥

---

**ધ્યાન :** હું અણિમા વગેરે સિદ્ધિમય કિરણોથી આવૃત દેવી ભવાનીનું ધ્યાન કરું છું. તેમના શરીરનો વર્ણ લાલ છે, તેમની આંખોમાં કરુણા લહેરાઈ રહી છે તથા તેમની ભુજાઓમાં પાશ, અંકુશ, બાણ અને ધનુષ્ય શોભી રહ્યાં છે.

**ૐ ઋષિ કહે છે** – (૧) ચંડ અને મુંડ નામના દૈત્યોના માર્યા જવાથી તથા ઘણીબધી સેનાનો સંહાર થઈ જવાથી દૈત્યોના રાજા પ્રતાપી શુંભના મનમાં ઘણો ક્રોધ થયો અને તેણે દૈત્યોની સમસ્ત સેનાને યુદ્ધ માટે કૂચ કરવાની આજ્ઞા આપી. (૨-૩) (તે બોલ્યો –) ''આજે ઉદાયુધ નામના છ્યાશી દૈત્ય-સેનાપતિઓ પોતપોતાની સેનાઓ સાથે યુદ્ધ માટે પ્રસ્થાન કરે; કંબુ નામના દૈત્યોના ચોર્યાશી સેનાનાયકો પોતપોતાની સેનાઓ સાથે ઘેરાયેલા રહીને પ્રસ્થાન કરે; (૪)

કોટિવીર્યાણિ પઞ્ચાશદસુરાણાં કુલાનિ વૈ ।
શતં કુલાનિ ધૌમ્રાણાં નિર્ગચ્છન્તુ મમાજ્ઞયા ॥ ૫ ॥

કાલકા દૌર્હૃદા મૌર્યાઃ કાલકેયાસ્તથાસુરાઃ ।
યુદ્ધાય સજ્જા નિર્યાન્તુ આજ્ઞયા ત્વરિતા મમ ॥ ૬ ॥

ઇત્યાજ્ઞાપ્યાસુરપતિઃ શુમ્ભો ભૈરવશાસનઃ ।
નિર્જગામ મહાસૈન્યસહસ્રૈર્બહુભિર્વૃતઃ ॥ ૭ ॥

આયાન્તં ચણ્ડિકા દૃષ્ટ્વા તત્સૈન્યમતિભીષણમ્ ।
જ્યાસ્વનૈઃ પૂરયામાસ ધરણીગગનાન્તરમ્ ॥ ૮ ॥

તતઃ[૧] સિંહો મહાનાદમતીવ કૃતવાન્ નૃપ ।
ઘણ્ટાસ્વનેન તન્નાદમમ્બિકા[૨] ચોપબૃંહયત્ ॥ ૯ ॥

ધનુર્જ્યાસિંહઘણ્ટાનાં નાદાપૂરિતદિઙ્મુખા ।
નિનાદૈર્ભીષણૈઃ કાલી જિગ્યે વિસ્તારિતાનના ॥૧૦॥

---

કોટિવીર્ય કુળના પચાસ અને ધૌમ્ર કુળના સો અસુર-સેનાપતિઓ મારી આજ્ઞાથી પોતપોતાની સેનાઓ સાથે કૂચ કરે; (૫) કાલક, દૌર્હૃદ, મૌર્ય અને કાલકેય (જાતિના) અસુરો પણ યુદ્ધ માટે તૈયાર થઈને મારી આજ્ઞાથી તરત જ પ્રસ્થાન કરે.'' (૬) ભયાનક શાસન કરનારા દૈત્યરાજ શુંભે આ પ્રમાણે આજ્ઞાઓ આપીને હજારો મોટી-મોટી સેનાઓ સાથે યુદ્ધ માટે પ્રસ્થાન કર્યું. (૭) તેની અત્યંત ભયંકર સેનાને આવતી જોઈને દેવી ચંડિકાએ પોતાના ધનુષ્યના ટંકારવથી પૃથ્વી અને આકાશની વચ્ચેનો ભાગ ગુંજાવી દીધો. (૮) હે રાજન્! ત્યારબાદ દેવીના સિંહે પણ ઘણા જોર-જોરથી ત્રાડો પાડવાનું શરૂ કર્યું અને એ પછી દેવી અંબિકાએ ઘંટારવ કરીને તે ધ્વનિને વિશેષપણે વધારી મૂક્યો. (૯) ધનુષ્યનો ટંકારવ, સિંહની ત્રાડો અને ઘંટારવથી સમસ્ત દિશાઓ ગુંજી ઊઠી. તે ભયંકર ધ્વનિથી દેવી કાલિકાએ પોતાના વિકરાળ મુખને વિશેષપણે પહોળું કર્યું તથા આ પ્રમાણે તેઓ વિજયિની બન્યાં. (૧૦)

---

૧. પાઠાન્તર – સ ચ । ૨. પા૦ – તાન્નાદાનમ્બિકા ।

તં નિનાદમુપશ્રુત્ય દૈત્યસૈન્યૈશ્ચતુર્દિશમ્ ।
દેવી સિંહસ્તથા કાલી સરોષૈઃ પરિવારિતાઃ ॥ ૧૧ ॥
એતસ્મિન્નન્તરે ભૂપ વિનાશાય સુરદ્વિષામ્ ।
ભવાયામરસિંહાનામતિવીર્યબલાન્વિતાઃ ॥ ૧૨ ॥
બ્રહ્મેશગુહવિષ્ણૂનાં તથેન્દ્રસ્ય ચ શક્તયઃ ।
શરીરેભ્યો વિનિષ્ક્રમ્ય તદ્રૂપૈશ્ચણ્ડિકાં યયુઃ ॥ ૧૩ ॥
યસ્ય દેવસ્ય યદ્રૂપં યથાભૂષણવાહનમ્ ।
તદ્વદેવ હિ તચ્છક્તિરસુરાન્ યોદ્ધુમાયયૌ ॥ ૧૪ ॥
હંસયુક્તવિમાનાગ્રે સાક્ષસૂત્રકમણ્ડલુઃ ।
આયાતા બ્રહ્મણઃ શક્તિર્બ્રહ્માણી સાભિધીયતે ॥ ૧૫ ॥
માહેશ્વરી વૃષારૂઢા ત્રિશૂલવરધારિણી ।
મહાહિવલયા પ્રાપ્તા ચન્દ્રરેખાવિભૂષણા ॥ ૧૬ ॥
કૌમારી શક્તિહસ્તા ચ મયૂરવરવાહના ।
યોદ્ધુમભ્યાયયૌ દૈત્યાનમ્બિકા ગુહરૂપિણી ॥ ૧૭ ॥

---

તે ભયંકર ધ્વનિ સાંભળીને દૈત્યોની સેનાઓએ ચારે તરફથી આવીને ચંડિકાદેવી, સિંહ તથા કાલિકાદેવીને ઘેરી લીધાં. (૧૧) હે રાજન્! આની વચ્ચે અસુરોનો વિનાશ કરવા અને દેવતાઓનો અભ્યુદય કરવા માટે બ્રહ્મા, શિવ, કાર્તિકેય, વિષ્ણુ, ઇન્દ્ર વગેરે દેવતાઓની શક્તિઓ, કે જેઓ અત્યંત પરાક્રમી અને બળવાળી હતી તેમનાં શરીરોમાંથી પ્રગટીને તેમનાં જ રૂપોમાં દેવી ચંડિકા પાસે આવી. (૧૨-૧૩) જે દેવતાનું જેવું રૂપ, જેવી વેશભૂષા અને જેવું વાહન છે, બરાબર તેવાં જ, સાધનોથી સંપન્ન થઈને તે તે દેવોની શક્તિઓ અસુરો સાથે યુદ્ધ કરવા માટે આવી. (૧૪) સૌથી પહેલાં હંસયુક્ત વાહન પર આરૂઢ થયેલી, અક્ષસૂત્ર અને કમંડળથી સુશોભિત, બ્રહ્માજીની શક્તિ ઉત્પન્ન થઈ, કે જેને બ્રહ્માણી કહે છે. (૧૫) મહાદેવજીની શક્તિ વૃષભ પર આરૂઢ થઈને હાથોમાં શ્રેષ્ઠ ત્રિશૂળ ધારણ કરેલી, મહાનાગનું કંકણ પહેરેલી, મસ્તકમાં ચંદ્રરેખાથી વિભૂષિત થઈને ત્યાં આવી પહોંચી. (૧૬) કાર્તિકેયજીની શક્તિરૂપા

તથૈવ વૈષ્ણવી શક્તિર્ગરુડોપરિ સંસ્થિતા ।
શઙ્ખચક્રગદાશાર્ઙ્ગખડ્ગહસ્તાભ્યુપાયયૌ ॥ ૧૮ ॥

યજ્ઞ[1]વારાહમતુલં રૂપં યા બિભ્રતો[2] હરેઃ ।
શક્તિઃ સાપ્યાયયૌ તત્ર વારાહીં બિભ્રતી તનુમ્ ॥ ૧૯ ॥

નારસિંહી નૃસિંહસ્ય બિભ્રતી સદૃશં વપુઃ ।
પ્રાપ્તા તત્ર સટાક્ષેપક્ષિપ્તનક્ષત્રસંહતિઃ ॥ ૨૦ ॥

વજ્રહસ્તા તથૈવૈન્દ્રી ગજરાજોપરિ સ્થિતા ।
પ્રાપ્તા સહસ્રનયના યથા શક્રસ્તથૈવ સા ॥ ૨૧ ॥

તતઃ પરિવૃતસ્તાભિરીશાનો દેવશક્તિભિઃ ।
હન્યન્તામસુરાઃ શીઘ્રં મમ પ્રીત્યાઽઽહ ચણ્ડિકામ્ ॥ ૨૨ ॥

તતો દેવીશરીરાત્તુ વિનિષ્ક્રાન્તાતિભીષણા ।
ચણ્ડિકાશક્તિરત્યુગ્રા શિવાશતનિનાદિની ॥ ૨૩ ॥

---

દેવી જગદંબિકા તેમનું જ રૂપ ધારણ કરેલાં શ્રેષ્ઠ મયૂર (મોર) પર આરૂઢ થઈને હાથમાં શક્તિ ધારણ કરીને દૈત્યો સાથે યુદ્ધ કરવા માટે આવ્યાં. (૧૭) આ જ પ્રમાણે ભગવાન વિષ્ણુની શક્તિ ગરુડ પર બિરાજમાન થઈને ભુજાઓમાં શંખ, ચક્ર, ગદા, શાર્ઙ્ગધનુષ્ય અને ખડ્ગ ધારણ કરીને ત્યાં આવી. (૧૮) યજ્ઞવારાહનું અનુપમ રૂપ ધારણ કરનારા શ્રીહરિની જે શક્તિ છે તે પણ વારાહ- શરીર ધારણ કરીને ત્યાં ઉપસ્થિત થઈ. (૧૯) નારસિંહી શક્તિ પણ નરસિંહના જેવું શરીર ધારણ કરીને ત્યાં આવી. તેની ગરદન પરના વાળના ઝટકાથી આકાશના તારા વિખેરાતા હતા. (૨૦) આ જ પ્રમાણે ઈન્દ્રની શક્તિ હાથમાં વજ્ર લઈને ગજરાજ ઐરાવત પર આરૂઢ થઈને આવી. તેને પણ સહસ્ર નેત્ર હતાં. ઈન્દ્રના જેવું જ તેનું પણ રૂપ હતું. (૨૧)

ત્યારબાદ તે દેવ-શક્તિઓથી ઘેરાયેલા મહાદેવજીએ દેવી ચંડિકાને કહ્યું, "મારી પ્રસન્નતા ખાતર તમે સત્વરે આ અસુરોનો સંહાર કરો." (૨૨) ત્યારે

---

૧. પાઠાન્તર – જજ્ઞે વારાહ૦ । ૨. પા૦ – તી ।

સા ચાહ ધૂમ્રજટિલમીશાનમપરાજિતા ।
દૂત ત્વં ગચ્છ ભગવન્ પાર્શ્વં શુમ્ભનિશુમ્ભયોઃ ॥ ૨૪ ॥
બ્રૂહિ શુમ્ભં નિશુમ્ભં ચ દાનવાવતિગર્વિતૌ ।
યે ચાન્યે દાનવાસ્તત્ર યુદ્ધાય સમુપસ્થિતાઃ ॥ ૨૫ ॥
ત્રૈલોક્યમિન્દ્રો લભતાં દેવાઃ સન્તુ હવિર્ભુજઃ ।
યૂયં પ્રયાત પાતાલં યદિ જીવિતુમિચ્છથ ॥ ૨૬ ॥
બલાવલેપાદથ ચેદ્ભવન્તો યુદ્ધકાઙ્ક્ષિણઃ ।
તદાગચ્છત તૃપ્યન્તુ મચ્છિવાઃ પિશિતેન વઃ ॥ ૨૭ ॥
યતો નિયુક્તો દૌત્યેન તયા દેવ્યા શિવઃ સ્વયમ્ ।
શિવદૂતીતિ લોકેઽસ્મિંસ્તતઃ સા ખ્યાતિમાગતા ॥ ૨૮ ॥
તેઽપિ શ્રુત્વા વચો દેવ્યાઃ શર્વાખ્યાતં મહાસુરાઃ ।
અમર્ષાપૂરિતા જગ્મુર્યત્ર[1] કાત્યાયની સ્થિતા ॥ ૨૯ ॥

---

દેવીના શરીરમાંથી અત્યંત ભયાનક અને પરમ ઉગ્ર ચંડિકા-શક્તિ પ્રગટ થઈ, જે સેંકડો ગીધડાંઓની જેમ અવાજ કરી રહી હતી. (૨૩) તે અપરાજિતા દેવીએ ધુમાડિયા રંગની જટાવાળા મહાદેવજીને કહ્યું – "હે ભગવાન! તમે દૂત બનીને શુંભ અને નિશુંભ પાસે જાઓ; (૨૪) અને તે અત્યંત ઘમંડી દાનવો - શુંભ અને નિશુંભ બંનેને કહો તથા સાથોસાથ તેમના સિવાય પણ જે દાનવો યુદ્ધ કરવા માટે ત્યાં ઉપસ્થિત હોય તેમને પણ આ સંદેશો કહી સંભળાવો કે – (૨૫) 'હે દૈત્યો! જો તમે જીવતા રહેવા ઈચ્છતા હો તો પાતાળમાં પાછા જાઓ; (કે જેથી) ઈન્દ્રને ત્રણે લોકનું રાજ્ય પરત મળી જાય અને દેવતાઓ (ફરી પાછા) યજ્ઞભાગનો ઉપભોગ કરતા થાય. (૨૬) અને જો તમે બળના ઘમંડમાં આવીને યુદ્ધ કરવા ઈચ્છતા હો તો આવો, (કે જેથી) મારી શિવાઓ (યોગિનીઓ) તમારા કાચા માંસથી તૃપ્ત થાય.' " (૨૭) જોકે તે દેવીએ ભગવાન શિવને દૂતનું કાર્ય કરવા નિયુક્ત કર્યા હતા તેથી તે 'શિવદૂતી'ના નામે સંસારમાં વિખ્યાત થઈ. (૨૮)

તે મહાદૈત્યો પણ ભગવાન શિવના મુખેથી દેવીનાં વચનો સાંભળીને

---

૧. પાઠાન્તર – જગ્મુર્યતઃ ।

તતઃ પ્રથમમેવાગ્રે શરશક્ત્યુષ્ટિવૃષ્ટિભિઃ ।
વવર્ષુરુદ્ધતામર્ષાસ્તાં દેવીમમરારયઃ ॥ ૩૦ ॥
સા ચ તાન્ પ્રહિતાન્ બાણાચ્છૂલશક્તિપરશ્વધાન્ ।
ચિચ્છેદ લીલયાઽઽધ્માતધનુર્મુક્તૈર્મહેષુભિઃ ॥ ૩૧ ॥
તસ્યાગ્રતસ્તથા કાલી શૂલપાતવિદારિતાન્ ।
ખટ્વાઙ્ગપોથિતાંશ્ચારીન્ કુર્વતી વ્યચરત્તદા ॥ ૩૨ ॥
કમણ્ડલુજલાક્ષેપહતવીર્યાન્ હતૌજસઃ ।
બ્રહ્માણી ચાકરોચ્છત્રૂન્ યેન યેન સ્મ ધાવતિ ॥ ૩૩ ॥
માહેશ્વરી ત્રિશૂલેન તથા ચક્રેણ વૈષ્ણવી ।
દૈત્યાઞ્જઘાન કૌમારી તથા શક્ત્યાતિકોપના ॥ ૩૪ ॥
ઐન્દ્રીકુલિશપાતેન શતશો દૈત્યદાનવાઃ ।
પેતુર્વિદારિતાઃ પૃથ્વ્યાં રુધિરૌઘપ્રવર્ષિણઃ ॥ ૩૫ ॥
તુણ્ડપ્રહારવિધ્વસ્તા દંષ્ટ્રાગ્રક્ષતવક્ષસઃ ।
વારાહમૂર્ત્યા ન્યપતંશ્ચક્રેણ ચ વિદારિતાઃ ॥ ૩૬ ॥

ક્રોધે ભરાયા અને જ્યાં દેવી કાત્યાયની વિરાજમાન હતાં તે તરફ આગળ વધ્યા. (૨૯) ત્યારબાદ દૈત્યો રોષે ભરાઈને (પોતે જ) પહેલાં દેવી ઉપર બાણો, શક્તિઓ, ઋષ્ટિઓ વગેરે આયુધોની વૃષ્ટિ કરવા લાગ્યા. (૩૦) ત્યારે દેવીએ પણ રમત-રમતમાં (લીલાપૂર્વક) જ ધનુષ્યનો ટંકાર કર્યો અને તેનાથી છોડેલાં મોટાં-મોટાં બાણો વડે દૈત્યોએ ચલાવેલાં બાણો, શૂળો, શક્તિઓ અને પરશુઓને કાપી નાખ્યાં. (૩૧) એ પછી દેવી કાલિકા તેમની આગળ થઈને શૂળના પ્રહારોથી શત્રુઓને ચીરી નાખવા લાગ્યાં અને ખટ્વાંગથી તેમનો કચ્ચરઘાણ કાઢતાં રણભૂમિમાં વિચરવા લાગ્યાં. (૩૨) દેવી બ્રહ્માણી પણ જે જે તરફ ધસતાં હતાં ત્યાં ત્યાં પોતાના કમંડળનું જળ છાંટીને શત્રુઓના તેજ અને પરાક્રમને નષ્ટ કરી દેતાં હતાં. (૩૩) તો, માહેશ્વરીએ ત્રિશૂળથી અને વૈષ્ણવીએ ચક્રથી તથા અત્યંત ક્રોધે ભરાયેલી કુમાર કાર્તિકેયની શક્તિએ શક્તિથી દૈત્યોનો સંહાર કરવાનું આરંભી દીધું. (૩૪) ઈન્દ્રની શક્તિના વજ્રના પહારોથી રહેંસાઈ જઈને સેંકડો દૈત્યો-દાનવો લોહીની ધારાઓ વહાવતા ધરતી

નખૈર્વિદારિતાંશ્ચાન્યાન્ ભક્ષયન્તી મહાસુરાન્ ।
નારસિંહી ચચારાજૌ નાદાપૂર્ણદિગમ્બરા ॥ ૩૭ ॥
ચણ્ડાટ્ટહાસૈરસુરાઃ શિવદૂત્યભિદૂષિતાઃ ।
પેતુઃ પૃથિવ્યાં પતિતાંસ્તાંશ્ચખાદાથ સા તદા ॥ ૩૮ ॥
ઈતિ માતૃગણં ક્રુદ્ધં મર્દયન્તં મહાસુરાન્ ।
દૃષ્ટ્વાભ્યુપાયૈર્વિવિધૈર્નેશુર્દેવારિસૈનિકાઃ ॥ ૩૯ ॥
પલાયનપરાન્ દૃષ્ટ્વા દૈત્યાન્ માતૃગણાર્દિતાન્ ।
યોદ્ધુમભ્યાયયૌ ક્રુદ્ધો રક્તબીજો મહાસુરઃ ॥ ૪૦ ॥
રક્તબિન્દુર્યદા ભૂમૌ પતત્યસ્ય શરીરતઃ ।
સમુત્પતતિ મેદિન્યાં[1] તત્પ્રમાણસ્તદાસુરઃ ॥ ૪૧ ॥

---

પર પટકાઈ પડ્યા. (૩૫) વારાહી-શક્તિએ કેટલાય (દૈત્યો)ને પોતાના માથાના પ્રહારોથી નષ્ટ કર્યા, દાંતોના અગ્રભાગ વડે કેટલાયની છાતી ચીરી નાખી અને કેટલાયે દૈત્યો તેના ચક્રના પ્રહારોથી કપાઈને હેઠા પડ્યા. (૩૬) નારસિંહી-શક્તિ પણ પોતાના નખોથી અન્ય બીજા મહાદૈત્યોને ફાડી નાખીને ખાતી તથા સિંહગર્જનાથી દિશાઓ અને આકાશને ગુંજાવતી યુદ્ધક્ષેત્રમાં વિચરવા લાગી. (૩૭) કેટલાય અસુરો શિવદૂતી-શક્તિના પ્રચંડ અટ્ટહાસ્યથી અત્યંત ભયભીત થઈને ધરતી પર ઢળી પડ્યા અને પડ્યા પછી તેમને શિવદૂતીએ ત્યારે પોતાનો કોળિયો બનાવી દીધા. (૩૮)

આ પ્રમાણે ક્રોધે ભરાયેલા માતૃગણો (દેવી-શક્તિઓના સમૂહ)ને અનેકવિધ ઉપાયોથી મોટા-મોટા અસુરોનું મર્દન કરતા જોઈને દૈત્ય-યોદ્ધાઓ નાસભાગ કરવા લાગ્યા. (૩૯) માતૃગણોથી ત્રસ્ત દૈત્યોને યુદ્ધભૂમિમાંથી નાસતા-ભાગતા જોઈને રક્તબીજ નામનો મહાદૈત્ય ક્રોધે ભરાઈને યુદ્ધ કરવા માટે આવ્યો. (૪૦) તેના શરીરમાંથી જ્યારે લોહીનું ટીપું પૃથ્વી પર પડતું હતું ત્યારે ત્યાં તેના જેવો જ શક્તિશાળી બીજો એક મહાદૈત્ય પૃથ્વી પર પ્રગટ થતો હતો. (૪૧)

---

૧. પાઠાન્તર – ન્યાસ્ત૦ ।

યુયુધે સ ગદાપાણિરિન્દ્રશક્ત્યા મહાસુરઃ ।
તતશ્ચૈન્દ્રી સ્વવજ્રેણ રક્તબીજમતાડયત્ ॥ ૪૨ ॥

કુલિશેનાહતસ્યાશુ બહુ[1] સુસ્રાવ શોણિતમ્ ।
સમુત્તસ્થુસ્તતો યોધાસ્તદ્રૂપાસ્તત્પરાક્રમાઃ ॥ ૪૩ ॥

યાવન્તઃ પતિતાસ્તસ્ય શરીરાદ્રક્તબિન્દવઃ ।
તાવન્તઃ પુરુષા જાતાસ્તદ્વીર્યબલવિક્રમાઃ ॥ ૪૪ ॥

તે ચાપિ યુયુધુસ્તત્ર પુરુષા રક્તસમ્ભવાઃ ।
સમં માતૃભિરત્યુગ્રશસ્ત્રપાતાતિભીષણમ્ ॥ ૪૫ ॥

પુનશ્ચ વજ્રપાતેન ક્ષતમસ્ય શિરો યદા ।
વવાહ રક્તં પુરુષાસ્તતો જાતાઃ સહસ્રશઃ ॥ ૪૬ ॥

વૈષ્ણવી સમરે ચૈનં ચક્રેણાભિજઘાન હ ।
ગદયા તાડયામાસ ઐન્દ્રી તમસુરેશ્વરમ્ ॥ ૪૭ ॥

---

મહાદૈત્ય રક્તબીજ હાથમાં ગદા લઈને ઇન્દ્ર-શક્તિ સાથે યુદ્ધ કરવા લાગ્યો; ત્યારે ઐન્દ્રીશક્તિએ પોતાના વજ્રથી રક્તબીજને માર્યો; (૪૨) ત્યારે વજ્રથી ઘાયલ થયેલા તેના શરીરમાંથી ઘણુંબધું લોહી નીતરવા લાગ્યું અને તેમાંથી તેના જ જેવા રૂપવાળા અને પરાક્રમી યોદ્ધાઓ ઉત્પન્ન થવા લાગ્યા. (૪૩) તેના શરીરમાંથી લોહીનાં જેટલાં ટીપાં પડ્યાં તેટલા જ પુરુષો ઉત્પન્ન થયા. તે બધા રક્તબીજના જેવા જ વીર્યવાન, બળવાન અને પરાક્રમી હતા. (૪૪) રક્તમાંથી ઉત્પન્ન થયેલા તે પુરુષ-દૈત્યો પણ અત્યંત ભયંકર અસ્ત્રો-શસ્ત્રોના પ્રહારો કરતા, ત્યાં માતૃગણોની સાથે ઘોર યુદ્ધ કરવા લાગ્યા. (૪૫) ફરીથી જ્યારે વજ્રના પ્રહારથી તે (રક્તબીજ)નું મસ્તક ઘાયલ થયું ત્યારે લોહી વહેવા લાગ્યું અને તેમાંથી હજારો પુરુષો ઉત્પન્ન થઈ ગયા. (૪૬) વૈષ્ણવી-શક્તિએ યુદ્ધમાં રક્તબીજ પર ચક્રનો પહાર કર્યો તથા ઐન્દ્રી-શક્તિએ તે દૈત્યસેનાપતિને ગદાથી ઘાયલ કરી દીધો. (૪૭)

---

૧. પાઠાન્તર – તસ્ય ।

વૈષ્ણવીચક્રભિન્નસ્ય રુધિરસ્રાવસમ્ભવૈઃ ।
સહસ્રશો જગદ્વ્યાપ્તં તત્પ્રમાણૈર્મહાસુરૈઃ ॥ ૪૮ ॥

શક્ત્યા જઘાન કૌમારી વારાહી ચ તથાસિના ।
માહેશ્વરી ત્રિશૂલેન રક્તબીજં મહાસુરમ્ ॥ ૪૯ ॥

સ ચાપિ ગદયા દૈત્યઃ સર્વા એવાહનત્ પૃથક્ ।
માતૃઃ કોપસમાવિષ્ટો રક્તબીજો મહાસુરઃ ॥ ૫૦ ॥

તસ્યાહતસ્ય બહુધા શક્તિશૂલાદિભિર્ભુવિ ।
પપાત યો વૈ રક્તૌઘસ્તેનાસઞ્છતશોઽસુરાઃ ॥ ૫૧ ॥

તૈશ્ચાસુરાસૃક્સમ્ભૂતૈરસુરૈઃ સકલં જગત્ ।
વ્યાપ્તમાસીત્તતો દેવા ભયમાજગ્મુરુત્તમમ્ ॥ ૫૨ ॥

તાન્ વિષણ્ણાન્ સુરાન્ દૃષ્ટ્વા ચણ્ડિકા પ્રાહ સત્વરા ।
ઉવાચ કાલીં ચામુણ્ડે વિસ્તીર્ણં[1] વદનં કુરુ ॥ ૫૩ ॥

---

વૈષ્ણવીના ચક્રથી ઘાયલ થવાથી તેના શરીરમાંથી જે લોહી વહ્યું અને તેમાંથી તેના જ જેવા આકારવાળા જે હજારો મહાદૈત્યો ઉત્પન્ન થયા તે બધાથી આખુંય જગત છવાઈ ગયું. (૪૮) કૌમારી-શક્તિએ શક્તિથી, વારાહી-શક્તિએ ખડ્ગથી અને માહેશ્વરી-શક્તિએ ત્રિશૂળથી મહાદૈત્ય રક્તબીજને ઘાયલ કર્યો. (૪૯) ક્રોધે ભરાયેલા તે મહાદૈત્ય રક્તબીજે પણ ગદાથી બધી જ માતૃ-શક્તિઓ પર અલગ-અલગ પ્રહારો કર્યા. (૫૦) શક્તિ, શૂળ વગેરેથી અનેક વાર ઘાયલ થવાથી તેના શરીરમાંથી જે રક્તધારા પૃથ્વી પર વહી તેમાંથી અચૂકપણે સેંકડો અસુરો ઉત્પન્ન થયા. (૫૧) આ પ્રમાણે તે મહાદૈત્યના રક્તમાંથી પ્રગટ થયેલા અસુરો વડે સમસ્ત જગત વ્યાપ્ત થઈ ગયું. આનાથી દેવતાઓને ઘણો ભય થયો. (૫૨) તે દેવતાઓને ઉદાસ થયેલા જોઈને ચંડિકાદેવીએ કાલિકાને શીઘ્રતાપૂર્વક કહ્યું –"ચામુંડા! તમે પોતાનું મુખ હજી વધુ પહોળું કરો (૫૩)

---

૧. પાઠાન્તર – વિસ્તરં ।

**મચ્છસ્ત્રપાતસમ્ભૂતાન્ રક્તબિન્દૂન્મહાસુરાન્ ।**
**રક્તબિન્દોઃ પ્રતીચ્છ ત્વં વક્ત્રેણાનેન વેગિના[1] ॥ ૫૪ ॥**

**ભક્ષયન્તી ચર રણે તદુત્પન્નાન્મહાસુરાન્ ।**
**એવમેષ ક્ષયં દૈત્યઃ ક્ષીણરક્તો ગમિષ્યતિ ॥ ૫૫ ॥**

**ભક્ષ્યમાણાસ્ત્વયા ચોગ્રા ન ચોત્પત્સ્યન્તિ ચાપરે[2] ।**
**ઈત્યુક્ત્વા તાં તતો દેવી શૂલેનાભિજઘાન તમ્ ॥ ૫૬ ॥**

**મુખેન કાલી જગૃહે રક્તબીજસ્ય શોણિતમ્ ।**
**તતોઽસાવાજઘાનાથ ગદયા તત્ર ચણ્ડિકામ્ ॥ ૫૭ ॥**

**ન ચાસ્યા વેદનાં ચક્રે ગદાપાતોઽલ્પિકામપિ ।**
**તસ્યાહતસ્ય દેહાત્તુ બહુ સુસ્રાવ શોણિતમ્ ॥ ૫૮ ॥**

**યતસ્તતસ્તદ્વક્ત્રેણ ચામુણ્ડા સમ્પ્રતીચ્છતિ ।**
**મુખે સમુદ્ગતા યેઽસ્યા રક્તપાતાન્મહાસુરાઃ ॥ ૫૯ ॥**

---

તથા મારા શસ્ત્રપાતથી (રક્તબીજના શરીરમાંથી) પડતાં રક્તબિંદુઓને તથા તેમાંથી ઉત્પન્ન થતા મહાદૈત્યોને તમે પોતાના આ આતુર મુખથી ભરખી જાઓ. (૫૪) આ પ્રમાણે રક્તમાંથી ઉત્પન્ન થતા મહાદૈત્યોને ભરખી જતાં રહીને તમે યુદ્ધભૂમિમાં વિચરતાં રહો. આમ કરવાથી તે દૈત્યનું સઘળું લોહી ક્ષીણ થઈ જતાં તે પોતે પણ નષ્ટ થઈ જશે. (૫૫) તે ભયંકર દૈત્યોને તમે જ્યારે ભરખી જશો ત્યારે નવા દૈત્યો ઉત્પન્ન થઈ શકશે નહીં.'' કાલિકાને આ પ્રમાણે કહ્યા પછી દેવી ચંડિકાએ શૂળથી રક્તબીજને હણ્યો (૫૬) અને દેવી કાલિકાએ પોતાના મુખમાં તેનું રક્ત લઈ લીધું. ત્યારે તે દૈત્યે ત્યાં ગદાથી ચંડિકા પર પ્રહાર કર્યો. (૫૭) પરંતુ તે ગદા-પ્રહાર દેવીને જરા પણ વેદના પહોંચાડી શક્યો નહીં. રક્તબીજના ઘાયલ શરીરમાંથી ઘણુંબધું લોહી વહેવા લાગ્યું; (૫૮) પરંતુ જેવું તે વહ્યું કે તરત જ દેવી ચામુંડાએ તેને પોતાના

---

૧. પાઠાન્તર – વેગિતા । ૨. કોઈ-કોઈ પ્રતોમાં આના પછી 'ઋષિરુવાચ' - એટલો પાઠ વધુ છે.

તાંશ્ચખાદાથ ચામુણ્ડા પપૌ તસ્ય ચ શોણિતમ્ ।
દેવી શૂલેન વજ્રેણ[1] બાણૈરસિભિર્ઋષ્ટિભિઃ ॥ ૬૦ ॥

જઘાન રક્તબીજં તં ચામુણ્ડાપીતશોણિતમ્ ।
સ પપાત મહીપૃષ્ઠે શસ્ત્રસઙ્ઘસમા[2]હતઃ ॥ ૬૧ ॥

નીરક્તશ્ચ મહીપાલ રક્તબીજો મહાસુરઃ ।
તતસ્તે હર્ષમતુલમવાપુસ્ત્રિદશા નૃપ ॥ ૬૨ ॥

તેષાં માતૃગણો જાતો નનર્તાસૃઙ્મદોદ્ધતઃ ॥ ૐ ॥ ૬૩ ॥

ઇતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે
રક્તબીજવધો નામાષ્ટમોઽધ્યાયઃ ॥ ૮ ॥

[ઉવાચ ૧, અર્ધશ્લોકઃ ૧, શ્લોકાઃ ૬૧, એવમ્ ૬૩; એવમાદિતઃ ૫૦૨ ॥]

~~~~

મુખમાં લઈ લીધું. રક્તપાતથી કાલિકાના મુખમાં જે મહાદૈત્યો ઉત્પન્ન થયા તેમને પણ તેઓ ભરખી ગયાં અને રક્તબીજનું રક્ત પણ પી ગયાં. ત્યારપછી દેવીએ રક્તબીજને, કે જેનું રક્ત ચામુંડાદેવીએ પી લીધું હતું - તેને વજ્ર, બાણ, ખડ્ગ, ઋષ્ટિ વગેરે વડે હણી નાખ્યો. હે રાજન્! આ પ્રમાણે શસ્ત્રોના સમુદાયથી ઘાયલ અને રક્તહીન થયેલો તે મહાદૈત્ય રક્તબીજ ધરતી પર ઢળી પડ્યો. હે નરેશ્વર! આનાથી દેવતાઓ અનુપમ હર્ષ પામ્યા. (૫૯-૬૨) અને તે માતૃગણ તે અસુરોના રક્તપાનના મદથી ઉદ્ધત જેવો થઈને નૃત્ય કરવા લાગ્યો. (૬૩)

*શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો રક્તબીજ-વધ નામનો આઠમો અધ્યાય સમાપ્ત. (૮)*

*[ઉવાચ ૧, અર્ધશ્લોક ૧, શ્લોકો ૬૧; કુલ ૬૩ - એમ શરૂથી કુલ ૫૦૨.]*

~~~~

૧. પાઠાન્તર – ચક્રેણ । ૨. પા૦ – શસ્ત્રસંહતિતો હતઃ ।

# નવમો અધ્યાય

★ ★ ★

## નિશુંભનો વધ

★ ★ ★

### ધ્યાનમ્

ૐ બન્ધૂકકાઞ્ચનનિભં રુચિરાક્ષમાલાં
પાશાઙ્કુશૌ ચ વરદાં નિજબાહુદણ્ડૈઃ ।
બિભ્રાણમિન્દુશકલાભરણં ત્રિનેત્ર-
મર્ધામ્બિકેશમનિશં વપુરાશ્રયામિ ॥

'ૐ' રાજોવાચ ॥ ૧ ॥

વિચિત્રમિદમાખ્યાતં ભગવન્ ભવતા મમ ।
દેવ્યાશ્ચરિતમાહાત્મ્યં રક્તબીજવધાશ્રિતમ્ ॥ ૨ ॥

ભૂયશ્ચેચ્છામ્યહં શ્રોતું રક્તબીજે નિપાતિતે ।
ચકાર શુમ્ભો યત્કર્મ નિશુમ્ભશ્ચાતિકોપનઃ ॥ ૩ ॥

---

**ધ્યાન :** હું અર્ધનારીશ્વરના શ્રીવિગ્રહનું નિરંતર શરણ લઉં છું. તેમનો વર્ણ બંધૂકપુષ્પ અને સુવર્ણ જેવો રાતો-પીળો મિશ્રિત છે. તેઓ પોતાની ભુજાઓમાં સુંદર અક્ષમાળા, પાશ, અંકુશ અને વરદાયી-મુદ્રા ધારણ કરે છે, અર્ધચંદ્ર તેમનું આભૂષણ છે અને તેઓ ત્રણ નેત્રોથી સુશોભિત છે.

**ૐ રાજાએ કહ્યું** – (૧) હે ભગવાન! તમે રક્તબીજના વધ સાથે સંબંધિત દેવીચરિત્રનું આ અદ્ભુત માહાત્મ્ય મને કહી બતાવ્યું. (૨) હવે, રક્તબીજના માર્યા ગયા પછી અત્યંત ક્રોધે ભરાયેલા શુંભ અને નિશુંભે જે કંઈ કર્મ કર્યું તે હું સાંભળવા ઇચ્છું છું. (૩)

ઋષિરુવાચ ॥ ૪ ॥

ચકાર કોપમતુલં રક્તબીજે નિપાતિતે ।
શુમ્ભાસુરો નિશુમ્ભશ્ચ હતેષ્વન્યેષુ ચાહવે ॥ ૫ ॥

હન્યમાનં મહાસૈન્યં વિલોક્યામર્ષમુદ્વહન્ ।
અભ્યધાવન્નિશુમ્ભોઽથ મુખ્યયાસુરસેનયા ॥ ૬ ॥

તસ્યાગ્રતસ્તથા પૃષ્ઠે પાર્શ્વયોશ્ચ મહાસુરાઃ ।
સન્દષ્ટૌષ્ઠપુટાઃ ક્રુદ્ધા હન્તું દેવીમુપાયયુઃ ॥ ૭ ॥

આજગામ મહાવીર્યઃ શુમ્ભોઽપિ સ્વબલૈર્વૃતઃ ।
નિહન્તું ચણ્ડિકાં કોપાત્કૃત્વા યુદ્ધં તુ માતૃભિઃ ॥ ૮ ॥

તતો યુદ્ધમતીવાસીદ્દેવ્યા શુમ્ભનિશુમ્ભયોઃ ।
શરવર્ષમતીવોગ્રં મેઘયોરિવ વર્ષતોઃ ॥ ૯ ॥

ચિચ્છેદાસ્તાઞ્છરાંસ્તાભ્યાં ચણ્ડિકા સ્વ[1]શરોત્કરૈઃ ।
તાડયામાસ ચાઙ્ગેષુ શસ્ત્રૌઘૈરસુરેશ્વરૌ ॥ ૧૦ ॥

**ઋષિ કહે છે** – (૪) હે રાજન્! યુદ્ધમાં રક્તબીજ અને અન્ય દૈત્યોના માર્યા જવાથી શુંભ અને નિશુંભના ક્રોધનો કોઈ પાર રહ્યો નહીં. (૫) પોતાની વિશાળ સેના આ પ્રમાણે મારી જતી જોઈને નિશુંભ રોષે ભરાઈને દેવી તરફ દોડ્યો. તેની સાથે અસુરોની પ્રધાન સેના હતી. (૬) તેની આગળ, પાછળ તથા પડખે મોટા-મોટા દૈત્યો હતા, કે જેઓ ક્રોધી હોઠ ચાવતા-ચાવતા દેવીને મારી નાખવા આવી પહોંચ્યા હતા. (૭) મહાપરાક્રમી શુંભ પણ પોતાની સેના સાથે, માતૃગણો સાથે યુદ્ધ કરીને ચંડિકાને મારવા માટે ક્રોધવશ આવી પહોંચ્યો. (૮) ત્યારે દેવીની સાથે શુંભ અને નિશુંભનો ઘોર સંગ્રામ મચી ગયો. તે બંને દૈત્યો વાદળોની જેમ બાણોની ભયંકર વૃષ્ટિ કરી રહ્યા હતા. (૯) તે બંનેએ ચલાવેલાં બાણોને દેવી ચંડિકાએ પોતાનાં બાણોના સમૂહથી તરત જ કાપી

૧. પાઠાન્તર – ઽઽશુ શરોત્કરૈઃ ।

નિશુમ્ભો નિશિતં ખડ્ગં ચર્મ ચાદાય સુપ્રભમ્ ।
અતાડયન્મૂર્ધ્નિ સિંહં દેવ્યા વાહનમુત્તમમ્ ॥ ૧૧ ॥

તાડિતે વાહને દેવી ક્ષુરપ્રેણાસિમુત્તમમ્ ।
નિશુમ્ભસ્યાશુ ચિચ્છેદ ચર્મ ચાપ્યષ્ટચન્દ્રકમ્ ॥ ૧૨ ॥

છિન્ને ચર્મણિ ખડ્ગે ચ શક્તિં ચિક્ષેપ સોઽસુરઃ ।
તામપ્યસ્ય દ્વિધા ચક્રે ચક્રેણાભિમુખાગતામ્ ॥ ૧૩ ॥

કોપાધ્માતો નિશુમ્ભોઽથ શૂલં જગ્રાહ દાનવઃ ।
આયાતં[1] મુષ્ટિપાતેન દેવી તચ્ચાપ્યચૂર્ણયત્ ॥ ૧૪ ॥

આવિધ્યાથ[2] ગદાં સોઽપિ ચિક્ષેપ ચણ્ડિકાં પ્રતિ ।
સાપિ દેવ્યા ત્રિશૂલેન ભિન્ના ભસ્મત્વમાગતા ॥ ૧૫ ॥

તતઃ પરશુહસ્તં તમાયાન્તં દૈત્યપુઙ્ગવમ્ ।
આહત્ય દેવી બાણૌઘૈરપાતયત ભૂતલે ॥ ૧૬ ॥

---

નાખ્યાં અને શસ્ત્રોના સમૂહની વૃષ્ટિ કરીને તે બંને દૈત્યપતિઓનાં અંગોને પીટી નાખ્યાં. (૧૦) નિશુંભે તીક્ષ્ણ તલવાર અને ચમકતી ઢાલ લઈને દેવીના શ્રેષ્ઠ વાહન સિંહના મસ્તક પર પ્રહાર કર્યો. (૧૧) પોતાના વાહન પર પ્રહાર થવાથી દેવીએ ક્ષુરપ્ર નામના બાણથી નિશુંભની શ્રેષ્ઠ તલવારને તરત જ કાપી નાખી અને તેની ઢાલના, કે જેમાં આઠ ચંદ્ર જડેલા હતા તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. (૧૨) ઢાલ અને તલવારના કપાઈ જવાથી તે અસુરે શક્તિ ચલાવી, પરંતુ સામે આવતાં જ દેવીએ (પોતાના) ચક્રથી તેના પણ બે ટુકડા કરી નાખ્યા. (૧૩) હવે તો નિશુંભ ક્રોધથી બળી ઊઠ્યો અને તે દાનવે દેવીને હણવા માટે શૂળ ઉપાડ્યું, પરંતુ દેવીએ નજીકમાં આવતાં જ તેનો પણ મુક્કાના પ્રહારથી ચૂરો કરી નાખ્યો. (૧૪) ત્યારે તેણે ગદા ઘુમાવીને ચંડિકા પર ચલાવી; પરંતુ તે પણ દેવીના ત્રિશૂળથી કપાઈને ભસ્મ થઈ ગઈ. (૧૫) ત્યારપછી દૈત્યરાજ નિશુંભને હાથમાં પરશુ લઈને આવતો જોઈને દેવીએ બાણના સમૂહોથી તેને

---

૧. પાઠાન્તર – આયાન્તં । ૨. પા૦ – અથાદાય ।

**તસ્મિન્નિપતિતે ભૂમૌ નિશુમ્ભે ભીમવિક્રમે ।**
**ભ્રાતર્યતીવ સંક્રુદ્ધઃ પ્રયયૌ હન્તુમમ્બિકામ્ ॥ ૧૭ ॥**

**સ રથસ્થસ્તથાત્યુચ્ચૈર્ગૃહીતપરમાયુધૈઃ ।**
**ભુજૈરષ્ટાભિરતુલૈર્વ્યાપ્યાશેષં બભૌ નભઃ ॥ ૧૮ ॥**

**તમાયાન્તં સમાલોક્ય દેવી શઙ્ખમવાદયત્ ।**
**જ્યાશબ્દં ચાપિ ધનુષશ્ચકારાતીવ દુઃસહમ્ ॥ ૧૯ ॥**

**પૂરયામાસ કકુભો નિજઘણ્ટાસ્વનેન ચ ।**
**સમસ્તદૈત્યસૈન્યાનાં તેજોવધવિધાયિના ॥ ૨૦ ॥**

**તતઃ સિંહો મહાનાદૈસ્ત્યાજિતેભમહામદૈઃ ।**
**પૂરયામાસ ગગનં ગાં તથૈવ[1] દિશો દશ ॥ ૨૧ ॥**

**તતઃ કાલી સમુત્પત્ય ગગનં ક્ષ્મામતાડયત્ ।**
**કરાભ્યાં તન્નિનાદેન પ્રાક્સ્વનાસ્તે તિરોહિતાઃ ॥ ૨૨ ॥**

---

ઘાયલ કરીને ભોંયભેગો કર્યો. (૧૬) તે ભયંકર પરાક્રમી ભાઈ નિશુંભના ભોંયેભેગા થવાથી શુંભને ઘણો ક્રોધ થયો અને અંબિકાનો વધ કરવા માટે તે આગળ વધ્યો. (૧૭) રથ પર બેઠાં બેઠાં જ ઉત્તમ આયુધોથી સુશોભિત પોતાની લાંબી-લાંબી આઠ અનુપમ ભુજાઓથી સઘળા આકાશને ઢાંકી દેતો તે અદ્ભુત શોભવા લાગ્યો. (૧૮) તેને આવતો જોઈને દેવીએ શંખ વગાડ્યો અને ધનુષ્યની પ્રત્યંચાનો પણ અત્યંત દુઃસહ્ય અવાજ કર્યો. (૧૯) સાથોસાથ પોતાના ઘંટારવથી, કે જે સમસ્ત દૈત્ય-યોદ્ધાઓના તેજને નષ્ટ કરનારો હતો તેનાથી સમસ્ત દિશાઓને ભરી દીધી. (૨૦) ત્યારબાદ સિંહે પણ પોતાની ત્રાડથી, કે જેને સાંભળીને મોટા-મોટા ગજરાજોનો મહાન મદ દૂર થઈ જતો હતો તેનાથી આકાશ, પૃથ્વી અને દશે દિશાઓને ગુંજતી કરી મૂકી. (૨૧) પછી દેવી કાલિકાએ આકાશમાં ઊછળીને પોતાના બંને હાથોથી પૃથ્વી પર આઘાત કર્યો, જેનાથી એવો ભયંકર અવાજ થયો કે જેને લીધે અગાઉના બધા જ અવાજો શમી ગયા. (૨૨)

૧. પાઠાન્તર – તથોપદિશો ।

**અટ્ટાટ્ટહાસમશિવં શિવદૂતી ચકાર હ ।
તૈઃ શબ્દૈરસુરાસ્ત્રેસુઃ શુમ્ભઃ કોપં પરં યયૌ ॥ ૨૩ ॥**

**દુરાત્મંસ્તિષ્ઠ તિષ્ઠેતિ વ્યાજહારામ્બિકા યદા ।
તદા જયેત્યભિહિતં દેવૈરાકાશસંસ્થિતૈઃ ॥ ૨૪ ॥**

**શુમ્ભેનાગત્ય યા શક્તિર્મુક્તા જ્વાલાતિભીષણા ।
આયાન્તી વહ્નિકૂટાભા સા નિરસ્તા મહોલ્કયા ॥ ૨૫ ॥**

**સિંહનાદેન શુમ્ભસ્ય વ્યાપ્તં લોકત્રયાન્તરમ્ ।
નિર્ઘાતનિઃસ્વનો ઘોરો જિતવાનવનીપતે ॥ ૨૬ ॥**

**શુમ્ભમુક્તાઞ્છરાન્દેવી શુમ્ભસ્તત્પ્રહિતાઞ્છરાન્ ।
ચિચ્છેદ સ્વશરૈરુગ્રૈઃ શતશોઽથ સહસ્રશઃ ॥ ૨૭ ॥**

**તતઃ સા ચણ્ડિકા ક્રુદ્ધા શૂલેનાભિજઘાન તમ્ ।
સ તદાભિહતો ભૂમૌ મૂર્ચ્છિતો નિપપાત હ ॥ ૨૮ ॥**

---

એ પછી શિવદૂતીએ દૈત્યો માટે અમંગળજનક અટ્ટહાસ્ય કર્યું, તે હાસ્યધ્વનિ સાંભળીને સમસ્ત અસુરો થરથરી ઊઠ્યા; પરંતુ શુંભને ઘણો ક્રોધ થયો. (૨૩) તે સમયે દેવીએ જ્યારે શુંભને લક્ષ્ય કરીને કહ્યું કે 'ઓ દુરાત્મા! ઊભો રહે, ઊભો રહે!' - ત્યારે આકાશમાં ઊભેલા દેવતાઓ બોલી ઊઠ્યા – 'જય હો! જય હો!' (૨૪) શુંભે ત્યાં આવીને જ્વાળાઓથી યુક્ત અત્યંત ભયાનક શક્તિ છોડી. અગ્નિમય પર્વતની જેમ આવતી તે શક્તિને દેવીએ પણ મહાન ઉલ્કાથી દૂર હટાવી દીધી. (૨૫) તે સમયે શુંભની સિંહગર્જનાથી ત્રણે લોક ગુંજી ઊઠ્યા. હે રાજન્! તેના પડેલા પડઘાનો વજ્રપાત જેવો ભયાનક અવાજ થયો, કે જેણે અન્ય તમામ અવાજોને જીતી લીધા. (૨૬) શુંભ છોડેલાં બાણોના દેવીએ અને દેવીએ છોડેલાં બાણોના શુંભે પોતપોતાનાં ભયંકર બાણો વડે સેંકડો અને હજારો ટુકડા કરી દીધા. (૨૭) ત્યારે ક્રોધે ભરાયેલાં ચંડિકાએ શુંભને શૂળથી હણ્યો અને તેના આઘાતથી મૂર્ચ્છિત થઈને તે ધરતી પર ઢળી પડ્યો. (૨૮)

તતો નિશુમ્ભઃ સમ્પ્રાપ્ય ચેતનામાત્તકાર્મુકઃ ।
આજઘાન શરૈર્દેવીં કાલીં કેસરિણં તથા ॥ ૨૯ ॥

પુનશ્ચ કૃત્વા બાહૂનામયુતં દનુજેશ્વરઃ ।
ચક્રાયુધેન દિતિજશ્છાદયામાસ ચણ્ડિકામ્ ॥ ૩૦ ॥

તતો ભગવતી ક્રુદ્ધા દુર્ગા દુર્ગાર્તિનાશિની ।
ચિચ્છેદ તાનિ ચક્રાણિ સ્વશરૈઃ સાયકાંશ્ચ તાન્ ॥ ૩૧ ॥

તતો નિશુમ્ભો વેગેન ગદામાદાય ચણ્ડિકામ્ ।
અભ્યધાવત વૈ હન્તું દૈત્યસેનાસમાવૃતઃ ॥ ૩૨ ॥

તસ્યાપતત એવાશુ ગદાં ચિચ્છેદ ચણ્ડિકા ।
ખડ્ગેન શિતધારેણ સ ચ શૂલં સમાદદે ॥ ૩૩ ॥

શૂલહસ્તં સમાયાન્તં નિશુમ્ભમમરાર્દનમ્ ।
હૃદિ વિવ્યાધ શૂલેન વેગાવિદ્ધેન ચણ્ડિકા ॥ ૩૪ ॥

ભિન્નસ્ય તસ્ય શૂલેન હૃદયાન્નિઃસૃતોઽપરઃ ।
મહાબલો મહાવીર્યસ્તિષ્ઠેતિ પુરુષો વદન્ ॥ ૩૫ ॥

---

એ દરમિયાન જ નિશુંભ ભાનમાં આવ્યો અને તેણે હાથમાં ધનુષ્ય લઈને બાણો વડે દેવી કાલિકાને તથા સિંહને ઘાયલ કરી દીધાં. (૨૯) એ પછી તે દૈત્યરાજે દશ હજાર હાથ કરીને ચક્રોના પ્રહારોથી ચંડિકાને ઢાંકી દીધાં. (૩૦) ત્યારે દુર્ગમ પીડાનો નાશ કરનારાં ભગવતી દુર્ગાએ ક્રુદ્ધ થઈને પોતાનાં બાણોથી તે ચક્રોને તથા બાણોને છેદી નાખ્યાં. (૩૧) આ જોઈને ચંડિકાનો વધ કરવા માટે પોતાની દૈત્યસેના સાથે નિશુંભ હાથમાં ગદા લઈને ભારે વેગપૂર્વક ધસ્યો. (૩૨) તેના ધસી આવતાં જ ચંડિકાએ તીક્ષ્ણ ધારવાળી તલવારથી તેની ગદાને તરત જ કાપી નાખી. ત્યારે તેણે હાથમાં શૂળ લીધું. (૩૩) દેવતાઓને પીડનારા નિશુંભને હાથમાં શૂળ લીધેલો આવતો જોઈને ચંડિકાએ વેગપૂર્વક પોતાનું શૂળ ચલાવ્યું અને તેની છાતી ચીરી નાખી. (૩૪) શૂળથી ચિરાઈ જવાથી તેની

તસ્ય નિષ્ક્રામતો દેવી પ્રહસ્ય સ્વનવત્તતઃ ।
શિરશ્ચિચ્છેદ ખડ્ગેન તતોઽસાવપતદ્ભુવિ ॥ ૩૬ ॥

તતઃ સિંહશ્ચખાદોગ્રં[1] દંષ્ટ્રાક્ષુણ્ણશિરોધરાન્ ।
અસુરાંસ્તાંસ્તથા કાલી શિવદૂતી તથાપરાન્ ॥ ૩૭ ॥

કૌમારીશક્તિનિર્ભિન્નાઃ કેચિન્નેશુર્મહાસુરાઃ ।
બ્રહ્માણીમન્ત્રપૂતેન તોયેનાન્યે નિરાકૃતાઃ ॥ ૩૮ ॥

માહેશ્વરીત્રિશૂલેન ભિન્નાઃ પેતુસ્તથાપરે ।
વારાહીતુણ્ડઘાતેન કેચિચ્ચૂર્ણીકૃતા ભુવિ ॥ ૩૯ ॥

ખણ્ડં[2] ખણ્ડં ચ ચક્રેણ વૈષ્ણવ્યા દાનવાઃ કૃતાઃ ।
વજ્રેણ ચૈન્દ્રીહસ્તાગ્રવિમુક્તેન તથાપરે ॥ ૪૦ ॥

---

છાતીમાંથી બીજો મહાબળવાન અને મહાપરાક્રમી પુરુષ 'ઊભી રહે, ઊભી રહે' – કહેતો બહાર આવ્યો. (૩૫) બહાર નીકળેલા તે પુરુષના શબ્દો સાંભળીને દેવી ખડખડાટ હસી પડ્યાં અને તેમણે ખડ્ગથી તેનું માથું વાઢી નાખ્યું. પછી તો તે પૃથ્વી પર પટકાઈ પડ્યો. (૩૬) ત્યારબાદ (દેવીનું વાહન) સિંહ પોતાની દાઢોથી અસુરોની ગરદનો કચરી કચરીને ખાવા લાગ્યો. આ ઘણું ભયંકર દશ્ય હતું. પેલી તરફ કાલિકા અને શિવદૂતીએ પણ અન્ય બીજા દૈત્યોનું ભક્ષણ કરવાનું આરંભ્યું. (૩૭) કૌમારીની શક્તિથી છેદાઈ જઈને કેટલાયે મહાદૈત્યો નાશ પામ્યા. બ્રહ્માણીના મંત્રથી પવિત્ર કરાયેલા જળથી કેટલાયે દૈત્યો નિસ્તેજ થઈને નાસી છૂટ્યા. (૩૮) માહેશ્વરીના ત્રિશૂળથી કેટલાય દૈત્યો છિન્ન-ભિન્ન થઈને ધરાશાયી થઈ ગયા. વારાહીના માથાના આઘાતથી કેટલાય દૈત્યો ચૂરેચૂરા થઈ ગયા. (૩૯) વૈષ્ણવીએ પણ પોતાના ચક્રથી દાનવોના ટુકડે-ટુકડા કરી નાખ્યા. ઐન્દ્રીના હાથમાંથી છૂટેલા વજ્રથી કેટલાય દૈત્યોએ પ્રાણ છોડ્યા. (૪૦)

---

૧. પાઠાન્તર – દોગ્રદંષ્ટ્ર૦ । ૨. પા૦ – ખણ્ડખણ્ડં ।

કેચિદ્વિનેશુરસુરાઃ કેચિન્નષ્ટા મહાહવાત્ ।
ભક્ષિતાશ્ચાપરે કાલીશિવદૂતીમૃગાધિપૈઃ ॥ ૐ ॥ ૪૧ ॥

*ઇતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે નિશુમ્ભવધો નામ નવમોऽધ્યાયઃ ॥ ૯ ॥*

*[ઉવાચ ૨, શ્લોકાઃ ૩૯, એવમ્ ૪૧; એવમાદિતઃ ૫૪૩ ॥]*

~~~~

કેટલાક અસુરો નાશ પામ્યા, કેટલાક તે મહાયુદ્ધમાંથી ભાગી છૂટ્યા અને કેટલાયે કાલિકા, શિવદૂતી તથા સિંહના કોળિયા બની ગયા. (૪૧)

*શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો નિશુંભ-વધ નામનો નવમો અધ્યાય સમાપ્ત. (૯)*

*[ઉવાચ ૨, શ્લોકો ૩૯, કુલ ૪૧; એમ શરૂથી કુલ ૫૪૩.]*

~~~~

# દશમો અધ્યાય

★ ★ ★

## શુંભનો વધ

★ ★ ★

**ધ્યાનમ્**

ૐ ઉત્તપ્તહેમરુચિરાં રવિચન્દ્રવહ્નિ-
નેત્રાં ધનુશ્શરયુતાઙ્કુશપાશશૂલમ્ ।
રમ્યૈર્ભુજૈશ્ચ દધતીં શિવશક્તિરૂપાં
કામેશ્વરીં હૃદિ ભજામિ ધૃતેન્દુલેખામ્ ॥

'ૐ' ઋષિરુવાચ ॥ ૧ ॥

નિશુમ્ભં નિહતં દૃષ્ટ્વા ભ્રાતરં પ્રાણસમ્મિતમ્ ।
હન્યમાનં બલં ચૈવ શુમ્ભઃ ક્રુદ્ધોઽબ્રવીદ્વચઃ ॥ ૨ ॥
બલાવલેપા[૧]દ્દુષ્ટે ત્વં મા દુર્ગે ગર્વમાવહ ।
અન્યાસાં બલમાશ્રિત્ય યુદ્ધ્યસે યાતિમાનિની ॥ ૩ ॥

---

**ધ્યાન :** હું મસ્તક પર અર્ધચંદ્ર ધારણ કરનારાં શિવશક્તિ-સ્વરૂપા ભગવતી કામેશ્વરીનું હૃદયમાં ભજન (ધ્યાન) કરું છું. તેઓ તપાવેલા સુવર્ણ જેવાં સુંદર છે. સૂર્ય, ચંદ્રમા અને અગ્નિ - આ જ ત્રણ તેમનાં નેત્રો છે તથા તેઓ પોતાની મનોહર ભુજાઓમાં ધનુષ્ય-બાણ, અંકુશ, પાશ અને શૂળ ધારણ કરેલાં છે.

**'ૐ' ઋષિ કહે છે** – (૧) હે રાજન્! પોતાના પ્રાણ સમાન પ્રિય ભાઈ નિશુંભને માર્યો ગયેલો જોઈને તથા સઘળી સેનાનો સંહાર થતો જાણીને શુંભે ક્રોધિત થઈને કહ્યું – (૨) ''દુષ્ટ દુર્ગા! તું બળના અભિમાનમાં આવીને ખોટેખોટો ઘમંડ ના બતાવીશ. તું ઘણી માનિની બનેલી છે; પરંતુ (તું તો) બીજી સ્ત્રીઓના બળનો સહારો લઈને યુદ્ધ કરે છે!'' (૩)

---

૧. પાઠાન્તર – પદ્દુ૦ ।

દેવ્યુવાચ ॥ ૪ ॥

એકૈવાહં જગત્યત્ર દ્વિતીયા કા મમાપરા ।
પશ્યૈતા દુષ્ટ મય્યેવ વિશન્ત્યો મદ્વિભૂતયઃ[1] ॥ ૫ ॥

તતઃ સમસ્તાસ્તા દેવ્યો બ્રહ્માણીપ્રમુખા લયમ્ ।
તસ્યા દેવ્યાસ્તનૌ જગ્મુરેકૈવાસીત્તદામ્બિકા ॥ ૬ ॥

દેવ્યુવાચ ॥ ૭ ॥

અહં વિભૂત્યા બહુભિરિહ રૂપૈર્યદાસ્થિતા ।
તત્સંહૃતં મયૈકૈવ તિષ્ઠામ્યાજૌ સ્થિરો ભવ ॥ ૮ ॥

ઋષિરુવાચ ॥ ૯ ॥

તતઃ પ્રવવૃતે યુદ્ધં દેવ્યાઃ શુમ્ભસ્ય ચોભયોઃ ।
પશ્યતાં સર્વદેવાનામસુરાણાં ચ દારુણમ્ ॥ ૧૦ ॥

શરવર્ષૈઃ શિતૈઃ શસ્ત્રૈસ્તથાસ્ત્રૈશ્ચૈવ દારુણૈઃ ।
તયોર્યુદ્ધમભૂદ્ભૂયઃ સર્વલોકભયઙ્કરમ્ ॥ ૧૧ ॥

---

**દેવી બોલ્યાં** – (૪) ઓ દુષ્ટ! હું એકલી જ છું. આ સંસારમાં મારા સિવાય બીજી કોણ છે? જો, આ બધી મારી જ વિભૂતિઓ છે, તેથી મારામાં જ પ્રવેશ કરી રહી છે. (૫)

ત્યારબાદ બ્રહ્માણી વગેરે સમસ્ત દેવીઓ અંબિકાદેવીના શરીરમાં લીન થઈ ગઈ અને ત્યારે માત્ર અંબિકાદેવી જ રહ્યાં. (૬)

**દેવી બોલ્યાં** – (૭) હું પોતાની ઐશ્વર્યશક્તિથી અનેક રૂપોમાં અહીં ઉપસ્થિત થઈ હતી, તે બધાં રૂપોને મેં સમેટી લીધાં. હવે હું એકલી જ યુદ્ધમાં ઊભી છું. તું પણ સ્થિર થઈ જા. (૮)

**ઋષિ કહે છે** – (૯) ત્યારબાદ દેવી અને શુંભ - બંને વચ્ચે બધા દેવતાઓના તથા દાનવોના દેખતાં જ ભયંકર યુદ્ધ છેડાઈ ગયું. (૧૦) બાણોની વર્ષા અને તીક્ષ્ણ શસ્ત્રો તેમ જ દારુણ અસ્ત્રોના પ્રહારોને કારણે

---

૧. કોઈ-કોઈ પ્રતોમાં આના પછી 'ઋષિરુવાચ' - આટલો પાઠ વધુ છે.

દિવ્યાન્યસ્ત્રાણિ શતશો મુમુચે યાન્યથામ્બિકા ।
બભઞ્જ તાનિ દૈત્યેન્દ્રસ્તત્પ્રતીઘાતકર્તૃભિઃ ॥ ૧૨ ॥

મુક્તાનિ તેન ચાસ્ત્રાણિ દિવ્યાનિ પરમેશ્વરી ।
બભઞ્જ લીલયૈવોગ્રહુ[૧]ઙ્કારોચ્ચારણાદિભિઃ ॥ ૧૩ ॥

તતઃ શરશતૈર્દેવીમાચ્છાદયત સોઽસુરઃ ।
સાપિ[૨] તત્કુપિતા દેવી ધનુશ્ચિચ્છેદ ચેષુભિઃ ॥ ૧૪ ॥

છિન્ને ધનુષિ દૈત્યેન્દ્રસ્તથા શક્તિમથાદદે ।
ચિચ્છેદ દેવી ચક્રેણ તામપ્યસ્ય કરે સ્થિતામ્ ॥ ૧૫ ॥

તતઃ ખડ્ગમુપાદાય શતચન્દ્રં ચ ભાનુમત્ ।
અભ્યધાવત્ત[૩]દા દેવીં દૈત્યાનામધિપેશ્વરઃ ॥ ૧૬ ॥

તસ્યાપતત એવાશુ ખડ્ગં ચિચ્છેદ ચણ્ડિકા ।
ધનુર્મુક્તૈઃ શિતૈર્બાણૈશ્ચર્મ ચાર્કકરામલમ્[૪] ॥ ૧૭ ॥

---

તે બંનેનું યુદ્ધ બધા લોકો માટે ઘણું ભયાનક લાગ્યું. (૧૧) તે સમયે દેવી અંબિકાએ જે સેંકડો દિવ્ય અસ્ત્રો છોડ્યાં તેમને દૈત્યરાજ શુંભે તેમનું નિવારણ કરનારાં અસ્ત્રો વડે કાપી નાખ્યાં. (૧૨) આ પ્રમાણે શુંભે પણ જે અસ્ત્રો છોડ્યાં તેમને પરમેશ્વરીએ ભયંકર હુંકાર શબ્દનું ઉચ્ચારણ વગેરે વડે રમત-રમતમાં (લીલાપૂર્વક) જ નષ્ટ કરી નાખ્યાં. (૧૩) ત્યારે તે અસુરે સેંકડો બાણોથી દેવીને ઢાંકી દીધાં. આ જોઈને ક્રોધે ભરાયેલાં તે દેવીએ પણ બાણ મારીને તેનું ધનુષ્ય કાપી નાખ્યું. (૧૪) ધનુષ્ય કપાઈ જવાથી દૈત્યરાજે વળી હાથમાં શક્તિ લીધી, પરંતુ દેવીએ ચક્રથી તેના હાથમાંની શક્તિને પણ કાપી નાખી. (૧૫) ત્યારપછી દૈત્યોના સ્વામી શુંભે સો ચંદ્રવાળી ચમકતી ઢાલ અને તલવાર હાથમાં લઈને તે સમયે દેવી પર હુમલો કર્યો. (૧૬) તેના ધસી આવતાં જ દેવી ચંડિકાએ પોતાના ધનુષ્યમાંથી છોડેલાં તીક્ષ્ણ

---

૧. પાઠાન્તર – હૂ૦ । ૨. પા૦ – સા ચ । ૩. પા૦ – વત તાં હન્તું દૈત્યા૦ । ૪. આના પછી કોઈ-કોઈ પ્રતોમાં 'અશ્વાંશ્ચ પાતયામાસ રથં સારથિના સહ । – આટલો પાઠ વધુ છે.

હતાશ્વઃ સ તદા દૈત્યશ્છિન્નધન્વા વિસારથિઃ ।
જગ્રાહ મુદ્ગરં ઘોરમમ્બિકાનિધનોદ્યતઃ ॥ ૧૮ ॥

ચિચ્છેદાપતતસ્તસ્ય મુદ્ગરં નિશિતૈઃ શરૈઃ ।
તથાપિ સોઽભ્યધાવત્તાં મુષ્ટિમુદ્યમ્ય વેગવાન્ ॥ ૧૯ ॥

સ મુષ્ટિં પાતયામાસ હૃદયે દૈત્યપુઙ્ગવઃ ।
દેવ્યાસ્તં ચાપિ સા દેવી તલેનોરસ્યતાડયત્ ॥ ૨૦ ॥

તલપ્રહારાભિહતો નિપપાત મહીતલે ।
સ દૈત્યરાજઃ સહસા પુનરેવ તથોત્થિતઃ ॥ ૨૧ ॥

ઉત્પત્ય ચ પ્રગૃહ્યોચ્ચૈર્દેવીં ગગનમાસ્થિતઃ ।
તત્રાપિ સા નિરાધારા યુયુધે તેન ચણ્ડિકા ॥ ૨૨ ॥

નિયુદ્ધં ખે તદા દૈત્યશ્ચણ્ડિકા ચ પરસ્પરમ્ ।
ચક્રતુઃ પ્રથમં સિદ્ધમુનિવિસ્મયકારકમ્ ॥ ૨૩ ॥

---

બાણો વડે તેની સૂર્યકિરણો જેવી ઉજ્જવળ ઢાલ અને તલવારને તરત જ કાપી નાખ્યાં. (૧૭) એ પછી તે દૈત્યના ઘોડા અને સારથિ માર્યા ગયા. તેનું ધનુષ્ય તો પહેલાં કપાઈ ચૂક્યું હતું; તેથી હવે તેણે અંબિકાને મારવા માટે ઉદ્યત થઈને ભયંકર મગદળ હાથમાં લીધું. (૧૮) તેને આવતો જોઈને દેવીએ પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેનું મગદળ પણ કાપી નાખ્યું. તેમ છતાં પણ તે અસુર મુક્કો વાળીને ભારે વેગપૂર્વક દેવી તરફ ધસ્યો. (૧૯) તે દૈત્યરાજે દેવીની છાતીમાં મુક્કો માર્યો, ત્યારે તે દેવીએ પણ તેની છાતીમાં એક થાપટ ચોડી દીધી. (૨૦) દેવીની થાપટ ખાઈને દૈત્યરાજ શુંભ ધરતી પર લથડી પડ્યો, પરંતુ ફરીથી એકાએક પહેલાંની જેમ જ ઊભો થઈ ગયો. (૨૧) પછી તે ઊછળ્યો અને દેવીને ઉપર ઊંચકીને આકાશમાં જઈ ઊભો. ત્યારે દેવી ચંડિકા આકાશમાં પણ કશાય આધાર વિના જ શુંભની સાથે યુદ્ધ કરવા લાગ્યાં. (૨૨) તે સમયે દૈત્ય અને ચંડિકા આકાશમાં એકબીજા સાથે જે યુદ્ધ કરી રહ્યાં હતાં તે તેમનું યુદ્ધ પ્રથમ તો સિદ્ધો અને મુનિઓને આશ્ચર્યમુગ્ધ કરનારું નીવડ્યું. (૨૩)

તતો નિયુદ્ધં સુચિરં કૃત્વા તેનામ્બિકા સહ ।
ઉત્પાત્ય ભ્રામયામાસ ચિક્ષેપ ધરણીતલે ॥ ૨૪ ॥

સ ક્ષિપ્તો ધરણીં પ્રાપ્ય મુષ્ટિમુદ્યમ્ય વેગિતઃ[૧] ।
અભ્યધાવત દુષ્ટાત્મા ચણ્ડિકાનિધનેચ્છયા ॥ ૨૫ ॥

તમાયાન્તં તતો દેવી સર્વદૈત્યજનેશ્વરમ્ ।
જગત્યાં પાતયામાસ ભિત્ત્વા શૂલેન વક્ષસિ ॥ ૨૬ ॥

સ ગતાસુઃ પપાતોર્વ્યાં દેવીશૂલાગ્રવિક્ષતઃ ।
ચાલયન્ સકલાં પૃથ્વીં સાબ્ધિદ્વીપાં સપર્વતામ્ ॥ ૨૭ ॥

તતઃ પ્રસન્નમખિલં હતે તસ્મિન્ દુરાત્મનિ ।
જગત્સ્વાસ્થ્યમતીવાપ નિર્મલં ચાભવન્નભઃ ॥ ૨૮ ॥

ઉત્પાતમેઘાઃ સોલ્કા યે પ્રાગાસંસ્તે શમં યયુઃ ।
સરિતો માર્ગવાહિન્યસ્તથાસંસ્તત્ર પાતિતે ॥ ૨૯ ॥

---

અંબિકાએ શુંભ સાથે દીર્ઘકાળ સુધી યુદ્ધ કર્યું, તે પછી તેને ઊંચકીને ઘુમાવ્યો અને પૃથ્વી પર પટક્યો. (૨૪) પટકી દેવાથી પૃથ્વી પર પડ્યા પછી તે દુષ્ટાત્મા દૈત્ય ચંડિકાનો વધ કરવા માટે ફરીથી તેમની તરફ ભારે વેગથી ધસ્યો. (૨૫) સમસ્ત દૈત્યોના રાજા શુંભને (આ રીતે) પોતાની તરફ ધસી આવતો જોઈને દેવીએ ત્રિશૂળથી તેની છાતીમાં છેદ કરીને તેને ધરાશાયી કર્યો. (૨૬) દેવીના શૂળથી ઘાયલ થવાથી તેના પ્રાણ નીકળી ગયા અને સમુદ્રો, દ્વીપો અને પર્વતો સહિત સઘળી પૃથ્વીને કંપાવતો ધરતી પર ઢળી પડ્યો. (૨૭) ત્યારબાદ તે દુરાત્માના માર્યા જવાથી સમસ્ત જગત પ્રસન્ન અને સંપૂર્ણ સ્વસ્થ થઈ ગયું તથા આકાશ પણ સ્વચ્છ દેખાવા લાગ્યું. (૨૮) અગાઉ જે ઉત્પાતસૂચક વર્ષા અને ઉલ્કાપાત થતાં હતાં હવે શાંત થઈ ગયાં તથા તે દૈત્યના માર્યા જવાથી નદીઓ પણ તેમના યોગ્ય માર્ગે વહેવા લાગી. (૨૯)

---

૧. પાઠાન્તર – વેગવાન્ ।

તતો દેવગણાઃ સર્વે હર્ષનિર્ભરમાનસાઃ ।
બભૂવુર્નિહતે તસ્મિન્ ગન્ધર્વા લલિતં જગુઃ ॥ ૩૦ ॥

અવાદયંસ્તથૈવાન્યે નનૃતુશ્ચાપ્સરોગણાઃ ।
વવુઃ પુણ્યાસ્તથા વાતાઃ સુપ્રભોઽભૂદ્દિવાકરઃ ॥ ૩૧ ॥

જજ્વલુશ્ચાગ્નયઃ શાન્તાઃ શાન્તા દિગ્જનિતસ્વનાઃ ॥ ૐ ॥ ૩૨ ॥

*ઇતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે શુમ્ભવધો નામ દશમોઽધ્યાયઃ ॥ ૧૦ ॥*

*[ઉવાચ ૪, અર્ધશ્લોકઃ ૧, શ્લોકાઃ ૨૭, એવમ્ ૩૨; એવમાદિતઃ ૫૭૫ ॥]*

~~~~

---

તે સમયે શુંભના હણાયા પછી સમસ્ત દેવતાઓનાં હૈયાં હર્ષથી ભરાઈ ગયાં અને ગંધર્વો મધુર ગાન કરવા લાગ્યા. (૩૦) બીજા ગંધર્વો વાદ્યો વગાડવા લાગ્યા અને અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. પવિત્ર વાયુ લહેરાવા લાગ્યો; અને સૂર્યનું તેજ ઉત્તમ થઈ ગયું. (૩૧) અગ્નિશાળાનો બુઝાઈ ગયેલો અગ્નિ આપોઆપ પ્રજ્વળી ઊઠ્યો અને સમસ્ત દિશાઓમાંના ભયંકર અવાજો શમી ગયા. (૩૨)

*શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો શુંભવધ નામનો દશમો અધ્યાય સમાપ્ત. (૧૦)*

*[ઉવાચ ૪, અર્ધશ્લોક ૧, શ્લોકો ૨૭; કુલ ૩૨ - એમ શરૂથી કુલ ૫૭૫.]*

~~~~

# અગિયારમો અધ્યાય

★ ★ ★

## દેવતાઓએ કરેલી દેવીસ્તુતિ તથા દેવીએ દેવતાઓને આપેલું વરદાન

★ ★ ★

### ધ્યાનમ્

'ૐ' બાલરવિદ્યુતિમિન્દુકિરીટાં તુઙ્ગકુચાં નયનત્રયયુક્તામ્ ।
સ્મેરમુખીં વરદાઙ્કુશપાશાભીતિકરાં પ્રભજે ભુવનેશીમ્ ॥

'ૐ' ઋષિરુવાચ ॥ ૧ ॥

દેવ્યા હતે તત્ર મહાસુરેન્દ્રે
સેન્દ્રાઃ સુરા વહ્નિપુરોગમાસ્તામ્ ।
કાત્યાયનીં તુષ્ટુવુરિષ્ટ[1]લાભાદ્
વિકાશિવક્ત્રાબ્જ[2]વિકાશિતાશાઃ ॥ ૨ ॥

---

**ધ્યાન :** હું ભુવનેશ્વરી દેવીનું ધ્યાન કરું છું. તેમનાં શ્રીઅંગોની કાન્તિ પ્રભાતકાળના સૂર્ય જેવી છે, તેમના મસ્તક પર ચંદ્રમાનો મુગટ છે, તેઓ ઊપસેલા સ્તનો અને ત્રણ નેત્રોવાળાં છે. તેમના વદન પર સ્મિતની છટા છવાયેલી રહે છે અને તેમની ભુજાઓમાં વરદાયી મુદ્રા, અંકુશ, પાશ અને અભય-મુદ્રા શોભી રહ્યાં છે.

**ૐ ઋષિ કહે છે** – (૧) દેવી વડે ત્યાં મહાન દૈત્યપતિ શુંભના માર્યા ગયા પછી ઈન્દ્ર વગેરે દેવતાઓ અગ્નિને આગળ કરીને તે કાત્યાયની- દેવીની સ્તુતિ કરવા લાગ્યા. તે સમયે અભીષ્ટની પ્રાપ્તિ થઈ જવાથી તેમનાં મુખકમળ ઝળકી ઊઠ્યાં હતાં અને તેમના પ્રકાશથી દિશાઓ પણ ઝળહળી ઊઠી હતી. (૨)

---

૧. પાઠાન્તર – લમ્ભા૦ । ૨. પા૦ – વક્ત્રાસ્તુ વિ૦ ।

દેવિ પ્રપન્નાર્તિહરે પ્રસીદ
પ્રસીદ માતર્જગતોડખિલસ્ય ।
પ્રસીદ વિશ્વેશ્વરિ પાહિ વિશ્વં
ત્વમીશ્વરી દેવિ ચરાચરસ્ય ॥ ૩ ॥

આધારભૂતા જગતસ્ત્વમેકા
મહીસ્વરૂપેણ યતઃ સ્થિતાસિ ।
અપાં સ્વરૂપસ્થિતયા ત્વયૈત-
દાપ્યાયતે કૃત્સ્નમલઙ્ઘ્યવીર્યે ॥ ૪ ॥

ત્વં વૈષ્ણવી શક્તિરનન્તવીર્યા
વિશ્વસ્ય બીજં પરમાસિ માયા ।
સમ્મોહિતં દેવિ સમસ્તમેતત્
ત્વં વૈ પ્રસન્ના ભુવિ મુક્તિહેતુઃ ॥ ૫ ॥

વિદ્યાઃ સમસ્તાસ્તવ દેવિ ભેદાઃ
સ્ત્રિયઃ સમસ્તાઃ સકલા જગત્સુ ।
ત્વયૈકયા પૂરિતમમ્બયૈતત્
કા તે સ્તુતિઃ સ્તવ્યપરા પરોક્તિઃ ॥ ૬ ॥

---

(દેવતાઓ બોલ્યા –) ''શરણાગતની પીડા હરી લેનારાં હે દેવી! અમારા પર પ્રસન્ન થાઓ. હે સમસ્ત જગતનાં માતા! પ્રસન્ન થાઓ. હે વિશ્વેશ્વરી! વિશ્વનું રક્ષણ કરો. હે દેવી! તમે જ ચરાચર જગતનાં અધીશ્વરી છો. (૩) તમે આ જગતનો એકમાત્ર આધાર છો; કારણ કે પૃથ્વીના રૂપમાં તમારી જ સ્થિતિ છે. હે દેવી! તમારું પરાક્રમ અલંઘનીય છે. તમે જ જળરૂપે સ્થિત થઈને સમસ્ત જગતને તૃપ્ત કરો છો. (૪) તમે અનંત બળથી સંપન્ન વૈષ્ણવી શક્તિ છો. તમે આ વિશ્વની કારણભૂત પરા માયા છો. હે દેવી! તમે આ સમસ્ત જગતને મોહિત કરી મૂક્યું છે. તમે જ પ્રસન્ન થતાં આ પૃથ્વી પર મોક્ષની પ્રાપ્તિ કરાવો છો. (૫) હે દેવી! સમસ્ત વિદ્યાઓ તમારાં જ ભિન્ન-ભિન્ન સ્વરૂપો છે. જગતમાં જેટલી સ્ત્રીઓ છે તે બધી તમારી જ મૂર્તિઓ છે. હે જગદંબા! એકમાત્ર તમે જ આ વિશ્વને વ્યાપ્ત કરી રાખ્યું છે. તમારી સ્તુતિ તો શી થઈ શકે?

સર્વભૂતા યદા દેવી સ્વર્ગમુક્તિ[1]પ્રદાયિની ।
ત્વં સ્તુતા સ્તુતયે કા વા ભવન્તુ પરમોક્તયઃ ॥ ૭ ॥

સર્વસ્ય બુદ્ધિરૂપેણ જનસ્ય હૃદિ સંસ્થિતે ।
સ્વર્ગાપવર્ગદે દેવિ નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૮ ॥

કલાકાષ્ઠાદિરૂપેણ પરિણામપ્રદાયિનિ ।
વિશ્વસ્યોપરતૌ શક્તે નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૯ ॥

સર્વમઙ્ગલમઙ્ગલ્યે[2] શિવે સર્વાર્થસાધિકે ।
શરણ્યે ત્ર્યમ્બકે ગૌરિ નારાયણિ નમોઽસ્તુ તે ॥૧૦॥

સૃષ્ટિસ્થિતિવિનાશાનાં શક્તિભૂતે સનાતનિ ।
ગુણાશ્રયે ગુણમયે નારાયણિ નમોઽસ્તુ તે ॥૧૧॥

---

(કારણ કે) તમે તો સ્તવન કરવા યોગ્ય પદાર્થોથી પર અને પરા વાણી છો. (૬) તમે સર્વસ્વરૂપા દેવી છો અને સ્વર્ગ તથા મોક્ષ આપનારાં છો, તેથી જ તો આ જ રૂપમાં તમારી સ્તુતિ કરીએ છીએ. તમારી સ્તુતિ માટે આનાથી સારી ઉક્તિઓ શી હોઈ શકે ભલા? (૭) બુદ્ધિરૂપે સૌના હૃદયમાં વિરાજમાન રહેનારાં તથા સ્વર્ગ અને મોક્ષ આપનારાં હે દેવી નારાયણી! તમને નમસ્કાર છે. (૮) કળા, શિલ્પ (કાષ્ઠા) વગેરે-રૂપે ક્રમશઃ પરિણામ (અવસ્થાના પરિવર્તન) તરફ લઈ જનારાં તથા વિશ્વનો ઉપસંહાર (સમાપન) કરવામાં સમર્થ એવાં હે નારાયણી! તમને નમસ્કાર છે. (૯) હે નારાયણી! તમે તમામ પ્રકારના મંગળનું પ્રદાન કરનારાં મંગલમયી દેવી છો, કલ્યાણનું પ્રદાન કરનારાં શિવા છો; તમે સર્વ પુરુષાર્થોને સિદ્ધ કરનારાં, શરણાગતવત્સલ, ત્રણ નેત્રોવાળાં અને ગૌરી છો. તમને નમસ્કાર છે. (૧૦) તમે (સંસારના) સર્જન, પાલન અને સંહારનાં શક્તિભૂત, સનાતની દેવી છો અને તમે ગુણોનાં આધારભૂત તથા સર્વગુણમયી છો. હે નારાયણી! તમને નમસ્કાર છે. (૧૧)

---

૧. પાઠાન્તર – ભુક્તિ । ૨. પા૦ – માઙ્ગલ્યે ।

શરણાગતદીનાર્તપરિત્રાણપરાયણે ।
સર્વસ્યાર્તિહરે દેવિ નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૧૨ ॥
હંસયુક્તવિમાનસ્થે બ્રહ્માણીરૂપધારિણિ ।
કૌશામ્ભઃક્ષરિકે દેવિ નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૧૩ ॥
ત્રિશૂલચન્દ્રાહિધરે મહાવૃષભવાહિનિ ।
માહેશ્વરીસ્વરૂપેણ નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૧૪ ॥
મયૂરકુક્કુટવૃતે મહાશક્તિધરેઽનઘે ।
કૌમારીરૂપસંસ્થાને નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૧૫ ॥
શઙ્ખચક્રગદાશાર્ઙ્ગગૃહીતપરમાયુધે ।
પ્રસીદ વૈષ્ણવીરૂપે નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૧૬ ॥
ગૃહીતોગ્રમહાચક્રે દંષ્ટ્રોદ્ધૃતવસુન્ધરે ।
વરાહરૂપિણિ શિવે નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૧૭ ॥
નૃસિંહરૂપેણોગ્રેણ હન્તું દૈત્યાન્ કૃતોદ્યમે ।
ત્રૈલોક્યત્રાણસહિતે નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૧૮ ॥

---

શરણમાં આવેલા દીનો અને પીડિતોના રક્ષણમાં રત રહેનારાં તથા સૌની પીડાને હરી લેનારાં હે દેવી નારાયણી! તમને નમસ્કાર છે. (૧૨) હે નારાયણી! તમે બ્રહ્માણીનું રૂપ ધારણ કરીને હંસોથી જોતરાયેલા વિમાન પર આરૂઢ થાઓ છો અને દર્ભ-મિશ્રિત જળનો છંટકાવ કરતાં રહો છો. તમને નમસ્કાર છે. (૧૩) મહેશ્વરીરૂપે ત્રિશૂળ, ચંદ્રમા અને સર્પને ધારણ કરનારાં તથા મહાન વૃષભની પીઠ પર આસીન થનારાં (બેસનારાં) હે દેવી નારાયણી! તમને નમસ્કાર છે. (૧૪) મયૂરો અને કૂકડાઓથી ઘેરાયેલાં રહેનારાં તથા મહાશક્તિ ધારણ કરનારાં, કૌમારીરૂપધારિણી હે નિષ્પાપ નારાયણી! તમને નમસ્કાર છે. (૧૫) શંખ, ચક્ર, ગદા અને શાર્ઙ્ગધનુષ્યનાં ઉત્તમ આયુધો ધારણ કરનારાં, વૈષ્ણવી-શક્તિસ્વરૂપા હે નારાયણી! તમે પ્રસન્ન થાઓ. તમને નમસ્કાર છે. (૧૬) હાથમાં ભયાનક મહાચક્ર લીધેલાં અને દાઢો પર પૃથ્વીને ઉઠાવી રાખેલાં વારાહીરૂપધારિણી હે કલ્યાણમયી નારાયણી! તમને નમસ્કાર છે. (૧૭) ભયંકર નરસિંહરૂપના દૈત્યોનો વધ કરવાનો યત્ન કરનારાં તથા ત્રણે ભુવનોના રક્ષણમાં રત રહેનારાં હે નારાયણી! તમને નમસ્કાર છે. (૧૮)

ક્રિરીટિનિ મહાવજ્રે સહસ્રનયનોજ્જ્વલે ।
વૃત્રપ્રાણહરે ચૈન્દ્રિ નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૧૯ ॥

શિવદૂતીસ્વરૂપેણ હતદૈત્યમહાબલે ।
ઘોરરૂપે મહારાવે નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૨૦ ॥

દંષ્ટ્રાકરાલવદને શિરોમાલાવિભૂષણે ।
ચામુણ્ડે મુણ્ડમથને નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૨૧ ॥

લક્ષ્મિ લજ્જે મહાવિદ્યે શ્રદ્ધે [૧]પુષ્ટિસ્વધે ધ્રુવે ।
મહારાત્રિ[૨] મહાઽવિદ્યે[૩] નારાયણિ નમોઽસ્તુ તે ॥ ૨૨ ॥

મેધે સરસ્વતિ વરે ભૂતિ બાભ્રવિ તામસિ ।
નિયતે ત્વં પ્રસીદેશે નારાયણિ નમોઽસ્તુ તે[૪] ॥ ૨૩ ॥

---

મસ્તક પર મુગટ અને હાથમાં મહાવજ્ર ધારણ કરનારાં, સહસ્ર નેત્રોને કારણે દેદીપ્યમાન દેખાનારાં અને વૃત્રાસુરના પ્રાણનું હરણ કરનારાં ઈન્દ્રશક્તિસ્વરૂપા હે દેવી નારાયણી! તમને નમસ્કાર છે. (૧૯) શિવદૂતીરૂપે દૈત્યોની મહાન સેનાનો સંહાર કરનારાં, ભયંકર રૂપ ધારણ કરનારાં અને વિકરાળ ગર્જના કરનારાં હે નારાયણી! તમને નમસ્કાર છે. (૨૦) દાઢોને કારણે વિકરાળ મુખવાળાં મુંડોની માળાથી વિભૂષિત, મુંડ (દૈત્ય)નું મર્દન કરનારાં ચામુંડારૂપી હે નારાયણી! તમને નમસ્કાર છે. (૨૧) લક્ષ્મી, લજ્જા, મહાવિદ્યા, શ્રદ્ધા, પુષ્ટિ, સ્વધા, ધ્રુવા, મહારાત્રિ તથા મહા-અવિદ્યારૂપી હે નારાયણી! તમને નમસ્કાર છે. (૨૨) મેધા, સરસ્વતી, વરા (શ્રેષ્ઠ), ભૂતિ (ઐશ્વર્યરૂપ), બાભ્રવી (ભૂરા વર્ણનાં અથવા પાર્વતી), તામસી (મહાકાળી), નિયતા (સંયમ-પરાયણ) તથા ઈશા (સર્વેશ્વરી)-સ્વરૂપા હે નારાયણી! તમને નમસ્કાર છે. (૨૩)

---

૧. પાઠાન્તર – પુષ્ટે । ૨. પા૦ – રાત્રે । ૩. પા૦ – મહામાયે । ૪. શાન્તનવી ટીકાકારે અહીં એક શ્લોકનો પાઠ વધુ હોવાનું માન્યું છે, જે આ પ્રમાણે છે –

'સર્વતઃ પાણિપાદાન્તે સર્વતોઽક્ષિશિરોમુખે ।
સર્વતઃ શ્રવણઘ્રાણે નારાયણિ નમોઽસ્તુ તે ॥'

સર્વસ્વરૂપે સર્વેશે સર્વશક્તિસમન્વિતે ।
ભયેભ્યસ્ત્રાહિ નો દેવિ દુર્ગે દેવિ નમોઽસ્તુ તે ॥ ૨૪ ॥

એતત્તે વદનં સૌમ્યં લોચનત્રયભૂષિતમ્ ।
પાતુ નઃ સર્વભીતિભ્યઃ કાત્યાયનિ નમોઽસ્તુ તે ॥ ૨૫ ॥

જ્વાલાકરાલમત્યુગ્રમશેષાસુરસૂદનમ્ ।
ત્રિશૂલં પાતુ નો ભીતેર્ભદ્રકાલિ નમોઽસ્તુ તે ॥ ૨૬ ॥

હિનસ્તિ દૈત્યતેજાંસિ સ્વનેનાપૂર્ય યા જગત્ ।
સા ઘણ્ટા પાતુ નો દેવિ પાપેભ્યોઽનઃ સુતાનિવ ॥ ૨૭ ॥

અસુરાસૃગ્વસાપઙ્કચર્ચિતસ્તે કરોજ્જ્વલઃ ।
શુભાય ખડ્ગો ભવતુ ચણ્ડિકે ત્વાં નતા વયમ્ ॥ ૨૮ ॥

---

સર્વસ્વરૂપા, સર્વેશ્વરી અને સર્વશક્તિસંપન્ન દિવ્યરૂપધારિણી હે દેવી દુર્ગા! અમારું બધા ભયોમાંથી રક્ષણ કરો; તમને નમસ્કાર છે. (૨૪) હે કાત્યાયની! ત્રણ નેત્રોથી વિભૂષિત તમારું સૌમ્ય વદન અમારું સર્વ પ્રકારના ભયોમાંથી રક્ષણ કરે; તમને નમસ્કાર છે. (૨૫) હે ભદ્રકાળી! જ્વાળાઓને કારણે વિકરાળ લાગતું, અત્યંત ભયંકર અને સમસ્ત અસુરોનો સંહાર કરનારું તમારું ત્રિશૂળ ભયમાંથી અમારું રક્ષણ કરે; તમને નમસ્કાર છે. (૨૬) હે દેવી! જે પોતાના ધ્વનિથી સમસ્ત જગતને વ્યાપી વળીને દૈત્યોના તેજને નષ્ટ કરી દે છે તે તમારો ઘંટ અમારું પાપોમાંથી એવી રીતે રક્ષણ કરે કે જેમ માતા પોતાના પુત્રોને હીન કર્મો કરવામાંથી બચાવે છે. (૨૭) હે ચંડિકા! તમારા હાથમાં સુશોભિત ખડ્ગ, કે જે અસુરોના રક્ત-માંસથી ચર્ચિત છે તે અમારું મંગલ કરે. અમે તમને નમસ્કાર કરીએ છીએ. (૨૮)

રોગાનશેષાનપહંસિ તુષ્ટા
રુષ્ટા[1] તુ કામાન્ સકલાનભીષ્ટાન્ ।
ત્વામાશ્રિતાનાં ન વિપન્નરાણાં
ત્વામાશ્રિતા હ્યાશ્રયતાં પ્રયાન્તિ ॥ ૨૯ ॥

એતત્કૃતં યત્કદનં ત્વયાદ્ય
ધર્મદ્વિષાં દેવિ મહાસુરાણામ્ ।
રૂપૈરનેકૈર્બહુધાઽઽત્મમૂર્તિં
કૃત્વામ્બિકે તત્પ્રકરોતિ કાન્યા ॥ ૩૦ ॥

વિદ્યાસુ શાસ્ત્રેષુ વિવેકદીપે-
ષ્વાદ્યેષુ વાક્યેષુ ચ કા ત્વદન્યા ।
મમત્વગર્તેઽતિમહાન્ધકારે
વિભ્રામયત્યેતદતીવ વિશ્વમ્ ॥ ૩૧ ॥

---

હે દેવી! તમે પ્રસન્ન થતાં બધા રોગોને નષ્ટ કરી દો છો અને ક્રુદ્ધ થતાં બધી જ મનોવાંછિત કામનાઓનો નાશ કરી દો છો. જે લોકો તમારા શરણમાં આવી ચૂક્યા છે તેમના પર વિપત્તિ તો આવતી જ નથી. તમારા શરણમાં આવેલા મનુષ્યો બીજાઓને શરણ આપનારા થઈ જાય છે. (૨૯) હે દેવી અંબિકા! તમે પોતાના સ્વરૂપને અનેક ભાગોમાં વિભાજિત કરીને અનેકવિધ રૂપોથી અત્યારે આ ધર્મદ્રોહી મહાદૈત્યોનો જે સંહાર કર્યો છે તે બીજી કોણ કરી શકે તેમ હતું? (૩૦) વિદ્યાઓમાં, જ્ઞાનને પ્રકાશિત કરનારાં શાસ્ત્રોમાં તથા આદિવચનો (વેદો)માં તમારા સિવાય અન્ય કોનું વર્ણન છે? તથા તમારા સિવાય બીજી કોણ એવી શક્તિ છે કે જે આ વિશ્વને અજ્ઞાનમય ઘોર અંધકાર ભરેલા મમતારૂપી ખાડામાં નિરંતર ભટકાવી રહે છે? (૩૧)

---

૧. પાઠાન્તર – દદાસિ કામાન્ ।

**રક્ષાંસિ યત્રોગ્રવિષાશ્ચ નાગા**
**યત્રારયો દસ્યુબલાનિ યત્ર ।**
**દાવાનલો યત્ર તથાબ્ધિમધ્યે**
**તત્ર સ્થિતા ત્વં પરિપાસિ વિશ્વમ્ ॥ ૩૨ ॥**

**વિશ્વેશ્વરિ ત્વં પરિપાસિ વિશ્વં**
**વિશ્વાત્મિકા ધારયસીતિ વિશ્વમ્ ।**
**વિશ્વેશવન્દ્યા ભવતી ભવન્તિ**
**વિશ્વાશ્રયા યે ત્વયિ ભક્તિનમ્રાઃ ॥ ૩૩ ॥**

**દેવી પ્રસીદ પરિપાલય નોડરિભીતે-**
**ર્નિત્યં યથાસુરવધાદધુનૈવ સદ્યઃ ।**
**પાપાનિ સર્વજગતાં પ્રશમં[1] નયાશુ**
**ઉત્પાતપાકજનિતાંશ્ચ મહોપસર્ગાન્ ॥ ૩૪ ॥**

---

જ્યાં રાક્ષસો હોય, જ્યાં ભયંકર વિષવાળા સર્પ હોય, જ્યાં શત્રુઓ હોય, જ્યાં લુટારાઓનું કટક (સૈન્ય) હોય અને જ્યાં દાવાનળ (પ્રગટેલો) હોય ત્યાં-ત્યાં તથા સમુદ્રની વચ્ચે પણ સાથે રહીને તમે વિશ્વનું રક્ષણ કરો છો. (૩૨) હે વિશ્વેશ્વરી! તમે વિશ્વનું પાલન કરો છો; તમે વિશ્વરૂપા છો, તેથી સમસ્ત વિશ્વને ધારણ કરો છો. તમે ભગવાન વિશ્વનાથનાં પણ વંદનીયા છો. જે લોકો તમારી આગળ ભક્તિપૂર્વક શિર ઝુકાવે છે તેઓ સમસ્ત વિશ્વને આશ્રય આપનારા થાય છે. (૩૩) હે દેવી! પ્રસન્ન થાઓ. જેમ અત્યારે તમે અસુરોનો વધ કરીને અમારું સત્વરે રક્ષણ કર્યું છે તેવી જ રીતે હંમેશાં અમને શત્રુઓના ભયમાંથી બચાવો; સમસ્ત જગતનાં પાપો નષ્ટ કરી દો અને ઉત્પાત તેમ જ પાપોના ફળસ્વરૂપે પ્રાપ્ત થતો રોગચાળો (મહામારી) વગેરે મોટા-મોટા ઉપદ્રવોને તત્ક્ષણ દૂર કરો. (૩૪)

---

૧. પાઠાન્તર – ચ શમં ।

**પ્રણતાનાં પ્રસીદ ત્વં દેવિ વિશ્વાર્તિહારિણિ ।**
**ત્રૈલોક્યવાસિનામીડ્યે લોકાનાં વરદા ભવ ॥ ૩૫ ॥**

દેવ્યુવાચ ॥ ૩૬ ॥

**વરદાહં સુરગણા વરં યન્મનસેચ્છથ ।**
**તં વૃણુધ્વં પ્રયચ્છામિ જગતામુપકારકમ્ ॥ ૩૭ ॥**

દેવા ઊચુઃ ॥ ૩૮ ॥

**સર્વાબાધાપ્રશમનં ત્રૈલોક્યસ્યાખિલેશ્વરિ ।**
**એવમેવ ત્વયા કાર્યમસ્મદ્વૈરિવિનાશનમ્ ॥ ૩૯ ॥**

દેવ્યુવાચ ॥ ૪૦ ॥

**વૈવસ્વતેઽન્તરે પ્રાપ્તે અષ્ટાવિંશતિમે યુગે ।**
**શુમ્ભો નિશુમ્ભશ્ચૈવાન્યાવુત્પત્સ્યેતે મહાસુરૌ ॥ ૪૧ ॥**
**નન્દગોપગૃહે[૧] જાતા યશોદાગર્ભસમ્ભવા ।**
**તતસ્તૌ નાશયિષ્યામિ વિન્ધ્યાચલનિવાસિની ॥ ૪૨ ॥**

---

વિશ્વની પીડાને હરી લેનારાં હે દેવી! અમે તમારે ચરણે પડેલા છીએ. અમારા પર પ્રસન્ન થાઓ. ત્રિલોક-નિવાસીઓનાં પૂજનીયા હે પરમેશ્વરી! સર્વ લોકોને વરદાન આપનારાં થાઓ.'' (૩૫)

**દેવી બોલ્યાં** – (૩૬) હે દેવતાઓ! હું વરદાન આપનારી છું. તમારા મનમાં જે ઈચ્છા હોય તે વરદાન માગી લો. સંસારને સારુ ઉપકારક તે વરદાન હું અવશ્ય આપીશ. (૩૭)

**દેવતાઓ બોલ્યા** – (૩૮) હે સર્વેશ્વરી! તમે આ જ પ્રમાણે ત્રણે લોકનાં સઘળાં વિઘ્નોનું શમન કરો અને અમારા શત્રુઓનો નાશ કરતાં રહો. (૩૯)

**દેવી બોલ્યાં** – (૪૦) હે દેવતાઓ! વૈવસ્વત મન્વંતરના અઠ્ઠાવીસમા યુગમાં શુંભ અને નિશુંભ નામના બીજા બે મહાદૈત્યો ઉત્પન્ન થશે. (૪૧) ત્યારે હું નંદ ગોપના ઘરમાં યશોદાના ગર્ભમાંથી અવતરીને વિંધ્યાચળમાં જઈને રહીશ અને તે બંને અસુરોનો નાશ કરીશ. (૪૨)

---

૧. પાઠાન્તર – કુલે ।

પુનરપ્યતિરૌદ્રેણ રૂપેણ પૃથિવીતલે ।
અવતીર્ય હનિષ્યામિ વૈપ્રચિત્તાંસ્તુ દાનવાન્ ॥ ૪૩ ॥

ભક્ષયન્ત્યાશ્ચ તાનુગ્રાન્ વૈપ્રચિત્તાન્મહાસુરાન્ ।
રક્તા દન્તા ભવિષ્યન્તિ દાડિમીકુસુમોપમાઃ ॥ ૪૪ ॥

તતો માં દેવતાઃ સ્વર્ગે મર્ત્યલોકે ચ માનવાઃ ।
સ્તુવન્તો વ્યાહરિષ્યન્તિ સતતં રક્તદન્તિકામ્ ॥ ૪૫ ॥

ભૂયશ્ચ શતવાર્ષિક્યામનાવૃષ્ટ્યામનમ્ભસિ ।
મુનિભિઃ સંસ્તુતા ભૂમૌ સમ્ભવિષ્યામ્યયોનિજા ॥ ૪૬ ॥

તતઃ શતેન નેત્રાણાં નિરીક્ષિષ્યામિ યન્મુનીન્ ।
કીર્તયિષ્યન્તિ મનુજાઃ શતાક્ષીમિતિ માં તતઃ ॥ ૪૭ ॥

તતોઽહમખિલં લોકમાત્મદેહસમુદ્ભવૈઃ ।
ભરિષ્યામિ સુરાઃ શાકૈરાવૃષ્ટેઃ પ્રાણધારકૈઃ ॥ ૪૮ ॥

---

એ પછી અત્યંત ભયંકર રૂપમાં પૃથ્વી પર અવતાર લઈને હું વૈપ્રચિત્ત નામના દાનવોનો વધ કરીશ. (૪૩) તે ભયંકર મહાદૈત્યોનું ભક્ષણ કરતી વખતે મારા દાંત દાડમના ફૂલ જેવા લાલ થઈ જશે; (૪૪) અને ત્યારે સ્વર્ગમાં દેવતાઓ અને મર્ત્યલોકમાં મનુષ્યો હંમશાં મારી સ્તુતિ કરતા રહીને મને 'રક્તદંતિકા' કહીને ઓળખશે. (૪૫) એ પછી જ્યારે પૃથ્વી પર સો વર્ષો માટે અનાવૃષ્ટિ થશે અને પાણીનો અભાવ થઈ જશે ત્યારે મુનિઓના સ્તવન કરવાથી હું પૃથ્વી પર 'અયોનિજા'-રૂપે પ્રગટ થઈશ; (૪૬) અને (મારાં) સો નેત્રોથી મુનિઓને જોઈશ. તેથી મનુષ્યો મારું 'શતાક્ષી' એવા નામે કીર્તન કરશે. (૪૭) હે દેવતાઓ! તે સમયે હું પોતાના શરીરમાંથી ઉત્પન્ન થયેલાં શાકો વડે સમસ્ત સંસારનું ભરણપોષણ કરીશ. જ્યાં સુધી વર્ષા થશે નહીં ત્યાં સુધી તે શાક જ સૌના પ્રાણોનું રક્ષણ કરશે. (૪૮)

શાકમ્ભરીતિ વિખ્યાતિં તદા યાસ્યામ્યહં ભુવિ ।
તત્રૈવ ચ વધિષ્યામિ દુર્ગમાખ્યં મહાસુરમ્ ॥ ૪૯ ॥

દુર્ગા દેવીતિ વિખ્યાતં તન્મે નામ ભવિષ્યતિ ।
પુનશ્ચાહં યદા ભીમં રૂપં કૃત્વા હિમાચલે ॥ ૫૦ ॥

રક્ષાંસિ [૧]ભક્ષયિષ્યામિ મુનીનાં ત્રાણકારણાત્ ।
તદા માં મુનયઃ સર્વે સ્તોષ્યન્ત્યાનમ્રમૂર્તયઃ ॥ ૫૧ ॥

ભીમા દેવીતિ વિખ્યાતં તન્મે નામ ભવિષ્યતિ ।
યદારુણાખ્યસ્ત્રૈલોક્યે મહાબાધાં કરિષ્યતિ ॥ ૫૨ ॥

તદાહં ભ્રામરં રૂપં કૃત્વાऽસંખ્યેયષટ્પદમ્ ।
ત્રૈલોક્યસ્ય હિતાર્થાય વધિષ્યામિ મહાસુરમ્ ॥ ૫૩ ॥

---

આમ કરવાને કારણે પૃથ્વી પર 'શાકંભરી'ના નામથી મારી વિખ્યાતિ (પ્રસિદ્ધિ) થશે. તે જ અવતારમાં હું દુર્ગમ નામના મહાદૈત્યનો પણ વધ કરીશ; (૪૯) અને તેને લીધે મારું નામ 'દુર્ગાદેવી' તરીકે પ્રસિદ્ધ થશે. ત્યારપછી જ્યારે હું ભીમ-રૂપ ધારણ કરીને મુનિઓના રક્ષણ માટે, હિમાલય પર રહેનારા રાક્ષસોને ભરખી જઈશ ત્યારે બધા મુનિઓ નતમસ્તક થઈને મારી સ્તુતિ કરશે; (૫૦-૫૧) અને તે સમયે મારું નામ 'ભીમાદેવી' તરીકે વિખ્યાત થશે. પછી જ્યારે અરુણ નામનો દૈત્ય ત્રણે લોકમાં ભારે ઉપદ્રવો ઊભા કરશે (૫૨) ત્યારે હું ત્રણે લોકનું હિત કરવા માટે છ પગોવાળા અસંખ્ય ભમરાઓનું (ભ્રમરોનું) રૂપ ધારણ કરીને તે મહાદૈત્યનો વધ કરીશ. (૫૩)

---

૧. પાઠાન્તર – ક્ષયયિષ્યામિ (ક્ષપયિષ્યામિ ઇતિ વા) ।

ભ્રામરીતિ ચ માં લોકાસ્તદા સ્તોષ્યન્તિ સર્વતઃ ।
ઈત્થં યદા યદા બાધા દાનવોત્થા ભવિષ્યતિ ॥ ૫૪ ॥
તદા તદાવતીર્યાહં કરિષ્યામ્યરિસંક્ષયમ્ ॥ ૐ ॥ ૫૫ ॥

*ઈતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે દેવ્યાઃ સ્તુતિર્નામૈકાદશોઽધ્યાયઃ ॥ ૧૧ ॥*

*[ઉવાચ ૪, અર્ધશ્લોકઃ ૧, શ્લોકાઃ ૫૦, એવમ્ ૫૫; એવમાદિતઃ ૬૩૦ ॥]*

~~~~

તે સમયે બધા લોકો 'ભ્રામરી'ના નામથી ચારે તરફ મારી સ્તુતિ કરશે. આ પ્રમાણે સંસારમાં જ્યારે જ્યારે દાનવીય વિઘ્નો ઉપસ્થિત થશે ત્યારે ત્યારે અવતાર લઈને હું શત્રુઓનો સંહાર કરીશ. (૫૪-૫૫)

*શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો દેવી-સ્તુતિ નામનો અગિયારમો અધ્યાય સમાપ્ત. (૧૧)*

*[ઉવાચ ૪, અર્ધશ્લોક ૧, શ્લોકો ૫૦; કુલ ૫૫ - એમ શરૂથી કુલ ૬૩૦.]*

~~~~

# બારમો અધ્યાય

★ ★ ★

## દેવીનાં ચરિત્રોના પાઠનું માહાત્મ્ય

★ ★ ★

**ધ્યાનમ્**

**ૐ વિદ્યુદ્દામસમપ્રભાં મૃગપતિસ્કન્ધસ્થિતાં ભીષણાં**
**કન્યાભિઃ કરવાલખેટવિલસદ્ધસ્તાભિરાસેવિતામ્ ।**
**હસ્તૈશ્ચક્રગદાસિખેટવિશિખાંશ્ચાપં ગુણં તર્જનીં**
**બિભ્રાણામનલાત્મિકાં શશિધરાં દુર્ગાં ત્રિનેત્રાં ભજે ॥**

'ૐ' દેવ્યુવાચ ॥ ૧ ॥

**એભિઃ સ્તવૈશ્ચ માં નિત્યં સ્તોષ્યતે યઃ સમાહિતઃ ।**
**તસ્યાહં સકલાં બાધાં નાશ[1]યિષ્યામ્યસંશયમ્ ॥ ૨ ॥**

---

**ધ્યાન :** હું ત્રણ નેત્રોવાળાં દેવી દુર્ગાનું ધ્યાન કરું છું. તેમનાં શ્રીઅંગોની કાન્તિ વીજળી સમાન છે. તેઓ સિંહની કાંધ પર આરૂઢ થયેલાં ભયંકર જણાઈ આવે છે. હાથોમાં તલવાર અને ઢાલ લીધેલી અનેક કન્યાઓ તેમની સેવામાં ઉપસ્થિત છે. તેઓ પોતાની ભુજાઓમાં ચક્ર, ગદા, તલવાર, ઢાલ, બાણ, ધનુષ્ય, પાશ અને તર્જની-મુદ્રા ધારણ કરેલાં છે. તેમનું સ્વરૂપ અગ્નિમય છે તથા તેઓ પોતાના મસ્તક પર ચંદ્રમાનો મુગટ ધારણ કરે છે.

**ૐ દેવી બોલ્યાં** – (૧) હે દેવતાઓ! જે એકાગ્રચિત્ત થઈને દરરોજ આ સ્તુતિઓથી મારું સ્તવન કરશે તેનાં સઘળાં વિઘ્નોને હું નિશ્ચિતપણે જ દૂર કરી દઈશ. (૨) જેઓ મધુ અને કૈટભનો નાશ, મહિષાસુરનો વધ

---

૧. પાઠાન્તર – શમ૦ ।

**મધુકૈટભનાશં ચ મહિષાસુરઘાતનમ્ ।**
**કીર્તયિષ્યન્તિ યે તદ્વદ્ વધં શુમ્ભનિશુમ્ભયોઃ ॥ ૩ ॥**

**અષ્ટમ્યાં ચ ચતુર્દશ્યાં નવમ્યાં ચૈકચેતસઃ ।**
**શ્રોષ્યન્તિ ચૈવ યે ભક્ત્યા મમ માહાત્મ્યમુત્તમમ્ ॥ ૪ ॥**

**ન તેષાં દુષ્કૃતં કિઞ્ચિદ્ દુષ્કૃતોત્થા ન ચાપદઃ ।**
**ભવિષ્યતિ ન દારિદ્ર્યં ન ચૈવેષ્ટવિયોજનમ્ ॥ ૫ ॥**

**શત્રુતો ન ભયં તસ્ય દસ્યુતો વા ન રાજતઃ ।**
**ન શસ્ત્રાનલતોયૌઘાત્કદાચિત્સમ્ભવિષ્યતિ ॥ ૬ ॥**

**તસ્માન્મમૈતન્માહાત્મ્યં પઠિતવ્યં સમાહિતૈઃ ।**
**શ્રોતવ્યં ચ સદા ભક્ત્યા પરં સ્વસ્ત્યયનં હિ તત્ ॥ ૭ ॥**

**ઉપસર્ગાનશેષાંસ્તુ મહામારીસમુદ્ભવાન્ ।**
**તથા ત્રિવિધમુત્પાતં માહાત્મ્યં શમયેન્મમ ॥ ૮ ॥**

---

તથા શુંભ અને નિશુંભનો સંહાર - એ પ્રસંગોનો પાઠ કરશે (૩) તથા આઠમ, ચૌદશ અને નોમની તિથિએ પણ જેઓ એકાગ્રચિત્ત થઈને ભક્તિપૂર્વક મારા ઉત્તમ માહાત્મ્યનું શ્રવણ કરશે (૪) તેમને કોઈ પણ પાપ સ્પર્શી શકશે નહીં; તેમના પર પાપજનિત આપત્તિઓ પણ આવશે નહીં; તેમના ઘરમાં ક્યારેય દરિદ્રતા હશે નહીં તથા તેમણે ક્યારેય પ્રેમીજનોના વિયોગનું દુઃખ પણ ભોગવવું પડશે નહીં. (૫) આટલું જ નહીં, તેમણે શત્રુઓ, લુટારાઓ, રાજા, શસ્ત્ર, આગ, જળરાશિ વગેરે તરફથી કોઈ ભય પણ ક્યારેય થશે નહીં. (૬) તેથી સૌએ એકાગ્રચિત્ત થઈને ભક્તિપૂર્વક મારા આ માહાત્મ્યને હંમેશાં વાંચવું જોઈએ (પાઠ કરવો જોઈએ) અને સાંભળવું જોઈએ. આ પરમ કલ્યાણકારી છે. (૭) મારું આ માહાત્મ્ય રોગચાળાથી ઉદ્ભવતા સઘળા ઉપદ્રવોનું તથા આધ્યાત્મિક વગેરે ત્રણ પ્રકારના ઉત્પાતોનું શમન કરનારું છે. (૮)

યત્રૈતત્પઠ્યતે સમ્યઙ્નિત્યમાયતને મમ ।
સદા ન તદ્વિમોક્ષ્યામિ સાન્નિધ્યં તત્ર મે સ્થિતમ્ ॥ ૯ ॥
બલિપ્રદાને પૂજાયામગ્નિકાર્યે મહોત્સવે ।
સર્વં મમૈતચ્ચરિતમુચ્ચાર્યં શ્રાવ્યમેવ ચ ॥ ૧૦ ॥
જાનતાઽજાનતા વાપિ બલિપૂજાં તથા કૃતામ્ ।
પ્રતીચ્છિ[૧]ષ્યામ્યહં પ્રીત્યા વહ્નિહોમં તથા કૃતમ્ ॥ ૧૧ ॥
શરત્કાલે મહાપૂજા ક્રિયતે યા ચ વાર્ષિકી ।
તસ્યાં મમૈતન્માહાત્મ્યં શ્રુત્વા ભક્તિસમન્વિતઃ ॥ ૧૨ ॥
સ[૨]ર્વાબાધાવિનિર્મુક્તો ધનધાન્યસુતાન્વિતઃ ।
મનુષ્યો મત્પ્રસાદેન ભવિષ્યતિ ન સંશયઃ ॥ ૧૩ ॥
શ્રુત્વા મમૈતન્માહાત્મ્યં તથા ચોત્પત્તયઃ શુભાઃ ।
પરાક્રમં ચ યુદ્ધેષુ જાયતે નિર્ભયઃ પુમાન્ ॥ ૧૪ ॥
રિપવઃ સંક્ષયં યાન્તિ કલ્યાણં ચોપપદ્યતે ।
નન્દતે ચ કુલં પુંસાં માહાત્મ્યં મમ શૃણ્વતામ્ ॥ ૧૫ ॥

---

મારા જે મંદિરમાં દરરોજ વિધિપૂર્વક મારા આ માહાત્મ્યનો પાઠ કરવામાં આવે છે તે સ્થાનને હું ક્યારેથી ત્યજતી નથી અને ત્યાં સદૈવ મારું સાંનિધ્ય રહેતું હોય છે. (૯) બલિદાન, પૂજા, હોમ અને મહોત્સવના અવસરોએ મારા આ ચરિત્રનો પૂરેપૂરો પાઠ કરવો જોઈએ તથા તેનું શ્રવણ કરવું જોઈએ. (૧૦) આમ કરવાથી મનુષ્ય વિધિને જાણીને અથવા જાણ્યા વિના પણ મારે માટે જે બલિ, પૂજા, હોમ વગેરે કરશે તેને હું અત્યંત પ્રસન્નતાપૂર્વક ગ્રહણ કરીશ. (૧૧) શરદઋતુમાં જે વાર્ષિક પૂજા કરવામાં આવે છે તે અવસરે જે મારા આ માહાત્મ્યનું ભક્તિપૂર્વક શ્રવણ કરશે તે મનુષ્ય મારી કૃપાથી બધાં વિઘ્નોમાંથી મુક્ત થશે તથા ધન, ધાન્ય અને પુત્રથી સંપન્ન થશે – એમાં લેશ પણ શંકા નથી. (૧૨-૧૩) મારા આ માહાત્મ્યને, મારા પ્રાદુર્ભાવની સુંદર કથાઓને તથા યુદ્ધમાં કરાયેલાં મારાં પરાક્રમોને સાંભળવાથી મનુષ્ય નિર્ભય થઈ જાય છે. (૧૪) મારા માહાત્મ્યનું શ્રવણ કરનારા મનુષ્યોના શત્રુઓ નષ્ટ થઈ જાય છે, તેમને કલ્યાણ પ્રાપ્ત થાય છે તથા તેમનું કુળ આનંદિત રહે છે. (૧૫)

---

૧. પાઠાન્તર – પ્રતીક્ષિષ્યામિ । ૨. પા૦ – સર્વબાધા ।

શાન્તિકર્મણિ સર્વત્ર તથા દુઃસ્વપ્રદર્શને ।
ગ્રહપીડાસુ ચોગ્રાસુ માહાત્મ્યં શૃણુયાન્મમ ॥ ૧૬ ॥

ઉપસર્ગાઃ શમં યાન્તિ ગ્રહપીડાશ્ચ દારુણાઃ ।
દુઃસ્વપ્નં ચ નૃભિર્દૃષ્ટં સુસ્વપ્નમુપજાયતે ॥ ૧૭ ॥

બાલગ્રહાભિભૂતાનાં બાલાનાં શાન્તિકારકમ્ ।
સઙ્ઘાતભેદે ચ નૃણાં મૈત્રીકરણમુત્તમમ્ ॥ ૧૮ ॥

દુર્વૃત્તાનામશેષાણાં બલહાનિકરં પરમ્ ।
રક્ષોભૂતપિશાચાનાં પઠનાદેવ નાશનમ્ ॥ ૧૯ ॥

સર્વં મમૈતન્માહાત્મ્યં મમ સન્નિધિકારકમ્ ।
પશુપુષ્પાર્ઘ્યધૂપૈશ્ચ ગન્ધદીપૈસ્તથોત્તમૈઃ ॥ ૨૦ ॥

વિપ્રાણાં ભોજનૈર્હોમૈઃ પ્રોક્ષણીયૈરહર્નિશનમ્ ।
અન્યૈશ્ચ વિવિધૈર્ભોગૈઃ પ્રદાનૈર્વત્સરેણ યા ॥ ૨૧ ॥

---

સર્વત્ર શાન્તિકર્મ કરતી વખતે, ખરાબ સ્વપ્નો આવે ત્યારે તથા ગ્રહજનિત ભયંકર પીડા ઊભી થાય ત્યારે મારું માહાત્મ્ય સાંભળવું જોઈએ. (૧૬) એનાથી બધાં વિઘ્નોનું તથા ગ્રહજનિત ભયંકર પીડાઓનું શમન થઈ જાય છે અને મનુષ્યોએ જોયેલાં દુઃસ્વપ્નો શુભ સ્વપ્નોમાં પરિવર્તિત થઈ જાય છે. (૧૭) બાલગ્રહોથી પીડાતાં (અભિભૂત થયેલાં) બાળકો માટે આ માહાત્મ્ય(નું શ્રવણ) શાન્તિકારક છે તથા મનુષ્યોના સંગઠનમાં કુસંપ થાય ત્યારે આ સારી રીતે મિત્રતા કરાવનારું થાય છે. (૧૮) આ માહાત્મ્ય સમસ્ત દુરાચારીઓના બળનો નાશ કરાવનારું છે. આનો પાઠ કરવા માત્રથી જ રાક્ષસો, ભૂતો અને પિશાચોનો નાશ થઈ જાય છે. (૧૯) મારું આ બધું માહાત્મ્ય મારા સામીપ્યની પ્રાપ્તિ કરાવનારું છે. પશુ, પુષ્પ, અર્ઘ્ય, ધૂપ, દીપ, ગંધ વગેરે ઉત્તમ સામગ્રીઓ વડે પૂજા કરવાથી, બ્રાહ્મણોને ભોજન કરાવવાથી, હોમ-હવન કરવાથી, દરરોજ અભિષેક કરવાથી, અનેક પ્રકારના અન્ય ભોગો અર્પણ કરવાથી, દાન આપવાથી – વગેરે થકી

પ્રીતિર્મે ક્રિયતે સાસ્મિન્ સકૃત્સુચરિતે શ્રુતે ।
શ્રુતં હરતિ પાપાનિ તથાऽऽરોગ્યં પ્રયચ્છતિ ॥ ૨૨ ॥

રક્ષાં કરોતિ ભૂતેભ્યો જન્મનાં કીર્તનં મમ ।
યુદ્ધેષુ ચરિતં યન્મે દુષ્ટદૈત્યનિબર્હણમ્ ॥ ૨૩ ॥

તસ્મિઞ્છ્રુતે વૈરિકૃતં ભયં પુંસાં ન જાયતે ।
યુષ્માભિઃ સ્તુતયો યાશ્ચ યાશ્ચ બ્રહ્મર્ષિભિઃ કૃતાઃ ॥ ૨૪ ॥

બ્રહ્મણા ચ કૃતાસ્તાસ્તુ પ્રયચ્છન્તિ શુભાં મતિમ્ ।
અરણ્યે પ્રાન્તરે વાપિ દાવાગ્નિપરિવારિતઃ ॥ ૨૫ ॥

દસ્યુભિર્વા વૃતઃ શૂન્યે ગૃહીતો વાપિ શત્રુભિઃ ।
સિંહવ્યાઘ્રાનુયાતો વા વને વા વનહસ્તિભિઃ ॥ ૨૬ ॥

રાજ્ઞા ક્રુદ્ધેન ચાજ્ઞપ્તો વધ્યો બન્ધગતોऽપિ વા ।
આઘૂર્ણિતો વા વાતેન સ્થિતઃ પોતે મહાર્ણવે ॥ ૨૭ ॥

---

એક વર્ષ સુધી મારી જે આરાધના કરવામાં આવે છે અને એનાથી મને જેટલી પ્રસન્નતા થાય છે તેટલી પ્રસન્નતા મારા આ ઉત્તમ ચરિત્રનું એક વાર શ્રવણ કરવા માત્રથી જ થઈ જાય છે. આ માહાત્મ્ય તેનું શ્રવણ કરવાથી પાપોને હરી લે છે અને આરોગ્યનું પ્રદાન કરે છે. (૨૦-૨૨) મારા પ્રાદુર્ભાવનું કીર્તન સમસ્ત ભૂતોથી રક્ષણ કરે છે (૨૪) તથા બ્રહ્માજીને સ્તુતિઓ કરી છે તે બધી જ કલ્યાણકારી બુદ્ધિ આપનારી છે. વનમાં, સૂના માર્ગમાં અથવા દાવાનળમાં સપડાઈ જવાય ત્યારે, (૨૫) નિર્જન સ્થળમાં લુટારાઓના સકંજામાં પડી જવાય ત્યારે અથવા શત્રુઓ દ્વારા પકડાઈ જવાય ત્યારે, અથવા જંગલમાં સિંહ, વાઘ કે જંગલી હાથીઓ પીછો કરે ત્યારે, (૨૬) ક્રુદ્ધ રાજાના આદેશથી વધસ્થાને કે કારાગૃહમાં લઈ જવાય ત્યારે અથવા મહાસાગરમાં નાવમાં બેઠા પછી ભારે તોફાનને લીધે નાવ ડગમગવા લાગે ત્યારે (૨૭)

પતત્સુ ચાપિ શસ્ત્રેષુ સઙ્ગ્રામે ભૃશદારુણે ।
સર્વાબાધાસુ ઘોરાસુ વેદનાભ્યર્દિતોઽપિ વા ॥ ૨૮ ॥

સ્મરન્મમૈતચ્ચરિતં નરો મુચ્યેત સઙ્કટાત્ ।
મમ પ્રભાવાત્સિંહાદ્યા દસ્યવો વૈરિણસ્તથા ॥ ૨૯ ॥

દૂરાદેવ પલાયન્તે સ્મરતશ્ચરિતં મમ ॥ ૩૦ ॥

ઋષિરુવાચ ॥ ૩૧ ॥

ઈત્યુક્ત્વા સા ભગવતી ચણ્ડિકા ચણ્ડવિક્રમા ॥ ૩૨ ॥

પશ્યતામેવ[1] દેવાનાં તત્રૈવાન્તરધીયત ।
તેઽપિ દેવા નિરાતઙ્કાઃ સ્વાધિકારાન્ યથા પુરા ॥ ૩૩ ॥

યજ્ઞભાગભુજઃ સર્વે ચક્રુર્વિનિહતારયઃ ।
દૈત્યાશ્ચ દેવ્યા નિહતે શુમ્ભે દેવરિપૌ યુધિ ॥ ૩૪ ॥

---

અને અત્યંત ભયંકર યુદ્ધમાં શસ્ત્રોનો મારો થાય ત્યારે અથવા વેદનાને લીધે દુ:ખી-દુ:ખી થઈ જવાય ત્યારે, વધુ તો શું કહેવું? - બધાં જ ભયાનક વિઘ્નો આવી ઊભાં રહે ત્યારે (૨૮) જે મારા આ ચરિત્રનું સ્મરણ કરે છે તે મનુષ્ય સંકટમાંથી મુક્ત થઈ જાય છે. મારા પ્રભાવથી સિંહ વગેરે હિંસક જાનવરો નષ્ટ થઈ જાય છે તથા લુટારાઓ અને શત્રુઓ પણ મારા ચરિત્રનું સ્મરણ કરનારા મનુષ્યથી દૂર ભાગે છે. (૨૯-૩૦)

**ઋષિ કહે છે** – (૩૧) આમ કહીને પ્રચંડ પરાક્રમશાળી ભગવતી ચંડિકા બધા દેવતાઓના જોતાં જ ત્યાંથી અંતર્ધાન થઈ ગયાં. પછી સમસ્ત દેવતાઓ શત્રુઓના માર્યા જવાથી નિર્ભય થઈને પહેલાંની જેમ જ યજ્ઞભાગનો ઉપભોગ કરતા રહીને પોતપોતાના અધિકારો ભોગવવા લાગ્યા. સંસારનો વિધ્વંસ કરનારા, અતુલનીય પરાક્રમી, દેવોના શત્રુ શુંભ અને મહાબળવાન નિશુંભ યુદ્ધમાં દેવી વડે માર્યા જવાથી બાકીના દૈત્યો

---

૧. પાઠાન્તર – તાં સર્વદેવા૦ ।

જગદ્વિધ્વંસિનિ તસ્મિન્ મહોગ્રેડતુલવિક્રમે ।
નિશુમ્ભે ચ મહાવીર્યે શેષાઃ પાતાલમાયયુઃ ॥ ૩૫ ॥

એવં ભગવતી દેવી સા નિત્યાપિ પુનઃ પુનઃ ।
સમ્ભૂય કુરુતે ભૂપ જગતઃ પરિપાલનમ્ ॥ ૩૬ ॥

તયૈતન્મોહ્યતે વિશ્વં સૈવ વિશ્વં પ્રસૂયતે ।
સા યાચિતા ચ વિજ્ઞાનં તુષ્ટા ઋદ્ધિં પ્રયચ્છતિ ॥ ૩૭ ॥

વ્યાપ્તં તયૈતત્સકલં બ્રહ્માણ્ડં મનુજેશ્વર ।
મહાકાલ્યા મહાકાલે મહામારીસ્વરૂપયા ॥ ૩૮ ॥

સૈવ કાલે મહામારી સૈવ સૃષ્ટિર્ભવત્યજા ।
સ્થિતિં કરોતિ ભૂતાનાં સૈવ કાલે સનાતની ॥ ૩૯ ॥

ભવકાલે નૃણાં સૈવ લક્ષ્મીર્વૃદ્ધિપ્રદા ગૃહે ।
સૈવાભાવે તથાડલક્ષ્મીર્વિનાશાયોપજાયતે ॥ ૪૦ ॥

---

પાતાળલોકમાં ચાલ્યા ગયા. (૩૨-૩૫) હે રાજન્! આ પ્રમાણે ભગવતી અંબિકાદેવી નિત્ય (શાશ્વત) હોવા છતાં પણ ફરી ફરી પ્રગટ થઈને જગતનું રક્ષણ કરે છે. (૩૬) તેઓ આ જગતને મોહિત કરે છે, તેઓ જ જગતને જન્મ આપે છે તથા તેઓ જ પ્રાર્થના કરવાથી સંતુષ્ટ થઈને વિજ્ઞાન અને સમૃદ્ધિ આપે છે. (૩૭) હે રાજન્! મહાપ્રલયની વેળાએ મહામારીનું સ્વરૂપ ધારણ કરનારાં તે મહાકાળી જ આ સમસ્ત બ્રહ્માંડમાં વ્યાપ્ત છે. (૩૮) તેઓ જ સમય આવ્યે (અવારનવાર) મહામારી (સર્વસંહારક) બને છે અને તેઓ જ પોતે અજન્મા હોવા છતાં પણ સૃષ્ટિરૂપે પ્રગટ થતાં રહે છે. તે સનાતની (શાશ્વત) દેવી જ સમયાનુસાર સમસ્ત ભૂતપ્રાણીઓનું રક્ષણ કરે છે. (૩૯) મનુષ્યોના અભ્યુદય સમયે તેઓ જ ઘરમાં લક્ષ્મીના રૂપમાં ઉપસ્થિત થઈને ઉન્નતિ (વૃદ્ધિ)નું પ્રદાન કરે છે અને તેઓ જ અભાવના સમયે દરિદ્રતા (અ-લક્ષ્મી)નું રૂપ લઈને વિનાશનું કારણ થાય છે. (૪૦)

**સ્તુતા સમ્પૂજિતા પુષ્પૈર્ધૂપગન્ધાદિભિસ્તથા ।**
**દદાતિ વિત્તં પુત્રાંશ્ચ મતિં ધર્મે ગતિં[1] શુભામ્ ॥ ૐ ॥ ૪૧ ॥**

***ઇતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે ફલસ્તુતિર્નામ દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨ ॥***

***[ઉવાચ ૨, અર્ધશ્લોકૌ ૨, શ્લોકાઃ ૩૭, એવમ્ ૪૧; એવમાદિતઃ ૬૭૧ ॥]***

~~~~

---

પુષ્પ, ધૂપ, ગંધ વગેરેથી પૂજિત થયેલાં અને સ્તુતિ કરાયેલાં તે દેવી ધનસંપત્તિ, પુત્રો, ધર્મમય બુદ્ધિ અને કલ્યાણકારી ગતિનું પ્રદાન કરે છે. (૪૧)

*શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો ફલસ્તુતિ નામનો બારમો અધ્યાય સમાપ્ત. (૧૨)*

*[ઉવાચ ૨, અર્ધશ્લોકો ૨, શ્લોકો ૩૭; કુલ ૪૧ - એમ શરૂથી કુલ ૬૭૧.]*

~~~~

---

૧. પાઠાન્તર – તથા ।

# તેરમો અધ્યાય

★ ★ ★

## સુરથ અને વૈશ્યને દેવીનું વરદાન

★ ★ ★

**ધ્યાનમ્**

ૐ બાલાર્કમણ્ડલાભાસાં ચતુર્બાહું ત્રિલોચનામ્ ।
પાશાઙ્કુશવરાભીતીર્ધારયન્તીં શિવાં ભજે ॥

'ૐ' ઋષિરુવાચ ॥ ૧ ॥

એતત્તે કથિતં ભૂપ દેવીમાહાત્મ્યમુત્તમમ્ ।
એવંપ્રભાવા સા દેવી યયેદં ધાર્યતે જગત્ ॥ ૨ ॥
વિદ્યા તથૈવ ક્રિયતે ભગવદ્વિષ્ણુમાયયા ।
તયા ત્વમેષ વૈશ્યશ્ચ તથૈવાન્યે વિવેકિનઃ ॥ ૩ ॥
મોહ્યન્તે મોહિતાશ્ચૈવ મોહમેષ્યન્તિ ચાપરે ।
તામુપૈહિ મહારાજ શરણં પરમેશ્વરીમ્ ॥ ૪ ॥
આરાધિતા સૈવ નૃણાં ભોગસ્વર્ગાપવર્ગદા ॥ ૫ ॥

---

**ધ્યાન :** જેઓ ઉદયકાળના સૂર્યમંડળના જેવી કાન્તિ ધારણ કરનારાં છે, જેમને ચાર ભુજાઓ અને ત્રણ નેત્રો છે તથા જેઓ પોતાની ભુજાઓમાં પાશ, અંકુશ, વરદાયી મુદ્રા અને અભયની મુદ્રા ધારણ કરેલાં છે તે દેવી શિવાનું હું ભજન (ધ્યાન) કરું છું.

**'ૐ' ઋષિ કહે છે** – (૧) હે રાજન્! આ પ્રમાણે મેં તમને દેવીનું ઉત્તમ માહાત્મ્ય કહી સંભળાવ્યું. જેઓ આ સંસારને ધારણ કરે છે તે દેવીનો આવો જ પ્રભાવ છે. (૨) તેઓ જ વિદ્યા (જ્ઞાન) ઉત્પન્ન કરે છે. ભગવાન વિષ્ણુની માયા-સ્વરૂપ તે ભગવતી વડે જ તમે, આ વૈશ્ય અને અન્ય બીજા વિવેકી મનુષ્યો મોહિત થયા છે, મોહિત થઈ રહ્યા છે અને આગળ ઉપર પણ મોહિત થતા રહેશે. હે મહારાજ! તમે તે જ પરમેશ્વરીના શરણે જાઓ. (૩-૪) આરાધના કરવાથી તેઓ જ મનુષ્યોને ભોગો, સ્વર્ગ તથા મોક્ષ પ્રદાન કરે છે. (૫)

માર્કણ્ડેય ઉવાચ ॥ ૬ ॥

ઇતિ તસ્ય વચઃ શ્રુત્વા સુરથઃ સ નરાધિપઃ ॥ ૭ ॥
પ્રણિપત્ય મહાભાગં તમૃષિં શંસિતવ્રતમ્ ।
નિર્વિણ્ણોઽતિમમત્વેન રાજ્યાપહરણેન ચ ॥ ૮ ॥
જગામ સદ્યસ્તપસે સ ચ વૈશ્યો મહામુને ।
સન્દર્શનાર્થમમ્બાયા નદીપુલિનસંસ્થિતઃ ॥ ૯ ॥
સ ચ વૈશ્યસ્તપસ્તેપે દેવીસૂક્તં પરં જપન્ ।
તૌ તસ્મિન્ પુલિને દેવ્યાઃ કૃત્વા મૂર્તિં મહીમયીમ્ ॥ ૧૦ ॥
અર્હણાં ચક્રતુસ્તસ્યાઃ પુષ્પધૂપાગ્નિતર્પણૈઃ ।
નિરાહારૌ યતાહારૌ તન્મનસ્કૌ સમાહિતૌ ॥ ૧૧ ॥
દદતુસ્તૌ બલિં ચૈવ નિજગાત્રાસૃગુક્ષિતમ્ ।
એવં સમારાધયતોસ્ત્રિભિર્વર્ષૈર્યતાત્મનોઃ ॥ ૧૨ ॥
પરિતુષ્ટા જગદ્ધાત્રી પ્રત્યક્ષં પ્રાહ ચણ્ડિકા ॥ ૧૩ ॥

---

**માર્કણ્ડેયજી કહે છે** – (૬) (હે ક્રૌષ્ટુકિજી!) મેધા મુનિનાં આ વચનો સાંભળીને રાજા સુરથે ઉત્તમ વ્રતનું પાલન કરનારા તે મહાભાગ મહર્ષિને પ્રણામ કર્યા. તેઓ અત્યંત મમતાભાવ હોવાથી અને રાજ્યનું અપહરણ થયું હોવાથી અત્યંત ખિન્ન બની ગયેલા હતા. (૭-૮) હે મહામુનિ! તેથી વિરક્ત થઈને રાજા તથા તે વૈશ્ય તત્કાળ તપ કરવા ચાલી નીકળ્યા અને જગદંબાનાં દર્શન પામવા નદીકિનારે રહીને તપ કરવા લાગ્યા. (૯) તે વૈશ્ય (પણ) ઉત્તમ દેવીસૂક્તનો જપ કરતો તપસ્યામાં પ્રવૃત્ત થયો. તેઓ બંનેય નદીકિનારે દેવીની માટીની મૂર્તિ બનાવીને પુષ્પ, ધૂપ, હવન વગેરે વડે તેમની આરાધના કરવા લાગ્યા. તેમણે પહેલાં તો ધીરે-ધીરે આહાર ઓછો કર્યો, પછી બિલકુલ નિરાહાર રહીને દેવીમાં જ મન જોડીને એકાગ્રતાપૂર્વક તેમનું ચિંતન આરંભ્યું. (૧૦-૧૧) તેઓ બંને પોતાના શરીરના રક્તથી અર્ચિત બલિ આપતા રહીને સંયમપૂર્વક નિરંતર ત્રણ વર્ષ સુધી આરાધના કરતા રહ્યા. (૧૨) એથી પ્રસન્ન થઈને, જગતને ધારણ કરનારાં દેવી ચંડિકાએ પ્રત્યક્ષ (દર્શન આપીને) કહ્યું. (૧૩)

દેવ્યુવાચ ॥ ૧૪ ॥

**યત્પ્રાર્થ્યતે ત્વયા ભૂપ ત્વયા ચ કુલનન્દન ।**
**મત્તસ્તત્પ્રાપ્યતાં સર્વં પરિતુષ્ટા દદામિ તત્ ॥ ૧૫ ॥**

માર્કણ્ડેય ઉવાચ ॥ ૧૬ ॥

**તતો વવ્રે નૃપો રાજ્યમવિભ્રંશ્યન્યજન્મનિ ।**
**અત્રૈવ ચ નિજં રાજ્યં હતશત્રુબલં બલાત્ ॥ ૧૭ ॥**
**સોઽપિ વૈશ્યસ્તતો જ્ઞાનં વવ્રે નિર્વિણ્ણમાનસઃ ।**
**મમેત્યહમિતિ પ્રાજ્ઞઃ સઙ્ગવિચ્યુતિકારકમ્ ॥ ૧૮ ॥**

દેવ્યુવાચ ॥ ૧૯ ॥

**સ્વલ્પૈરહોભિર્નૃપતે સ્વં રાજ્યં પ્રાપ્સ્યતે ભવાન્ ॥ ૨૦ ॥**
**હત્વા રિપૂનસ્ખલિતં તવ તત્ર ભવિષ્યતિ ॥ ૨૧ ॥**
**મૃતશ્ચ ભૂયઃ સમ્પ્રાપ્ય જન્મ દેવાદ્વિવસ્વતઃ ॥ ૨૨ ॥**
**સાવર્ણિકો નામ[૧] મનુર્ભવાન્ ભુવિ ભવિષ્યતિ ॥ ૨૩ ॥**

---

**દેવી બોલ્યાં** – (૧૪) હે રાજન્! અને પોતાના કુળને આનંદિત કરનારા હે વૈશ્ય! તમે જે વસ્તુની પ્રાપ્તિ માટે પ્રાર્થના કરો છો તે મારી પાસેથી માગો. હું સંતુષ્ટ છું, તેથી તમને તે બધું જ આપીશ. (૧૫)

**માર્કણ્ડેયજી કહે છે** – (૧૬) ત્યારે રાજાએ બીજા જન્મમાં નષ્ટ ન થાય તેવું રાજ્ય માગ્યું તથા આ જન્મમાં પણ શત્રુઓની સેનાને બળપૂર્વક નષ્ટ કરીને પોતે ફરીથી પોતાનું રાજ્ય પાછું મેળવી લે તેવું વરદાન માગ્યું. (૧૭) વૈશ્યનું ચિત્ત સંસાર પ્રત્યે ઉદાસીન અને વિરક્ત થઈ ચૂક્યું હતું તથા તે ઘણો બુદ્ધિશાળી હતો તેથી તે સમયે તેણે તો એવું જ્ઞાન માગ્યું કે જે મમતાનો અને અહંતારૂપી આસક્તિનો નાશ કરનારું હોય. (૧૮)

**દેવી બોલ્યાં** – (૧૯) હે રાજન્! તમે થોડા જ દિવસોમાં શત્રુઓને હણીને પોતાનું રાજ્ય મેળવી લેશો અને હવે ત્યાં તમારું તે રાજ્ય સ્થાયી રહેશે. (૨૦-૨૧) એ પછી મૃત્યુ બાદ તમે ભગવાન વિવસ્વાન (સૂર્ય)ના અંશમાંથી જન્મ લઈને આ પૃથ્વી પર 'સાવર્ણિક મનુ'ના નામે વિખ્યાત થશો. (૨૨-૨૩)

---

૧. પાઠાન્તર – મનુર્નામ ।

વૈશ્યવર્ય ત્વયા યશ્ચ વરોઽસ્મત્તોઽભિવાઞ્છિતઃ ॥ ૨૪ ॥
તં પ્રયચ્છામિ સંસિદ્ધ્યૈ તવ જ્ઞાનં ભવિષ્યતિ ॥ ૨૫ ॥

માર્કણ્ડેય ઉવાચ ॥ ૨૬ ॥

ઈતિ દત્ત્વા તયોર્દેવી યથાભિલષિતં વરમ્ ॥ ૨૭ ॥
બભૂવાન્તર્હિતા સદ્યો ભક્ત્યા તાભ્યામભિષ્ટુતા ।
એવં દેવ્યા વરં લબ્ધ્વા સુરથઃ ક્ષત્રિયર્ષભઃ ॥ ૨૮ ॥
સૂર્યાજ્જન્મ સમાસાદ્ય સાવર્ણિર્ભવિતા મનુઃ ॥ ૨૯ ॥
એવં દેવ્યા વરં લબ્ધ્વા સુરથઃ ક્ષત્રિયર્ષભઃ ।
સૂર્યાજ્જન્મ સમાસાદ્ય સાવર્ણિર્ભવિતા મનુઃ ॥ ક્લીં ૐ ॥

***ઈતિ શ્રીમાર્કણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે દેવીમાહાત્મ્યે સુરથવૈશ્યયોર્વરપ્રદાનં નામ ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩ ॥***

***[ઉવાચ ૬, અર્ધશ્લોકાઃ ૧૧, શ્લોકાઃ ૧૨, એવમ્ ૨૯; એવમાદિતઃ ૭૦૦ ॥]***

***[સમસ્તા ઉવાચમન્ત્રાઃ ૫૭, અર્ધશ્લોકાઃ ૪૨, શ્લોકાઃ ૫૩૫, અવદાનાનિ ૬૬ ॥]***

~~~~

અને હે વૈશ્યશ્રેષ્ઠ! તમે પણ જે વરદાન મારી પાસેથી મેળવવાની ઈચ્છા કરી છે તે તમને આપું છું. તમને મોક્ષ-સિદ્ધિ માટે જ્ઞાન પ્રાપ્ત થશે. (૨૪-૨૫)

**માર્કણ્ડેયજી કહે છે** – (૨૬) આ પ્રમાણે તે બંનેને મનોવાંછિત વરદાનો આપીને તથા તેમના દ્વારા ભક્તિપૂર્વક કરાયેલી પોતાની સ્તુતિ સાંભળીને દેવી અંબિકા તરત જ અંતર્ધાન થઈ ગયાં. આ પ્રમાણે દેવી પાસેથી વરદાન મેળવીને ક્ષત્રિયશ્રેષ્ઠ સુરથ સૂર્ય (ના અંશ)માંથી જન્મ લઈને સાવર્ણિ નામના મનુ થશે. (ક્લીં) (૨૭-૨૯)

*શ્રીમાર્કણ્ડેયપુરાણમાં સાવર્ણિક મન્વંતરકથા-અંતર્ગત દેવીમાહાત્મ્યમાંનો સુરથ અને વૈશ્યને વરદાન નામનો તેરમો અધ્યાય સમાપ્ત. (૧૩)*

*[ઉવાચ ૬, અર્ધશ્લોકો ૧૧, શ્લોકો ૧૨; કુલ ૨૯ - એમ શરૂથી કુલ ૭૦૦.]*

*[સમસ્ત ઉવાચમંત્રો ૫૭, અર્ધશ્લોકો ૪૨, શ્લોકો ૫૩૫, અવદાન વગેરે ૬૬.]*

~~~~

## ઉપસંહાર

આ પ્રમાણે સપ્તશતીનો પાઠ પૂરો થયા પછી, પહેલાં નવાર્ણ-જપ કરવો અને પછી દેવીસૂક્તનો પાઠ કરવો એવું વિધાન છે. તેથી અહીં પણ નવાર્ણ-વિધિ ઉદ્‌ધૃત કરવામાં આવે છે. બધી કાર્યવિધિ અગાઉની જેમ જ થશે.

## વિનિયોગઃ

શ્રીગણપતિર્જયતિ ।ૐ અસ્ય શ્રીનવાર્ણમન્ત્રસ્ય બ્રહ્મવિષ્ણુરુદ્રા ઋષયઃ, ગાયત્ર્યુષ્ણિગનુષ્ટુભશ્છન્દાંસિ, શ્રીમહાકાલીમહાલક્ષ્મીમહાસરસ્વત્યો દેવતાઃ, ઐં બીજમ્, હ્રીં શક્તિઃ, ક્લીં કીલકમ્, શ્રીમહાકાલીમહાલક્ષ્મી-મહાસરસ્વતીપ્રીત્યર્થે જપે વિનિયોગઃ ।

## ઋષ્યાદિ-ન્યાસઃ

બ્રહ્મવિષ્ણુરુદ્રઋષિભ્યો નમઃ, શિરસિ । ગાયત્ર્યુષ્ણિગનુષ્ટુપ્છન્દોભ્યો નમઃ, મુખે । મહાકાલીમહાલક્ષ્મીમહાસરસ્વીતદેવતાભ્યો નમઃ, હૃદિ । ઐં બીજાય નમઃ, ગુહ્યે । હ્રીં શક્તયે નમઃ, પાદયોઃ । ક્લીં કીલકાય નમઃ, નાભૌ ।

'ૐ ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે' – ઈતિ મૂલેન કરૌ સંશોધ્ય–

## કર-ન્યાસઃ

ૐ ઐં અઙ્ગુષ્ઠાભ્યાં નમઃ । ૐ હ્રીં તર્જનીભ્યાં નમઃ । ૐ ક્લીં મધ્યમાભ્યાં નમઃ ।ૐ ચામુણ્ડાયૈ અનામિકાભ્યાં નમઃ ।ૐ વિચ્ચે કનિષ્ઠિકાભ્યાં નમઃ । ૐ ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે કરતલકરપૃષ્ઠાભ્માં નમઃ ।

## હૃદયાદિ-ન્યાસઃ

ૐ ઐં હૃદયાય નમઃ । ૐ હ્રીં શિરસે સ્વાહા । ૐ ક્લીં શિખાયૈ વષટ્ । ૐ ચામુણ્ડાયૈ કવચાય હુમ્ । ૐ વિચ્ચે નેત્રત્રયાય વૌષટ્ । ૐ ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે અસ્ત્રાય ફટ્ ।

## અક્ષર-ન્યાસઃ

ૐ ઐં નમઃ, શિખાયામ્ । ૐ હ્રીં નમઃ, દક્ષિણનેત્રે । ૐ ક્લીં નમઃ, વામનેત્રે । ૐ ચાં નમઃ, દક્ષિણકર્ણે । ૐ મું નમઃ, વામકર્ણે । ૐ ડાં નમઃ, દક્ષિણનાસાપુટે । ૐ યૈં નમઃ, વામનાસાપુટે । ૐ વિં નમઃ, મુખે । ૐ ચ્ચેં નમઃ, ગુહ્યે ।

એવં વિન્યસ્યાષ્ટવારં મૂલેન વ્યાપકં કુર્યાત્ –

## દિઙ્-ન્યાસઃ

ૐ ઐં પ્રાચ્યૈ નમઃ । ૐ ઐં આગ્નેય્યૈ નમઃ । ૐ હ્રીં દક્ષિણાયૈ નમઃ ।

ૐ હ્રીં નૈર્ઋત્યૈ નમઃ । ૐ ક્લીં પ્રતીચ્યૈ નમઃ । ૐ ક્લીં વાયવ્યૈ નમઃ । ૐ ચામુણ્ડાયૈ ઉદીચ્યૈ નમઃ । ૐ ચામુણ્ડાયૈ ઐશાન્યૈ નમઃ । ૐ ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે ઊર્ધ્વાયૈ નમઃ । ૐ હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે ભૂમ્યૈ નમઃ ।

## ધ્યાનમ્

ખડ્ગં ચક્રગદેષુચાપપરિઘાઞ્છૂલં ભુશુણ્ડીં શિરઃ
શઙ્ખં સન્દધતીં કરૈસ્ત્રિનયનાં સર્વાઙ્ગભૂષાવૃતામ્ ।
નીલાશ્મદ્યુતિમાસ્યપાદદશકાં સેવે મહાકાલિકાં
યામસ્તૌત્સ્વપિતે હરૌ કમલજો હન્તું મધું કૈટભમ્ ॥ ૧ ॥
અક્ષસ્રક્પરશું ગદેષુકુલિશં પદ્મં ધનુઃ કુણ્ડિકાં
દણ્ડં શક્તિમસિં ચ ચર્મ જલજં ઘણ્ટાં સુરાભાજનમ્ ।
શૂલં પાશસુદર્શને ચ દધતીં હસ્તૈઃ પ્રસન્નાનનાં
સેવે સૈરિભમર્દિનીમિહ મહાલક્ષ્મીં સરોજસ્થિતામ્ ॥ ૨ ॥
ઘણ્ટાશૂલહલાનિ શઙ્ખમુસલે ચક્રં ધનુઃ સાયકં
હસ્તાબ્જૈર્દધતીં ઘનાન્તવિલસચ્છીતાંશુતુલ્યપ્રભામ્ ।
ગૌરીદેહસમુદ્ભવાં ત્રિજગતામાધારભૂતાં મહા-
પૂર્વામત્ર સરસ્વતીમનુભજે શુમ્ભાદિદૈત્યાર્દિનીમ્ ॥ ૩ ॥[1]

આ પ્રમાણે ન્યાસ અને ધ્યાન કરીને માનસિક ઉપચારથી દેવીની પૂજા કરવી. પછી ૧૦૮ અથવા ૧૦૦૮ વાર નવાર્ણમંત્રનો જપ કરવો જોઈએ. જપ શરૂ કર્યા પહેલાં **'ઐં હ્રીં અક્ષમાલિકાયૈ નમઃ ।'** - આ મંત્રથી માળાની પૂજા કરીને આ પ્રમાણે પ્રાર્થના કરવી –

ૐ માં માલે મહામાયે સર્વશક્તિસ્વરૂપિણિ ।
ચતુર્વર્ગસ્ત્વયિ ન્યસ્તસ્તસ્માન્મે સિદ્ધિદા ભવ ॥
ૐ અવિઘ્નં કુરુ માલે ત્વાં ગૃહ્ણામિ દક્ષિણે કરે ।
જપકાલે ચ સિદ્ધ્યર્થં પ્રસીદ મમ સિદ્ધયે ॥

ૐ અક્ષમાલાધિપતયે સુસિદ્ધિં દેહિ દેહિ સર્વમન્ત્રાર્થસાધિનિ સાધય સાધય સર્વસિદ્ધિં પરિકલ્પય પરિકલ્પય મે સ્વાહા ।

આ પ્રમાણે પ્રાર્થના કર્યા પછી જપ શરૂ કરવો. જપ પૂરો કરીને તેને ભગવતીને સમર્પિત કરતાં કહેવું –

---

૧. વિનિયોગ, ન્યાસ તથા ધ્યાનવિષયક શ્લોકોનો અર્થ અગાઉ આપેલો છે. - અનુવાદક

ગુહ્યાતિગુહ્યગોપ્ત્રી ત્વં ગૃહાણાસ્મત્કૃતં જપમ્ ।
સિદ્ધિર્ભવતુ મે દેવિ ત્વત્પ્રસાદાન્મહેશ્વરિ ॥

ત્યારપછી ફરી વાર નીચે લખ્યા મુજબ ન્યાસ કરવો –

### કર-ન્યાસઃ

ૐ હ્રીં અઙ્ગુષ્ઠાભ્યાં નમઃ । ૐ ચં તર્જનીભ્યાં નમઃ । ૐ ડિં મધ્યમાભ્યાં નમઃ । ૐ કાં અનામિકાભ્યાં નમઃ । ૐ યૈં કનિષ્ઠિકાભ્યાં નમઃ । ૐ હ્રીં ચણ્ડિકાયૈ કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ ।

### હૃદયાદિ-ન્યાસઃ

ૐ ખડ્ગિની શૂલિની ઘોરા ગદિની ચક્રિણી તથા ।
શઙ્ખિની ચાપિની બાણભુશુણ્ડીપરિઘાયુધા[1] ॥ હૃદયાય નમઃ ।
ૐ શૂલેન પાહિ નો દેવિ પાહિ ખડ્ગેન ચામ્બિકે ।
ઘણ્ટાસ્વનેન નઃ પાહિ ચાપજ્યાનિઃસ્વનેન ચ ॥ શિરસે સ્વાહા ।
ૐ પ્રાચ્યાં રક્ષ પ્રતીચ્યાં ચ ચણ્ડિકે રક્ષ દક્ષિણે ।
ભ્રામણેનાત્મશૂલસ્ય ઉત્તરસ્યાં તથેશ્વરિ ॥ શિખાયૈ વષટ્ ।
ૐ સૌમ્યાનિ યાનિ રૂપાણિ ત્રૈલોક્યે વિચરન્તિ તે ।
યાનિ ચાત્યર્થઘોરાણિ તૈ રક્ષાસ્માંસ્તથા ભુવમ્ ॥ કવચાય હુમ્ ।
ૐ ખડ્ગશૂલગદાદીનિ યાનિ ચાસ્ત્રાણિ તેઽમ્બિકે ।
કરપલ્લવસઙ્ગીનિ તૈરસ્માન્ રક્ષ સર્વતઃ[2] ॥ નેત્રત્રયાય વૌષટ્ ।
ૐ સર્વસ્વરૂપે સર્વેશે સર્વશક્તિસમન્વિતે ।
ભયેભ્યસ્ત્રાહિ નો દેવિ દુર્ગે દેવિ નમોઽસ્તુ તે[3] ॥ અસ્ત્રાય ફટ્ ।

### ધ્યાનમ્

ૐ વિદ્યુદ્દામસમપ્રભાં મૃગપતિસ્કન્ધસ્થિતાં ભીષણાં
કન્યાભિઃ કરવાલખેટવિલસદ્ધસ્તાભિરાસેવિતામ્ ।
હસ્તૈશ્ચક્રગદાસિખેટવિશિખાંશ્ચાપં ગુણં તર્જનીં
બિભ્રાણામનલાત્મિકાં શશિધરાં દુર્ગાં ત્રિનેત્રાં ભજે[4] ॥

---

૧. આનો અર્થ પૃષ્ઠાંક ૭૧માં છે. ૨. આ ચાર શ્લોકોનો અર્થ પૃષ્ઠાંક ૧૦૪-૧૦૫માં છે. ૩. આનો અર્થ પૃષ્ઠાંક ૧૬૪માં છે. ૪. આનો અર્થ પૃષ્ઠાંક ૧૭૧માં છે.

## ઋગ્વેદોક્ત દેવીસૂક્ત

ૐ અહમિત્યષ્ટર્ચસ્ય સૂક્તસ્ય વાગામ્ભૃણી ઋષિઃ, સચ્ચિત્સુખાત્મકઃ સર્વગતઃ પરમાત્મા દેવતા, દ્વિતીયાયા ઋચો જગતી, શિષ્ટાનાં ત્રિષ્ટુપ્ છન્દઃ, દેવીમાહાત્મ્યપાઠે વિનિયોગઃ ।[1]

### ધ્યાનમ્

ૐ સિંહસ્થા શશિશેખરા મરકતપ્રખ્યૈશ્ચતુર્ભિર્ભુજૈઃ
શઙ્ખં ચક્રધનુઃશરાંશ્ચ દધતી નેત્રૈસ્ત્રિભિઃ શોભિતા ।
આમુક્તાઙ્ગદહારકઙ્કણરણત્કાઞ્ચીરણન્નૂપુરા
દુર્ગા દુર્ગતિહારિણી ભવતુ નો રત્નોલ્લસત્કુણ્ડલા ॥[2]

### દેવીસૂક્તમ્[3]

ૐ અહં રુદ્રેભિર્વસુભિશ્ચરામ્યહમાદિત્યૈરુત વિશ્વદેવૈઃ ।
અહં મિત્રાવરુણોભા બિભર્મ્યહમિન્દ્રાગ્ની અહમશ્વિનોભા ॥ ૧ ॥

---

**ધ્યાન :** જેઓ સિંહની પીઠ પર વિરાજમાન છે, જેમના માથા પર ચંદ્રમાનો મુગટ છે, જેઓ મરકતમણિના જેવી કાન્તિવાળી પોતાની ચાર ભુજાઓમાં શંખ, ચક્ર, ધનુષ્ય અને બાણ ધારણ કરે છે, જેઓ ત્રણ નેત્રોથી સુશોભિત છે, જેમનાં વિભિન્ન અંગો (તેમના પર) પહેરેલાં બાજૂબંધ, હાર, કંકણ, ખણખણતો કંદોરો અને રણઝણ કરતાં નૂપુરોથી વિભૂષિત છે તથા જેમના કાનોમાં રત્નજડિત કુંડળો ઝગમગતાં રહે છે તે ભગવતી દુર્ગા અમારી દુર્ગતિને હરી લેનારાં થાઓ.

**દેવીસૂક્ત :** (મહર્ષિ અંભૃણની પુત્રીનું નામ વાક્ હતું. તે મોટી બ્રહ્મજ્ઞાની હતી. તેણે દેવી સાથે અભિન્નતા (એકતા) પ્રાપ્ત કરી લીધી હતી. તેના આ ઉદ્ગાર છે —) હું સચ્ચિદાનંદમયી સર્વાત્મા દેવી રુદ્ર, વસુ,

---

૧. આનાથી વિનિયોગ કરીને (આની) નીચે લખેલા ('ધ્યાન' પ્રમાણે) રૂપનું ધ્યાન કરવું.
૨. ધ્યાન કર્યા પછી (એની) નીચે લખ્યા મુજબ વેદોક્ત દેવીસૂક્તનો પાઠ કરવો.
૩. દેવીસૂક્તના આ આઠ મંત્રો ઋગ્વેદ-અંતર્ગત મંડળ ૧૦, અધ્યાય ૧૦, સૂક્ત ૧૨૫ની આઠ ઋચાઓ છે.

**અહં સોમમાહનસં બિભર્મ્યહં ત્વષ્ટારમુત પૂષણં ભગમ્ ।**
**અહં દધામિ દ્રવિણં હવિષ્મતે સુપ્રાવ્યે યજમાનાય સુન્વતે ॥ ૨ ॥**
**અહં રાષ્ટ્રી સઙ્ગમની વસૂનાં ચિકિતુષી પ્રથમા યજ્ઞિયાનામ્ ।**
**તાં મા દેવા વ્યદધુઃ પુરુત્રા ભૂરિસ્થાત્રાં ભૂર્ય્યાવેશયન્તીમ્ ॥ ૩ ॥**
**મયા સો અન્નમત્તિ યો વિપશ્યતિ યઃ**
**પ્રાણિતિ ય ઈં શૃણોત્યુક્તમ્ ।**
**અમન્તવો માં ત ઉપ ક્ષિયન્તિ શ્રુધિ**
**શ્રુત શ્રદ્ધિવં તે વદામિ ॥ ૪ ॥**
**અહમેવ સ્વયમિદં વદામિ જુષ્ટં**
**દેવેભિરુત માનુષેભિઃ ।**

---

આદિત્ય તથા વિશ્વદેવોના રૂપમાં વિચરું છું. હું જ મિત્ર અને વરુણ - બંનેને, ઈન્દ્ર અને અગ્નિને તથા બંને અશ્વિનીકુમારોને ધારણ કરું છું. (૧) હું જ શત્રુઓનો નાશ કરનારા, આકાશમાં વિચરનારા દેવતા સોમને, ત્વષ્ટા પ્રજાપતિને તથા પૂષા અને ભગને પણ ધારણ કરું છું. જે હવિષ્યથી સંપન્ન થઈને દેવતાઓને ઉત્તમ હવિષ્યની પ્રાપ્તિ કરાવે છે તથા તેમને સોમરસ વડે તૃપ્ત કરે છે તે યજમાન માટે હું જ ઉત્તમ યજ્ઞનું ફળ અને ધન આપું છું. (૨) હું સમસ્ત વિશ્વની અધીશ્વરી, પોતાના ઉપાસકોને ધનની પ્રાપ્તિ કરાવનારી, સાક્ષાત્કાર કરવા લાયક પરબ્રહ્મને પોતાનાથી અભિન્ન-રૂપે જાણનારી અને પૂજનીય દેવતાઓમાં મુખ્ય છું. હું પ્રપંચરૂપે અનેક ભાવોમાં રહેલી છું. સઘળાં ભૂતોમાં મારો પ્રવેશ છે. અનેક સ્થાનોમાં રહેનારા દેવતાઓ જ્યાં-ક્યાંય પણ જે કંઈ પણ કરે છે તે બધું મારા માટે કરે છે. (૩) જે કોઈ અન્ન ખાય છે તે મારી શક્તિથી જ ખાય છે (કારણ કે હું જ ભોક્તા-શક્તિ છું); આ જ પ્રમાણે જે જુએ છે, શ્વાસ લે છે તથા જે કહેલી વાત સાંભળે છે તે મારી જ સહાયથી ઉક્ત સર્વ કાર્યો કરવામાં સમર્થ હોય છે. જેઓ મને આ રૂપમાં જાણતા નથી તેઓ નહીં જાણવાને કારણે દીન દશાને પ્રાપ્ત કરી લે છે. હે બહુશ્રુત! હું તમને શ્રદ્ધાથી પ્રાપ્ત થતા બ્રહ્મતત્ત્વનો ઉપદેશ કરું છું, સાંભળો. (૪) હું પોતે જ દેવતાઓ અને મનુષ્યો વડે સેવાયેલા આ દુર્લભ તત્ત્વનું વર્ણન કરું છું. હું જે જે મનુષ્યોનું

યં કામયે તં તમુગ્રં કૃણોમિ
તં બ્રહ્માણં તમૃષિં તં સુમેધામ્ ॥ ૫ ॥

અહં રુદ્રાય ધનુરા તનોમિ બ્રહ્મદ્વિષે શરવે હન્તવા ઉ ।
અહં જનાય સમદં કૃણોમ્યહં દ્યાવાપૃથિવી આ વિવેશ ॥ ૬ ॥

અહં સુવે પિતરમસ્ય મૂર્ધન્મમ
યોનિરપ્સ્વન્તઃ સમુદ્રે ।
તતો વિ તિષ્ઠે ભુવનાનુ વિશ્વો-
તામૂં દ્યાં વર્ષ્મણોપ સ્પૃશામિ ॥ ૭ ॥

અહમેવ વાત ઈવ પ્રવામ્યારભમાણા ભુવનાનિ વિશ્વા ।
પરો દિવા પર એના પૃથિવ્યૈતાવતી મહિના સમ્બભૂવ ॥ ૮ ॥[1]

~~~~

રક્ષણ કરવા ઇચ્છું છું તેમને બધા કરતાં વધુ શક્તિશાળી બનાવી દઉં છું. તેમને સૃષ્ટિના રચનારા બ્રહ્મા, પરોક્ષ-જ્ઞાનથી સંપન્ન ઋષિ તથા ઉત્તમ મેધા (બુદ્ધિ)-શક્તિથી યુક્ત બતાવું છું. (૫) હું જ બ્રહ્મનો દ્વેષ કરનારા હિંસક અસુરોનો વધ કરવા માટે રુદ્રનું ધનુષ્ય ચડાવું છું. હું જ શરણાગતોના રક્ષણ માટે શત્રુઓ સાથે યુદ્ધ કરું છું તથા પૃથ્વી અને આકાશમાં અંતર્યામીરૂપે વ્યાપ્ત રહું છું. (૬) હું જ જગતના પિતા-રૂપ આ આકાશને સર્વના અધિષ્ઠાનસ્વરૂપ પરમાત્માની ઉપર ઉત્પન્ન કરું છું; સમુદ્ર (સમસ્ત ભૂતોના ઉત્પત્તિસ્થાન પરમાત્મા)માં તથા જળ (બુદ્ધિની વ્યાપક વૃત્તિઓ)માં મારે કારણે (કારણરૂપ ચૈતન્ય બ્રહ્મની) સ્થિતિ છે, તેથી જ હું સમસ્ત લોક (ભુવન)માં વ્યાપ્ત રહું છું તથા તે સ્વર્ગલોકનો પણ પોતાના શરીરથી સ્પર્શ કરું છું. (૭) હું કારણ-રૂપે સમસ્ત વિશ્વની રચના કરવાનું શરૂ કરું છું ત્યારે બીજાઓની પ્રેરણા વિના પોતે જ વાયુની જેમ ચાલું છું, સ્વેચ્છાએ જ કર્મમાં પ્રવૃત્ત થાઉં છું. હું પૃથ્વી અને આકાશ બંનેથી પર છું. પોતાના મહિમાથી જ હું આવી થયેલી છું. (૮)

~~~~

૧. આના પછી 'તંત્રોક્ત દેવીસૂક્ત' આપવામાં આવ્યું છે, તેનો પણ પાઠ કરવો જોઈએ.

# તંત્રોક્ત દેવીસૂક્ત[1]

નમો દેવ્યૈ મહાદેવ્યૈ શિવાયૈ સતતં નમઃ ।
નમઃ પ્રકૃત્યૈ ભદ્રાયૈ નિયતાઃ પ્રણતાઃ સ્મ તામ્ ॥ ૧ ॥

રૌદ્રાયૈ નમો નિત્યાયૈ ગૌર્યૈ ધાત્ર્યૈ નમો નમઃ ।
જ્યોત્સ્નાયૈ ચેન્દુરૂપિણ્યૈ સુખાયૈ સતતં નમઃ ॥ ૨ ॥

કલ્યાણ્યૈ પ્રણતાં વૃદ્ધ્યૈ સિદ્ધ્યૈ કુર્મો નમો નમઃ ।
નૈર્ઋત્યૈ ભૂભૃતાં લક્ષ્મ્યૈ શર્વાણ્યૈ તે નમો નમઃ ॥ ૩ ॥

દુર્ગાયૈ દુર્ગપારાયૈ સારાયૈ સર્વકારિણ્યૈ ।
ખ્યાત્યૈ તથૈવ કૃષ્ણાયૈ ધૂમ્રાયૈ સતતં નમઃ ॥ ૪ ॥

અતિસૌમ્યાતિરૌદ્રાયૈ નતાસ્તસ્યૈ નમો નમઃ ।
નમો જગત્પ્રતિષ્ઠાયૈ દેવ્યૈ કૃત્યૈ નમો નમઃ ॥ ૫ ॥

યા દેવી સર્વભૂતેષુ વિષ્ણુમાયેતિ શબ્દિતા ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૬ ॥

યા દેવી સર્વભૂતેષુ ચેતનેત્યભિધીયતે ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૭ ॥

યા દેવી સર્વભૂતેષુ બુદ્ધિરૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૮ ॥

યા દેવી સર્વભૂતેષુ નિદ્રારૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૯ ॥

યા દેવી સર્વભૂતેષુ ક્ષુધારૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૦ ॥

---

૧. આ તંત્રોક્ત દેવીસૂક્તનો અર્થ 'સપ્તશતી'ના પાંચમા અધ્યાયમાં (પૃષ્ઠાંક ૧૧૦-૧૧૫)માં આપેલો છે.

યા દેવી સર્વભૂતેષુચ્છાયારૂપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૧ ॥
યા દેવી સર્વભૂતેષુ શક્તિરૂપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૨ ॥
યા દેવી સર્વભૂતેષુ તૃષ્ણારુપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૩ ॥
યા દેવી સર્વભૂતેષુ ક્ષાન્તિરૂપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૪ ॥
યા દેવી સર્વભૂતેષુ જાતિરૂપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૫ ॥
યા દેવી સર્વભૂતેષુ લજ્જારૂપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૬ ॥
યા દેવી સર્વભૂતેષુ શાન્તિરૂપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૭ ॥
યા દેવી સર્વભૂતેષુ શ્રદ્ધારૂપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૮ ॥
યા દેવી સર્વભૂતેષુ કાન્તિરૂપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૧૯ ॥
યા દેવી સર્વભૂતેષુ લક્ષ્મીરૂપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૨૦ ॥
યા દેવી સર્વભૂતેષુ વૃત્તિરૂપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૨૧ ॥
યા દેવી સર્વભૂતેષુ સ્મૃતિરૂપેણ સંસ્થિતા।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૨૨ ॥

યા દેવી સર્વભૂતેષુ દયારૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૨૩ ॥

યા દેવી સર્વભૂતેષુ તુષ્ટિરૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૨૪ ॥

યા દેવી સર્વભૂતેષુ માતૃરૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૨૫ ॥

યા દેવી સર્વભૂતેષુ ભ્રાન્તિરૂપેણ સંસ્થિતા ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૨૬ ॥

ઇન્દ્રિયાણામધિષ્ઠાત્રી ભૂતાનાં ચાખિલેષુ યા ।
ભૂતેષુ સતતં તસ્યૈ વ્યાપ્તિદેવ્યૈ નમો નમઃ ॥ ૨૭ ॥

ચિતિરૂપેણ યા કૃત્સ્નમેતદ્વ્યાપ્ય સ્થિતા જગત્ ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥ ૨૮ ॥

સ્તુતા સુરૈઃ પૂર્વમભીષ્ટસંશ્રયા-
ત્તથા સુરેન્દ્રેણ દિનેષુ સેવિતા ।
કરોતુ સા નઃ શુભહેતુરીશ્વરી
શુભાનિ ભદ્રાણ્યભિહન્તુ ચાપદઃ ॥ ૨૯ ॥

યા સામ્પ્રતં ચોદ્ધતદૈત્યતાપિતૈ-
રસ્માભિરીશા ચ સુરૈર્નમસ્યતે ।
યા ચ સ્મૃતા તત્ક્ષણમેવ હન્તિ નઃ
સર્વાપદો ભક્તિવિનમ્રમૂર્તિભિઃ ॥ ૩૦ ॥[૧]

≈≈≈≈

૧. આના પછી 'પ્રાધાનિક' વગેરે ત્રણ રહસ્યોનો પાઠ કરવો.

# પ્રાધાનિક રહસ્ય

વિનિયોગઃ

ૐ અસ્ય શ્રીસપ્તશતીરહસ્યત્રયસ્ય નારાયણ ઋષિરનુષ્ટુપ્છન્દઃ, મહાકાલીમહાલક્ષ્મીમહાસરસ્વત્યો દેવતા યથોક્તફલાવાપ્ત્યર્થં જપે વિનિયોગઃ ।

રાજોવાચ

ભગવન્નવતારા મે ચણ્ડિકાયાસ્ત્વયોદિતાઃ ।
એતેષાં પ્રકૃતિં બ્રહ્મન્ પ્રધાનં વક્તુમર્હસિ ॥ ૧ ॥
આરાધ્યં યન્મયા દેવ્યાઃ સ્વરૂપં યેન ચ દ્વિજ ।
વિધિના બ્રૂહિ સકલં યથાવત્પ્રણતસ્ય મે ॥ ૨ ॥

ઋષિરુવાચ

ઇદં રહસ્યં પરમમનાખ્યેયં પ્રચક્ષતે ।
ભક્તોઽસીતિ ન મે કિઞ્ચિત્તવાવાચ્યં નરાધિપ ॥ ૩ ॥
સર્વસ્યાદ્યા મહાલક્ષ્મીસ્ત્રિગુણા પરમેશ્વરી ।
લક્ષ્યાલક્ષ્યસ્વરૂપા સા વ્યાપ્ય કૃત્સ્નં વ્યવસ્થિતા ॥ ૪ ॥

---

**વિનિયોગ :** ૐ 'સપ્તશતી'નાં આ ત્રણે રહસ્યોના નારાયણ ઋષિ છે, અનુષ્ટુપ છંદ છે તથા મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી દેવતાઓ છે. શાસ્ત્રોક્ત ફળની પ્રાપ્તિ માટે જપમાં આ સર્વનો વિનિયોગ થાય છે.

**રાજા બોલ્યા** – હે ભગવાન! તમે ચંડિકાના અવતારોની કથા મને કહી સંભળાવી. હે બ્રહ્મન્! હવે તમે આ અવતારોની પ્રધાન (મુખ્ય) પ્રકૃતિનું વર્ણન કરો. (૧) હે દ્વિજશ્રેષ્ઠ! હું તમારાં ચરણોમાં પડેલો છું. મારે દેવીના જે સ્વરૂપની અને જે વિધિથી આરાધના કરવાની છે, તે બધું યથાર્થરૂપે બતાવો. (૨)

**ઋષિ કહે છે** – હે રાજન્! આ રહસ્ય અત્યંત ગોપનીય છે. આને કોઈને કહેવા-યોગ્ય બતાવવામાં આવ્યું નથી. પરંતુ તમે મારા ભક્ત છો, તેથી તમને નહીં કહેવા-યોગ્ય મારી પાસે કશું જ નથી. (૩) ત્રિગુણમયી પરમેશ્વરી મહાલક્ષ્મી જ બધાનું આદિકારણ છે. તેઓ જ દૃશ્યરૂપે અને અદૃશ્યરૂપે સમગ્ર વિશ્વને વ્યાપ્ત કરીને (તેમાં) રહેલાં છે. (૪)

માતુલુઙ્ગં ગદાં ખેટં પાનપાત્રં ચ બિભ્રતી ।
નાગં લિઙ્ગં ચ યોનિં ચ બિભ્રતી નૃપ મૂર્ધનિ ॥ ૫ ॥

તપ્તકાઞ્ચનવર્ણાભા તપ્તકાઞ્ચનભૂષણા ।
શૂન્યં તદખિલં સ્વેન પૂરયામાસ તેજસા ॥ ૬ ॥

શૂન્યં તદખિલં લોકં વિલોક્ય પરમેશ્વરી ।
બભાર પરમં રૂપં તમસા કેવલેન હિ ॥ ૭ ॥

સા ભિન્નાઞ્જનસઙ્કાશા દંષ્ટ્રાઙ્કિતવરાનના ।
વિશાલલોચના નારી બભૂવ તનુમધ્યમા ॥ ૮ ॥

ખડ્ગપાત્રશિરઃખેટૈરલઙ્કૃતચતુર્ભુજા ।
કબન્ધહારં શિરસા બિભ્રાણા હિ શિરઃસ્રજમ્ ॥ ૯ ॥

સા પ્રોવાચ મહાલક્ષ્મીં તામસી પ્રમદોત્તમા ।
નામ કર્મ ચ મે માતર્દેહિ તુભ્યં નમો નમઃ ॥૧૦॥

---

હે રાજન્! તેઓ પોતાની ચાર ભુજાઓમાં માતુલુંગ (બિજોરાનું ફળ), ગદા, ઢાલ અને પાનપાત્ર તથા માથા પર નાગ, લિંગ અને યોનિ - આ વસ્તુઓ ધારણ કરે છે. (૫) તપાવેલા સુવર્ણ જેવી તેમની કાન્તિ છે. તપાવેલા સુવર્ણનાં જ તેમનાં આભૂષણ છે. તેમણે પોતાના તેજથી આ શૂન્ય જગતને પરિપૂર્ણ કર્યું છે. (૬) પરમેશ્વરી મહાલક્ષ્મીએ આ સંપૂર્ણ જગતને શૂન્ય જોઈને કેવળ તમોગુણરૂપી ઉપાધિઓ વડે એક અન્ય ઉત્કૃષ્ટ રૂપ ધારણ કર્યું. (૭) તે રૂપ એક સ્ત્રીના રૂપમાં પ્રગટ થયું. તેના શરીરની કાન્તિ નર્યા કાજળ જેવી કાળા વર્ણની હતી. તેનું શ્રેષ્ઠ મુખ દાઢોથી સુશોભિત હતું. આંખો મોટી-મોટી અને કમર પાતળી હતી. (૮) તેની ચાર ભુજાઓ ઢાલ, તલવાર, કટોરા અને કપાયેલા મસ્તકથી સુશોભિત હતી. તે વક્ષઃસ્થળ પર ધડો (કબંધો)ની તથા માથા પર મુંડો (માથાં, ખોપરીઓ)ની માળા ધારણ કરેલી હતી. (૯) આ પ્રમાણે પ્રગટ થયેલી તે સ્ત્રી-શ્રેષ્ઠ તામસીદેવીએ મહાલક્ષ્મીને કહ્યું – "માતાજી! તમને નમસ્કાર છે. મને મારું નામ અને કામ બતાવો." (૧૦)

તાં પ્રોવાચ મહાલક્ષ્મીસ્તામસીં પ્રમદોત્તમામ્ ।
દદામિ તવ નામાનિ યાનિ કર્માણિ તાનિ તે ॥ ૧૧ ॥
મહામાયા મહાકાલી મહામારી ક્ષુધા તૃષા ।
નિદ્રા તૃષ્ણા ચૈકવીરા કાલરાત્રિર્દુરત્યયા ॥ ૧૨ ॥
ઈમાનિ તવ નામાનિ પ્રતિપાદ્યાનિ કર્મભિઃ ।
એભિઃ કર્માણિ તે જ્ઞાત્વા યોઽધીતે સોઽશ્નુતે સુખમ્ ॥ ૧૩ ॥
તામિત્યુક્ત્વા મહાલક્ષ્મીઃ સ્વરૂપમપરં નૃપ ।
સત્ત્વાખ્યેનાતિશુદ્ધેન ગુણેનેન્દુપ્રભં દધૌ ॥ ૧૪ ॥
અક્ષમાલાઙ્કુશધરા વીણાપુસ્તકધારિણી ।
સા બભૂવ વરા નારી નામાન્યસ્યૈ ચ સા દદૌ ॥ ૧૫ ॥
મહાવિદ્યા મહાવાણી ભારતી વાક્ સરસ્વતી ।
આર્યા બ્રાહ્મી કામધેનુર્વેદગર્ભા ચ ધીશ્વરી ॥ ૧૬ ॥
અથોવાચ મહાલક્ષ્મીર્મહાકાલીં સરસ્વતીમ્ ।
યુવાં જનયતાં દેવ્યૌ મિથુને સ્વાનુરૂપતઃ ॥ ૧૭ ॥

---

ત્યારે મહાલક્ષ્મીએ તે સ્ત્રીશ્રેષ્ઠ તામસીદેવીને કહ્યું – ''હું તમને નામ આપું છું અને તમારે જે જે કાર્યો કરવાનાં છે તે પણ બતાવું છું. (૧૧) મહામાયા, મહાકાળી, મહામારી, ક્ષુધા, તૃષા, નિદ્રા, તૃષ્ણા, એકવીરા, કાલરાત્રિ તથા દુરત્યયા - (૧૨) આ તમારાં નામ છે; કે જે કર્મો થકી લોકમાં ચરિતાર્થ થશે. આ નામો દ્વારા તમારાં કર્મો જાણીને તે કર્મો (ની લીલા)નો જે પાઠ કરે છે તે સુખ ભોગવે છે.'' (૧૩)

હે રાજન્! મહાકાળીને આમ કહીને મહાલક્ષ્મીએ અત્યંત શુદ્ધ સત્ત્વગુણ વડે બીજું રૂપ ધારણ કર્યું, જે ચંદ્રમા જેવું ગૌરવર્ણ હતું. (૧૪) તે શ્રેષ્ઠ સ્ત્રી પોતાના હાથોમાં અક્ષમાળા, અંકુશ, વીણા અને પુસ્તક ધારણ કરેલી હતી. મહાલક્ષ્મીએ તેને પણ નામ આપ્યાં - (૧૫) ''મહાવિદ્યા, મહાવાણી, ભારતી, વાક્ (વાગ્દેવી), સરસ્વતી, આર્યા, બ્રાહ્મી, કામધેનુ, વેદગર્ભા અને ધીશ્વરી (બુદ્ધિની સ્વામિની) - આ તમારાં નામ હશે.'' (૧૬) ત્યારબાદ મહાલક્ષ્મીએ મહાકાળી અને મહાસરસ્વતીને કહ્યું – ''દેવીઓ! તમે બંને પોતપોતાને યોગ્ય સ્ત્રી-પુરુષનાં યુગલ ઉત્પન્ન કરો.'' (૧૭)

ઇત્યુક્ત્વા તે મહાલક્ષ્મીઃ સસર્જ મિથુનં સ્વયમ્ ।
હિરણ્યગર્ભૌ રુચિરૌ સ્ત્રીપુંસૌ કમલાસનૌ ॥ ૧૮ ॥

બ્રહ્મન્ વિધે વિરિઞ્ચેતિ ધાતરિત્યાહ તં નરમ્ ।
શ્રીઃ પદ્મે કમલે લક્ષ્મીત્યાહ માતા ચ તાં સ્ત્રિયમ્ ॥ ૧૯ ॥

મહાકાલી ભારતી ચ મિથુને સૃજતઃ સહ ।
એતયોરપિ રૂપાણિ નામાનિ ચ વદામિ તે ॥ ૨૦ ॥

નીલકણ્ઠં રક્તબાહું શ્વેતાઙ્ગં ચન્દ્રશેખરમ્ ।
જનયામાસ પુરુષં મહાકાલી સિતાં સ્ત્રિયમ્ ॥ ૨૧ ॥

સ રુદ્રઃ શઙ્કરઃ સ્થાણુઃ કપર્દી ચ ત્રિલોચનઃ ।
ત્રયી વિદ્યા કામધેનુઃ સા સ્ત્રી ભાષાક્ષરા સ્વરા ॥ ૨૨ ॥

સરસ્વતી સ્ત્રિયં ગૌરીં કૃષ્ણં ચ પુરુષં નૃપ ।
જનયામાસ નામાનિ તયોરપિ વદામિ તે ॥ ૨૩ ॥

---

તે બંનેને આમ કહ્યા પછી મહાલક્ષ્મીએ પહેલાં તો પોતે જ સ્ત્રી-પુરુષનું એક યુગલ ઉત્પન્ન કર્યું. તે બંને હિરણ્યગર્ભ (નિર્મળ જ્ઞાનથી સંપન્ન), સુંદર અને પદ્માસન પર વિરાજમાન હતાં. તેમનામાં એક સ્ત્રી હતી અને બીજો પુરુષ. (૧૮) ત્યારપછી માતા મહાલક્ષ્મીએ પુરુષને 'બ્રહ્મન્!', 'વિધિ!', 'વિરિંચ!' તથા 'ધાત!' - આ રીતે સંબોધિત કર્યો અને સ્ત્રીને 'શ્રી!', 'પદ્મા!', કમલા!', 'લક્ષ્મી!' વગેરે નામે પોકારી. (૧૯) આ પછી મહાકાળી અને મહાસરસ્વતીએ પણ એક-એક યુગલ ઉત્પન્ન કર્યું. તેમનાં પણ રૂપ અને નામ હું તમને બતાવું છું. (૨૦) મહાકાળીએ નીલવર્ણના કંઠવાળા, લાલ ભુજાવાળા, શ્વેત શરીરવાળા અને માથા પર ચંદ્રમાનો મુગટ ધારણ કરનારા પુરુષને તથા ગૌરવર્ણી સ્ત્રીને જન્મ આપ્યો. (૨૧) તે પુરુષ રુદ્ર, શંકર, સ્થાણુ, કપર્દી અને ત્રિલોચનના નામે પ્રસિદ્ધ થયો તથા તે સ્ત્રીનાં ત્રયી, વિદ્યા, કામધેનુ, ભાષા, અક્ષરા અને સ્વરા - આ નામ થયાં (૨૨) હે રાજન્! મહાસરસ્વતીએ ગૌરવર્ણી સ્ત્રી અને શ્યામવર્ણ પુરુષને પ્રગટ કર્યાં. તે બંનેનાં નામ પણ હું તમને કહી જણાવું છું. (૨૩)

વિષ્ણુઃ કૃષ્ણો હૃષીકેશો વાસુદેવો જનાર્દનઃ ।
ઉમા ગૌરી સતી ચણ્ડી સુન્દરી સુભગા શિવા ॥ ૨૪ ॥

એવં યુવતયઃ સદ્યઃ પુરુષત્વં પ્રપેદિરે ।
ચક્ષુષ્મન્તો નુ પશ્યન્તિ નેતરેઽતદ્વિદો જનાઃ ॥ ૨૫ ॥

બ્રહ્મણે પ્રદદૌ પત્નીં મહાલક્ષ્મીર્નૃપ ત્રયીમ્ ।
રુદ્રાય ગૌરીં વરદાં વાસુદેવાય ચ શ્રિયમ્ ॥ ૨૬ ॥

સ્વરયા સહ સમ્ભૂય વિરિઞ્ચોઽણ્ડમજીજનત્ ।
બિભેદ ભગવાન્ રુદ્રસ્તદ્ ગૌર્યા સહ વીર્યવાન્ ॥ ૨૭ ॥

અણ્ડમધ્યે પ્રધાનાદિ કાર્યજાતમભૂન્નૃપ ।
મહાભૂતાત્મકં સર્વં જગત્સ્થાવરજઙ્ગમમ્ ॥ ૨૮ ॥

પુપોષ પાલયામાસ તલ્લક્ષ્મ્યા સહ કેશવઃ ।
સઞ્જહાર જગત્સર્વં સહ ગૌર્યા મહેશ્વરઃ ॥ ૨૯ ॥

---

એમનામાંના પુરુષનાં વિષ્ણુ, કૃષ્ણ, હૃષીકેશ, વાસુદેવ અને જનાર્દન નામો થયાં તથા તે સ્ત્રી ઉમા, ગૌરી, સતી, ચંડી, સુંદરી, સુભગા અને શિવા - આ નામોથી પ્રસિદ્ધ થઈ. (૨૪) આ પ્રમાણે ત્રણે યુવતીઓ જ તત્કાળ પુરુષરૂપ પામી. આ વાત જ્ઞાન-નેત્રોવાળા લોકો જ સમજી શકે છે; બીજા અજ્ઞાનીઓ આ રહસ્યને જાણી શકતા નથી. (૨૫) હે રાજન્! મહાલક્ષ્મીએ ત્રયીવિદ્યારૂપા સરસ્વતીનું બ્રહ્માને પત્નીરૂપે સમર્પણ કર્યું, વરદાયિની ગૌરીનું રુદ્રને તથા લક્ષ્મીનું વાસુદેવને પ્રદાન કર્યું. (૨૬) આ પ્રમાણે સરસ્વતી સાથે જોડાઈને બ્રહ્માજીએ બ્રહ્માંડ ઉત્પન્ન કર્યું અને ગૌરી સાથે મળીને પરમ પરાક્રમી ભગવાન રુદ્રે તે (બ્રહ્માંડ)નું ભેદન કર્યું. (૨૭) હે રાજન્! તે બ્રહ્માંડમાં પ્રધાન (મહત્તત્ત્વ) વગેરે કાર્યસમૂહની - પંચમહાભૂતાત્મક સમસ્ત સ્થાવર-જંગમરૂપી જગતની ઉત્પત્તિ થઈ. (૨૮) પછી લક્ષ્મી સાથે (મળીને) ભગવાન વિષ્ણુને આ જગતનું પાલનપોષણ કર્યું અને પ્રલયકાળે ગૌરી સાથે (મળીને) મહેશ્વરે તે સંપૂર્ણ જગતનો સંહાર કર્યો. (૨૯)

**મહાલક્ષ્મીર્મહારાજ સર્વસત્ત્વમયીશ્વરી ।**
**નિરાકારા ચ સાકારા સૈવ નાનાભિધાનભૃત્ ॥ ૩૦ ॥**
**નામાન્તરૈર્નિરૂપ્યૈષા નામ્ના નાન્યેન કેનચિત્ ॥ ૐ ॥ ૩૧ ॥**

**ઈતિ પ્રાધાનિકં[1] રહસ્યં સમ્પૂર્ણમ્ ।**

~~~~

હે મહારાજ! મહાલક્ષ્મી જ સર્વસત્ત્વમયી તથા સર્વસત્ત્વોનાં અધીશ્વરી છે. તેઓ જ નિરાકારરૂપે તથા સાકારરૂપે રહીને, અનેકવિધ નામો ધારણ કરે છે. (૩૦) સગુણવાચક સત્ય, જ્ઞાન, ચિત્, મહામાયા વગેરે નામફેર સાથે આ મહાલક્ષ્મીનું નિરૂપણ કરવું જોઈએ; કેવળ એકમાત્ર નામથી (મહાલક્ષ્મીના નામમાત્રથી) અથવા અન્ય પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી તેમનું વર્ણન થઈ શકતું નથી. (૩૧)

**પ્રાધાનિક રહસ્ય સમાપ્ત.**

~~~~

---

૧. પ્રથમ (અર્થાત્ પ્રાધાનિક) રહસ્યમાં પરાશક્તિ મહાલક્ષ્મીના સ્વરૂપનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. મહાલક્ષ્મી જ દેવીની સમસ્ત વિકૃતિઓ (અવતારો)ની પ્રધાન પ્રકૃતિ છે, તેથી જ આ પ્રકરણને પ્રાકૃતિક અથવા પ્રાધાનિક રહસ્ય કહે છે. આના મુજબ, મહાલક્ષ્મી જ બધા પ્રપંચ તથા સમસ્ત અવતારોનું આદિકારણ છે. ત્રણે ગુણો (સત્ત્વ, રજ અને તમ)ની સમાનાવસ્થા-રૂપ પ્રકૃતિ પણ તેમનાથી અલગ નથી. સ્થૂળ-સૂક્ષ્મ, દૃશ્ય-અદૃશ્ય અથવા વ્યક્ત-અવ્યક્ત - બધાં તેમનાં જ સ્વરૂપ છે. તેઓ સર્વત્ર વ્યાપ્ત છે. અસ્તિ, ભાતિ, પ્રિય, નામ અને રૂપ - બધું તેઓ જ છે. સચ્ચિદાનંદમયી તે પરમેશ્વરી સૂક્ષ્મરૂપે સર્વત્ર વ્યાપ્ત હોવા છતાં પણ ભક્તો પર અનુગ્રહ (કૃપા-કરુણા) કરવા માટે પરમ દિવ્ય ચિન્મય સગુણરૂપે પણ નિત્ય વિરાજમાન રહે છે. તેમના તે શ્રીવિગ્રહની કાન્તિ તપાવેલા સુવર્ણ જેવી છે. તેઓ પોતાની ચાર ભુજાઓમાં માતુલુંગ (બિજોરું), ગદા, ઢાલ અને પાનપાત્ર ધારણ કરે છે તથા માથા પર નાગ, લિંગ અને યોનિ ધારણ કરેલાં રહે છે. 'ભુવનેશ્વરીસંહિતા' મુજબ, માતુલુંગ એ કર્મસમૂહનું, ગદા એ ક્રિયાશક્તિનું, ઢાલ એ જ્ઞાનશક્તિનું અને પાનપાત્ર એ તુરીય વૃત્તિ (પોતાના સચ્ચિદાનંદમય સ્વરૂપમાં સ્થિતિ)નું સૂચન કરે છે. આ જ પ્રમાણે નાગથી કાલકાનું, યોનિથી પ્રકૃતિનું અને લિંગથી પુરુષનું અર્થ-ગ્રહણ થાય છે. તાત્પર્ય એ છે કે પ્રકૃતિ, પુરુષ અને કાળ - એ ત્રણેયનું અનુષ્ઠાન પરમેશ્વરી મહાલક્ષ્મી જ છે. ઉક્ત ચતુર્ભુજા મહાલક્ષ્મીની કઈ ભુજાઓમાં કયાં

# વૈકૃતિક રહસ્ય

ઋષિરુવાચ

**ૐ ત્રિગુણા તામસી દેવી સાત્ત્વિકી યા ત્રિધોદિતા ।**
**સા શર્વા ચણ્ડિકા દુર્ગા ભદ્રા ભગવતીર્યતે ॥ ૧ ॥**

**યોગનિદ્રા હરેરુક્તા મહાકાલી તમોગુણા ।**
**મધુકૈટભનાશાર્થં યાં તુષ્ટાવામ્બુજાસનઃ ॥ ૨ ॥**

---

**ઋષિ કહે છે** – હે રાજન્! પહેલાં સત્ત્વપ્રધાન ત્રિગુણાત્મક મહાલક્ષ્મીના તામસી વગેરેના ભેદને લીધે જે ત્રણ સ્વરૂપ બતાવવામાં આવ્યાં તેઓ જ શર્વા, ચંડિકા, દુર્ગા, ભદ્રા, ભગવતી વગેરે અનેક નામે ઓળખાય છે. (૧) તમોગુણમયી મહાકાળીને ભગવાન વિષ્ણુની યોગનિદ્રા કહેવામાં આવ્યાં છે. મધુ અને કૈટભનો નાશ કરવા માટે બ્રહ્માજીએ જેમની સ્તુતિ કરી હતી તેમનું જ નામ મહાકાળી છે. (૨)

---

આયુધ છે એ બાબતે મતભેદ છે. 'રેણુકા-માહાત્મ્ય'માં બતાવવામાં આવ્યું છે કે જમણી બાજુના નીચેના હાથમાં પાનપાત્ર છે અને ઉપરના હાથમાં ગદા છે; ડાબી બાજુના ઉપરના હાથમાં ઢાલ છે તથા નીચેના હાથમાં શ્રીફળ છે. પરંતુ વૈકૃતિક રહસ્યમાં 'દક્ષિણાધરઃકરક્રમાત્' કહીને જે ક્રમ બતાવવામાં આવ્યો છે તે મુજબ જમણી બાજુના નીચેના હાથમાં માતુલુંગ (બિજોરું) અને ઉપરના હાથમાં ગદા તથા ડાબી બાજુના નીચેના હાથમાં પાનપાત્ર અને ઉપરના હાથમાં ઢાલ છે. ચાર ભુજાઓવાળાં મહાલક્ષ્મીએ ક્રમશઃ તમોગુણ અને સત્ત્વગુણરૂપી ઉપાધિઓ વડે પોતાનાં બે રૂપ બીજાં પ્રગટ કર્યાં, જેમની મહાકાળી અને મહાસરસ્વતીના નામે પ્રસિદ્ધિ થઈ. આ બંને રૂપો સપ્તશતીના પ્રથમ ચરિત્રમાં અને પછીના ચરિત્રમાં વર્ણવાયેલાં મહાકાળી અને મહાસરસ્વતીથી જુદાં છે; કારણ કે આ બંનેય ચાર ભુજાઓવાળી દેવીઓ છે, જ્યારે ઉક્ત ચરિત્રોમાં વર્ણવાયેલાં મહાકાળીને દશ અને મહાસરસ્વતીને આઠ ભુજાઓ છે. ચતુર્ભુજાધારી મહાકાળીના હાથોમાં ખડ્ગ, પાનપાત્ર, મસ્તક અને ઢાલ છે; અને તેમનો ક્રમ પણ પૂર્વવત્ જ છે. ચતુર્ભુજાધારી મહાસરસ્વતીના હાથોમાં અક્ષમાલા, અંકુશ, વીણા અને પુસ્તક શોભી રહ્યાં છે; અને તેમનો ક્રમ પણ પહેલાં બતાવાયો છે તેવો જ છે. પછી આ ત્રણે દેવીઓએ - દરેકે સ્ત્રીપુરુષનું એક-એક જોડું ઉત્પન્ન કર્યું. મહાકાળી થકી શંકર અને સરસ્વતી, મહાલક્ષ્મી થકી બ્રહ્મા અને લક્ષ્મી તથા મહાસરસ્વતી થકી વિષ્ણુ અને ગૌરીનો પ્રાદુર્ભાવ

દશવક્ત્રા દશભુજા દશપાદાઞ્જનપ્રભા ।
વિશાલયા રાજમાના ત્રિંશલ્લોચનમાલયા ॥ ૩ ॥

સ્ફુરદ્દશનદંષ્ટ્રા સા ભીમરૂપાપિ ભૂમિપ ।
રૂપસૌભાગ્યકાન્તીનાં સા પ્રતિષ્ઠા મહાશ્રિયઃ ॥ ૪ ॥

ખડ્ગબાણગદાશૂલચક્રશઙ્ખભુશુણ્ડિભૃત્ ।
પરિઘં કાર્મુકં શીર્ષં નિશ્ચ્યોતદ્રુધિરં દધૌ ॥ ૫ ॥

---

તેમને દસ મુખ, દસ ભુજાઓ અને દસ પગ છે. તેઓ કાજળ જેવા કાળા વર્ણનાં છે તથા ત્રીસ આંખોની વિશાળ હારથી શોભી રહ્યાં છે. (૩) હે ભૂપાલ! તેમના દાંત અને દાઢો ચમકતાં રહે છે. જોકે તેમનું રૂપ ભયંકર છે તોપણ તેઓ રૂપ, સૌભાગ્ય, કાન્તિ તેમ જ મહા-સંપદાનું અધિષ્ઠાન (પ્રાપ્તિસ્થાન) છે. (૪) તેઓ પોતાના હાથોમાં ખડ્ગ, બાણ, ગદા, શૂળ, ચક્ર, શંખ, ભુશુંડી, ધનુષ્ય તથા કપાયેલું માથું કે જેમાંથી લોહી ટપકતું રહે છે – ધારણ કરે છે. (૫)

---

થયો. આમાંથી લક્ષ્મીજી વિષ્ણુને, ગૌરી શંકરને તથા સરસ્વતી બ્રહ્માજીને મળ્યાં. પત્ની સહિત બ્રહ્માજીએ સર્જન, વિષ્ણુને પાલન અને રુદ્રે સંહારનું કાર્ય સંભાળ્યું. આ અવતારોનો ક્રમ આ પ્રમાણે છે :

એષા સા વૈષ્ણવી માયા મહાકાલી દુરત્યયા ।
આરાધિતા વશીકુર્યાત્ પૂજાકર્તુશ્ચરાચરમ્ ॥ ૬ ॥

સર્વદેવશરીરેભ્યો યાઽઽવિર્ભૂતામિતપ્રભા ।
ત્રિગુણા સા મહાલક્ષ્મીઃ સાક્ષાન્મહિષમર્દિની ॥ ૭ ॥

શ્વેતાનના નીલભુજા સુશ્વેતસ્તનમણ્ડલા ।
રક્તમધ્યા રક્તપાદા નીલજઙ્ઘોરુરુન્મદા ॥ ૮ ॥

સુચિત્રજઘના ચિત્રમાલ્યામ્બરવિભૂષણા ।
ચિત્રાનુલેપના કાન્તિરૂપસૌભાગ્યશાલિની ॥ ૯ ॥

અષ્ટાદશભુજા પૂજ્યા સા સહસ્રભુજા સતી ।
આયુધાન્યત્ર વક્ષ્યન્તે દક્ષિણાધઃકરક્રમાત્ ॥૧૦॥

અક્ષમાલા ચ કમલં બાણોઽસિઃ કુલિશં ગદા ।
ચક્રં ત્રિશૂલં પરશુઃ શઙ્ખો ઘણ્ટા ચ પાશકઃ ॥૧૧॥

---

આ મહાકાળી ભગવાન વિષ્ણુની દુસ્તર માયા છે. આરાધના કરવાથી આ દેવી ચરાચર જગતને પોતાના ઉપાસકના આધીન કરી દે છે. (૬)

સમસ્ત દેવતાઓનાં અંગોમાંથી જેમનો પ્રાદુર્ભાવ થયો હતો તેઓ અત્યંત કાન્તિયુક્ત સાક્ષાત્ મહાલક્ષ્મી છે. તેઓને જ ત્રિગુણમયી પ્રકૃતિ કહે છે તથા તેઓ જ મહિષાસુરનું મર્દન કરનારાં છે. (૭) તેમનું મુખ ગોરું, ભુજાઓ શ્યામ, સ્તનમંડળ અત્યં શ્વેત, કટિપ્રદેશ (કેડ) અને ચરણો લાલ તથા જાંઘો અને પિંડીઓ નીલા રંગનાં છે. અજેય હોવાને કારણે તેમને પોતાના શૌર્યનો ગર્વ છે. (૮) કેડની આગળનો ભાગ બહુરંગી વસ્ત્રથી ઢાંકેલો (આવૃત) હોવાને કારણે અત્યંત સુંદર અને વિલક્ષણ દેખાઈ આવે છે. તેમની માળા, વસ્ત્રો, આભૂષણો અને અંગરાગ (અનુલેપન) - બધું જ વિલક્ષણ છે. તેઓ કાન્તિ, રૂપ અને સૌભાગ્યથી સુશોભિત છે. (૯) જોકે તેમના હજારો હાથ છે તોપણ તેમને અઢાર ભુજાઓવાળાં માનીને તેમની પૂજા કરવી જોઈએ. હવે, તેમના જમણી બાજુના નીચલા હાથોથી માંડીને ડાબી બાજુના નીચલા હાથો સુધીમાં જે અસ્ત્ર-શસ્ત્રો (આયુધો) છે તેમનું વર્ણન કરવામાં આવે છે. (૧૦) અક્ષમાળા, કમળ,

શક્તિર્દણ્ડશ્ચર્મ ચાપં પાનપાત્રં કમણ્ડલુઃ ।
અલઙ્કૃતભુજામેભિરાયુધૈઃ કમલાસનામ્ ॥ ૧૨ ॥
સર્વદેવમયીમીશાં મહાલક્ષ્મીમિમાં નૃપ ।
પૂજયેત્સર્વલોકાનાં સ દેવાનાં પ્રભુર્ભવેત્ ॥ ૧૩ ॥
ગૌરીદેહાત્સમુદ્ભૂતા યા સત્ત્વૈકગુણાશ્રયા ।
સાક્ષાત્સરસ્વતી પ્રોક્તા શુમ્ભાસુરનિબર્હિણી ॥ ૧૪ ॥
દધૌ ચાષ્ટભુજા બાણમુસલે શૂલચક્રભૃત્ ।
શઙ્ખં ઘણ્ટાં લાઙ્ગલં ચ કાર્મુકં વસુધાધિપ ॥ ૧૫ ॥
એષા સમ્પૂજિતા ભક્ત્યા સર્વજ્ઞત્વં પ્રયચ્છતિ ।
નિશુમ્ભમથિની દેવી શુમ્ભાસુરનિબર્હિણી ॥ ૧૬ ॥
ઇત્યુક્તાનિ સ્વરૂપાણિ મૂર્તીનાં તવ પાર્થિવ ।
ઉપાસનં જગન્માતુઃ પૃથગાસાં નિશામય ॥ ૧૭ ॥

બાણ, ખડ્ગ, વજ્ર, ગદા, ચક્ર, ત્રિશૂળ, પરશુ, શંખ, ઘંટ, પાશ, શક્તિ, દંડ, ઢાલ (ચામડાની), ધનુષ્ય, પાનપાત્ર અને કમંડળ - આ આયુધોથી તેમની ભુજાઓ વિભૂષિત છે. તેઓ કમળના આસન પર વિરાજમાન છે, સર્વદેવમયી છે તથા સર્વનાં ઈશ્વરી છે. જે આ મહાલક્ષ્મીદેવીનું પૂજન કરે છે તે બધા લોકો (ભુવનો)નો તથા દેવતાઓનો પણ સ્વામી (પ્રભુ) થાય છે. (૧૧-૧૩)

જેઓ એકમાત્ર સત્ત્વગુણનાં આશ્રિત થઈને પાર્વતીજીના શરીરમાંથી પ્રગટ થયાં હતાં તથા જેમણે શુંભ નામના દૈત્યનો સંહાર કર્યો હતો તેઓને સાક્ષાત્ સરસ્વતી કહેવામાં આવે છે. (૧૪) હે પૃથ્વીપતિ! તેમની આઠ ભુજાઓ છે તથા તેઓ પોતાની ભુજાઓમાં ક્રમશઃ બાણ, મુસળ, શૂળ, ચક્ર, શંખ, ઘંટ, હળ અને ધનુષ્ય ધારણ કરે છે. (૧૫) આ સરસ્વતી-દેવી, કે જેઓ નિશુંભનું મર્દન અને શુંભ-અસુરનો સંહાર કરનારાં છે – તેઓ ભક્તિપૂર્વક પૂજાવાથી સર્વજ્ઞતાનું પ્રદાન કરે છે. (૧૬)

હે રાજન્! આ પ્રમાણે મહાકાળી વગેરે ત્રણે મૂર્તિઓ (દેવીઓ)નાં સ્વરૂપ તમને બતાવ્યાં. હવે જગતનાં માતા મહાલક્ષ્મીની તથા આ મહાકાળી વગેરે ત્રણ દેવીઓની અલગ અલગ ઉપાસના (વિશે) સાંભળો. (૧૭)

મહાલક્ષ્મીર્યદા પૂજ્યા મહાકાલી સરસ્વતી ।
દક્ષિણોત્તરયોઃ પૂજ્યે પૃષ્ઠતો મિથુનત્રયમ્ ॥ ૧૮ ॥

વિરઞ્ચિઃ સ્વરયા મધ્યે રુદ્રો ગૌર્યા ચ દક્ષિણે ।
વામે લક્ષ્મ્યા હૃષીકેશઃ પુરતો દેવતાત્રયમ્ ॥ ૧૯ ॥

અષ્ટાદશભુજા મધ્યે વામે ચાસ્યા દશાનના ।
દક્ષિણેઽષ્ટભુજા લક્ષ્મીર્મહતીતિ સમર્ચયેત્ ॥ ૨૦ ॥

અષ્ટાદશભુજા ચૈષા યદા પૂજ્યા નરાધિપ ।
દશાનના ચાષ્ટભુજા દક્ષિણોત્તરયોસ્તદા ॥ ૨૧ ॥

કાલમૃત્યૂ ચ સમ્પૂજ્યૌ સર્વારિષ્ટપ્રશાન્તયે ।
યદા ચાષ્ટભુજા પૂજ્યા શુમ્ભાસુરનિબર્હિણી ॥ ૨૨ ॥

---

જ્યારે મહાલક્ષ્મીની પૂજા કરવાની હોય ત્યારે તેઓને મધ્યમાં સ્થાપિત કરીને તેમના જમણા અને ડાબા ભાગે ક્રમશઃ મહાકાળીનું અને મહાસરસ્વતીનું પૂજન કરવું જોઈએ અને પાછળના ભાગે ત્રણે યુગલ (ત્રિપુટી) દેવતાઓની પૂજા કરવી જોઈએ. (૧૮) મહાલક્ષ્મીની બરાબર પાછળ મધ્યભાગે સરસ્વતીની સાથે બ્રહ્માનું પૂજન કરવું; તેમના જમણા ભાગે ગૌરીની સાથે રુદ્રનું પૂજન કરવું તથા ડાબા ભાગે લક્ષ્મીની સાથે વિષ્ણુનું પૂજન કરવું. મહાલક્ષ્મી વગેરે ત્રણે દેવીઓ આગળ નિમ્નલિખિત ત્રણ દેવીઓની પણ પૂજા કરવી જોઈએ. (૧૯) વચ્ચે રહેલાં (મધ્યસ્થ) મહાલક્ષ્મી આગળ મધ્યભાગે અઢાર ભુજાઓવાળાં મહાલક્ષ્મીનું પૂજન કરવું. તેમના ડાબા ભાગે દસ મુખવાળાં મહાકાળીનું તથા જમણા ભાગે આઠ ભુજાઓવાળાં મહાસરસ્વતીનું પૂજન કરવું. (૨૦) હે રાજન્! જ્યારે માત્ર અઢાર ભુજાઓવાળાં મહાલક્ષ્મીની અથવા દસ મુખવાળાં મહાકાળીની કે આઠ ભુજાઓવાળાં સરસ્વતીની પૂજા કરવાની હોય ત્યારે બધાં અરિષ્ટો (અનિષ્ટો)ના શમન માટે તેમના જમણા ભાગે કાળનું અને ડાબા ભાગે મૃત્યુનું પણ સારી પેઠે (સમ્યક્‌પણે) પૂજન કરવું જોઈએ. જ્યારે શુંભ-અસુરનો સંહાર કરનારાં આઠ ભુજાઓવાળાં દેવી (સરસ્વતી)ની પૂજા કરવાની હોય ત્યારે તેમની સાથે તેમની નવ શક્તિઓનું અને જમણા ભાગે રુદ્રનું તેમ જ ડાબા

નવાસ્યાઃ શક્તયઃ પૂજ્યાસ્તદા રુદ્રવિનાયકૌ ।
નમો દેવ્યા ઈતિ સ્તોત્રૈર્મહાલક્ષ્મીં સમર્ચયેત્ ॥ ૨૩ ॥

અવતારત્રયાર્ચાયાં સ્તોત્રમન્ત્રાસ્તદાશ્રયાઃ ।
અષ્ટાદશભુજા ચૈષા પૂજ્યા મહિષમર્દિની ॥ ૨૪ ॥

મહાલક્ષ્મીર્મહાકાલી સૈવ પ્રોક્તા સરસ્વતી ।
ઈશ્વરી પુણ્યપાપાનાં સર્વલોકમહેશ્વરી ॥ ૨૫ ॥

મહિષાન્તકરી યેન પૂજિતા સ જગત્પ્રભુઃ ।
પૂજયેજ્જગતાં ધાત્રીં ચણ્ડિકાં ભક્તવત્સલામ્ ॥ ૨૬ ॥

અર્ઘ્યાદિભિરલઙ્કારૈર્ગન્ધપુષ્પૈસ્તથાક્ષતૈઃ ।
ધૂપૈર્દીપૈશ્ચ નૈવેદ્યૈર્નાનાભક્ષ્યસમન્વિતૈઃ ॥ ૨૭ ॥

રુધિરાક્તેન બલિના માંસેન સુરયા નૃપ ।
(બલિમાંસાદિપૂજેયં વિપ્રવર્જ્યા મયેરિતા ।

---

ભાગે ગણેશજીનું પણ પૂજન કરવું જોઈએ. (ઉક્ત નવ શક્તિઓ છે – બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, નારસિંહી, ઐન્દ્રી, શિવદૂતી અને ચામુંડા). 'નમો દેવ્યૈ...' આ સ્તોત્રથી મહાલક્ષ્મીની પૂજા કરવી જોઈએ; (૨૧-૨૩) તથા તેમના ત્રણ અવતારોની પૂજા કરતી વખતે તેમનાં ચરિત્રોમાં જે સ્તોત્રો અને મંત્રો આવેલાં છે તેમનો ઉપયોગ કરવો જોઈએ. અઢાર ભુજાઓવાળાં મહિષાસુરનું મર્દન કરનારાં મહાલક્ષ્મી જ વિશેષરૂપે પૂજનીય છે; કારણ કે તેઓ જ મહાલક્ષ્મી, મહાકાળી તથા મહાસરસ્વતી કહેવાય છે. તેઓ જ પુણ્યો અને પાપોનાં અધીશ્વરી તથા સમસ્ત લોકોનાં મહેશ્વરી છે. (૨૪-૨૫) જેણે મહિષાસુરનો અંતર કરનારાં મહાલક્ષ્મીની ભક્તિપૂર્વક આરાધના કરી છે તે જ સંસારનો સ્વામી છે. તેથી જગતને ધારણ કરનારાં ભક્તવત્સલ ભગવતી ચંડિકાની પૂજા અવશ્ય કરવી જોઈએ. (૨૬)

અર્ઘ્ય વગેરેથી, આભૂષણોથી, ગંધ, પુષ્પ, અક્ષત, ધૂપ, દીપ તથા વિવિધ પ્રકારના ખાદ્ય પદાર્થોથી યુક્ત નૈવેદ્યોથી, રક્તસિંચિત બલિથી, માંસ તથા

તેષાં કિલ સુરામાંસૈર્નોક્તા પૂજા નૃપ ક્વચિત્ ।)
પ્રણામાચમનીયેન ચન્દનેન સુગન્ધિના ॥ ૨૮ ॥

સકર્પૂરૈશ્ચ તામ્બૂલૈર્ભક્તિભાવસમન્વિતૈઃ ।
વામભાગેઽગ્રતો દેવ્યાશ્છિન્નશીર્ષં મહાસુરમ્ ॥ ૨૯ ॥

પૂજયેન્મહિષં યેન પ્રાપ્તં સાયુજ્યમીશયા ।
દક્ષિણે પુરતઃ સિંહં સમગ્રં ધર્મમીશ્વરમ્ ॥ ૩૦ ॥

વાહનં પૂજયેદ્દેવ્યા ધૃતં યેન ચરાચરમ્ ।
કુર્યાચ્ચ સ્તવનં ધીમાંસ્તસ્યા એકાગ્રમાનસઃ ॥ ૩૧ ॥

---

મદિરાથી પણ દેવીનું પૂજન કરવામાં આવે છે.[1] (હે રાજન્! બલિથી તથા માંસ વગેરેથી કરવામાં આવતી પૂજા બ્રાહ્મણેતરો માટે બતાવવામાં આવી છે. બ્રાહ્મણો માટે માંસ-મદિરાથી પૂજા કરવાનું ક્યાંય પણ વિધાન નથી.) પ્રણામ, આચમન-યોગ્ય જળ, સુગંધિત ચંદન, કપૂર, માન (તાંબુલ) વગેરે સામગ્રી ભક્તિભાવપૂર્વક નિવેદિત કરીને દેવીની પૂજા કરવી જોઈએ. દેવીની સામે ડાબા ભાગે કપાયેલા માથાવાળા મહાદૈત્ય મહિષાસુરનું પૂજન કરવું જોઈએ, કે જેણે ભગવતી સાથે સાયુજ્ય પ્રાપ્ત કરી લીધું છે. આ જ પ્રમાણે દેવીની સામે જમણા ભાગે તેમના વાહન સિંહનું પૂજન કરવું જોઈએ, કે જે સમગ્ર ધર્મનું પ્રતીક છે તેમ જ છ પ્રકારના ઐશ્વર્યથી યુક્ત છે; તેણે જ આ ચરાચર જગત ધારણ કરી રાખ્યું છે.

ત્યારબાદ બુદ્ધિમાન મનુષ્યે એકાગ્રચિત્ત થઈને દેવીની સ્તુતિ કરવી. એ પછી હાથ જોડીને પૂર્વે કહેલાં ત્રણે ચરિત્રો વડે ભગવતીનું સ્તવન કરવું. કોઈ જો એક જ ચરિત્ર વડે સ્તુતિ કરવા ઈચ્છે તો માત્ર વચલા ચરિત્રનો પાઠ કરીને (સ્તુતિ) કરી લેવી; પણ પહેલા અને છેલ્લા ચરિત્રોમાંથી કોઈ એકનો પાઠ કરવો નહીં. અડધા ચરિત્રનો પાઠ કરવાનું પણ નિષિદ્ધ છે. જેઓ અડધા

---

૧. જે લોકો માંસ અને મદિરાનો વ્યવહાર (ઉપયોગ) કરે છે તે લોકો માટે જ માંસ-મદિરા વગેરે વડે પૂજન કરવાનું વિધાન છે. બાકીના લોકોએ માંસ-મદિરા વગેરે વડે પૂજા કરવી જોઈએ નહીં.

તતઃ કૃતાઞ્જલિર્ભૂત્વા સ્તુવીત ચરિતૈરિમૈઃ ।
એકેન વા મધ્યમેન નૈકેનેતરયોરિહ ॥ ૩૨ ॥

ચરિતાર્ધં તુ ન જપેજ્જપઞ્છિદ્રમવાપ્નુયાત્ ।
પ્રદક્ષિણાનમસ્કારાન્ કૃત્વા મૂર્ધ્નિ કૃતાઞ્જલિઃ ॥ ૩૩ ॥

ક્ષમાપયેજ્જગદ્ધાત્રીં મુહુર્મુહુરતન્દ્રિતઃ ।
પ્રતિશ્લોકં ચ જુહુયાત્પાયસં તિલસર્પિષા ॥ ૩૪ ॥

જુહુયાત્સ્તોત્રમન્ત્રૈર્વા ચણ્ડિકાયૈ શુભં હવિઃ ।
ભૂયો નામપદૈર્દેવીં પૂજયેત્સુસમાહિતઃ ॥ ૩૫ ॥

પ્રયતઃ પ્રાઞ્જલિઃ પ્રહ્વઃ પ્રણમ્યારોપ્ય ચાત્મનિ ।
સુચિરં ભાવયેદીશાં ચણ્ડિકાં તન્મયો ભવેત્ ॥ ૩૬ ॥

એવં યઃ પૂજયેદ્ભક્ત્યા પ્રત્યહં પરમેશ્વરીમ્ ।
ભુક્ત્વા ભોગાન્ યથાકામં દેવીસાયુજ્યમાપ્નુયાત્ ॥ ૩૭ ॥

---

ચરિત્રનો પાઠ કરે છે તેમનો પાઠ સફળ થતો નથી. પાઠ સમાપ્ત થયા પછી સાધકે પ્રદક્ષિણા અને નમસ્કાર કરીને તથા આળસ છોડીને જગદંબા (ની પ્રસન્નતા)ના ઉદ્દેશ્યથી માથા પર હાથ જોડવા અને ત્રુટિઓ કે અપરાધો બદલ ક્ષમા માટે તેમને વારંવાર પ્રાર્થના કરવી. સપ્તશતીનો પ્રત્યેક શ્લોક મંત્ર-રૂપ છે, તેને તલ અને ઘી ભેળવેલી ખીરની આહુતિ આપવી. (૨૭-૩૪) અથવા સપ્તશતીમાં જે સ્તોત્રો આવેલાં છે તેમના જ મંત્રોથી દેવી ચંડિકા માટે પવિત્ર હવિષ્યની આહુતિ આપવી (હવન કરવું). હવન કર્યા પછી એકાગ્રચિત્ત થઈને મહાલક્ષ્મી દેવીના નામ-મંત્રો ઉચ્ચારતા રહીને ફરીથી તેમની પૂજા કરવી. (૩૫) ત્યારપછી મન અને ઈન્દ્રિયોને વશમાં રાખીને, હાથ જોડીને, વિનીતભાવે દેવીને પ્રણામ કરવા અને અંતઃકરણમાં સ્થાપિત કરીને તે સર્વેશ્વરી ચંડિકાદેવીનું ઠીકઠીક સમય સુધી (સુચિરં) ચિંતન કરવું. ચિંતન કરતાં-કરતાં તેમનામાં તન્મય થઈ જવું. (૩૬) આ પ્રમાણે જે મનુષ્ય દરરોજ ભક્તિપૂર્વક પરમેશ્વરીનું પૂજન કરે છે તે મનોવાંછિત ભોગો ભોગવીને અંતે દેવીનું સાયુજ્ય પ્રાપ્ત કરી લે છે. (૩૭)

**યો ન પૂજયતે નિત્યં ચણ્ડિકાં ભક્તવત્સલામ્ ।**
**ભસ્મીકૃત્યાસ્ય પુણ્યાનિ નિર્દહેત્પરમેશ્વરી ॥ ૩૮ ॥**
**તસ્માત્પૂજય ભૂપાલ સર્વલોકમહેશ્વરીમ્ ।**
**યથોક્તેન વિધાનેન ચણ્ડિકાં સુખમાપ્સ્યસિ ॥ ૩૯ ॥**

**ઇતિ વૈકૃતિકં રહસ્યં સમ્પૂર્ણમ્ ।**

~~~~

જે મનુષ્ય ભક્તવત્સલ દેવી ચંડિકાનું દરરોજ પૂજન કરતો નથી, ભગવતી પરમેશ્વરી તેનાં પુણ્યોને બાળીને ભસ્મ કરી નાખે છે. (૩૮) તેથી હે રાજન્! તમે સમસ્ત લોકોનાં મહેશ્વરી ચંડિકાનું શાસ્ત્રોક્ત વિધિ અનુસાર પૂજન કરો. એનાથી તમે સુખ પામશો. (૩૯)

**વૈકૃતિક રહસ્ય સમાપ્ત.**

~~~~

આ અગાઉ કહેલા પ્રાકૃતિક અથવા પ્રાધાનિક રહસ્યમાં કારણાત્મક, પ્રકૃતિભૂત મહાલક્ષ્મીના સ્વરૂપનું અને (તેમના) અવતારોનું વર્ણન કરવામાં આવ્યું. આ પ્રકરણમાં વિશેષરૂપે પ્રકૃતિ સહિત વિકૃતિઓના ધ્યાન, પૂજન અને પૂજન-ઉપચારનું તથા પૂજનના મહિમાનું વર્ણન થયું છે; તેથી આને વૈકૃતિક રહસ્ય કહે છે. આમાં પહેલાં સપ્તશતીનાં ત્રણ ચરિત્રોમાં વર્ણવાયેલ મહાકાળી તથા મહાસરસ્વતીના ધ્યાનનું વર્ણન છે. અહીં મહાકાળી દશ ભુજાઓવાળાં, મહાલક્ષ્મી અઢાર ભુજાઓવાળાં તથા મહાસરસ્વતી આઠ ભુજાઓવાળાં છે. તેમનાં આયુધોનો ક્રમ અગાઉ બતાવ્યા પ્રમાણે જમણી બાજુના નીચલા હાથથી માંડીને ક્રમશઃ ઉપરના હાથમાં, પછી ડાબી બાજુના ઉપરના હાથથી માંડીને ક્રમશઃ નીચલા હાથમાં - એ પ્રમાણે સમજવું જોઈએ. જેમ કે મહાકાળીની દશ ભુજાઓમાં પાંચ જમણે અને પાંચ ડાબે છે. જમણી બાજુના નીચલાથી ઉપરના હાથોમાં ક્રમશઃ ખડ્ગ, બાણ, ગદા, શૂળ અને ચક્ર છે તથા ડાબી બાજુના ઉપરથી નીચલા હાથોમાં ક્રમશઃ શંખ, ભુશુંડી, પરિઘ, ધનુષ્ય અને મસ્તક છે. આ જ રીતે અઢાર ભુજાઓવાળાં મહાલક્ષ્મીના નવ જમણા હાથોમાં નીચલા હાથથી (ઉપરના હાથોમાં) ક્રમશઃ અક્ષમાળા, કમળ, બાણ, ખડ્ગ, વજ્ર, ગદા, ચક્ર, ત્રિશૂળ અને પરશુ છે તથા ડાબા હાથોમાં ઉપરના હાથથી નીચલા હાથોમાં ક્રમશઃ શંખ, ઘંટ, પાશ, શક્તિ, દંડ, ઢાલ, ધનુષ્ય, પાનપાત્ર અને કમંડળ છે. આઠ ભુજાઓવાળાં મહાસરસ્વતીના પણ ચાર જમણા હાથોમાં ઉપર્યુક્ત ક્રમ પ્રમાણે બાણ, મુસળ, શૂળ અને ચક્ર તથા ડાબા હાથોમાં શંખ,

ઘંટ, હળ અને ધનુષ્ય છે. આ ત્રણે દેવીઓનું ધ્યાન કરવાની બાબતમાં કહેલી બીજી બધી વાતો સ્પષ્ટ છે. ત્યારપછી આ બધી દેવીઓની ઉપાસનાનો ક્રમ આ પ્રમાણે બતાવવામાં આવ્યો છે – વચ્ચે ચતુર્ભુજા મહાકાળીને સ્થાપિત કરીને તેમની જમણી બાજુમાં ચતુર્ભુજા મહાકાળીની તથા ડાબી બાજુમાં ચતુર્ભુજા મહાસરસ્વતીની સ્થાપના કરવી. મહાકાળીની પાછળની બાજુમાં રુદ્ર અને ગૌરીની, મહાલક્ષ્મીની પાછળની બાજુમાં બ્રહ્મા અને સરસ્વતીની તથા મહાસરસ્વતીની પાછળની બાજુમાં વિષ્ણુ અને લક્ષ્મીની (સ્થાપના કરીને) પૂજા કરવી. પછી ચતુર્ભુજા મહાલક્ષ્મીની આગળના મધ્ય ભાગમાં અઢાર ભુજાઓવાળાં દેવી (મહાલક્ષ્મી)ની સ્થાપના કરવી. તેમનું મુખ ચતુર્ભુજા મહાલક્ષ્મી તરફ હશે. અઢાર ભુજાઓવાળાં દેવીની જમણી બાજુમાં આઠ ભુજાઓવાળાં મહાસરસ્વતી અને ડાબી બાજુમાં દશ મુખવાળાં મહાકાળી રહેશે. જો માત્ર અઢાર ભુજાઓવાળાં દેવીનું કે દશ મુખવાળાં દેવીનું અથવા આઠ ભુજાઓવાળાં દેવીનું પૂજન કરવું હોય તો એમનામાંથી કોઈ એક અભીષ્ટ દેવીને સ્થાપિત કરીને તેમની જમણી બાજુમાં કાળની અને ડાબી બાજુમાં મૃત્યુની સ્થાપના કરવી જોઈએ. આઠ ભુજાઓવાળાં દેવીની પૂજામાં થોડીક વિશેષતા છે. જો માત્ર આઠ ભુજાઓવાળાં દેવીની પૂજા કરવી હોય તો તેમની સાથે-સાથે તેમની બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, નારસિંહી, ઐન્દ્રી, શિવદૂતી અને ચામુંડા - આ નવ શક્તિઓની પણ પૂજા કરવી જોઈએ. એ સાથે જ જમણી બાજુમાં રુદ્રની અને ડાબી બાજુમાં વિનાયકની (સ્થાપના કરીને) પૂજા કરવાનું પણ આવશ્યક છે. કાળ અને મૃત્યુની પૂજા પણ, જે અગાઉ બતાવવામાં આવી છે, થવી જોઈએ. કેટલાક લોકો શૈલપુત્રી વગેરે નવ દુર્ગાઓને નવ શક્તિઓમાં ગણી લે છે, પરંતુ એ બરાબર નથી; કારણ કે તેમને અષ્ટભુજા (દેવી)ની શક્તિઓ રૂપે ક્યાંય બતાવવામાં આવી નથી. મહાસરસ્વતીના અંગમાંથી તો આ બ્રાહ્મી વગેરે શક્તિઓ જ પ્રગટ થઈ હતી, તેથી તેઓ જ તેમની નવ શક્તિઓ છે. અઢાર ભુજાઓવાળાં દેવીની આગળ જમણી બાજુમાં સિંહની અને ડાબી બાજુમાં પાડા (મહિષ)ની પૂજા કરવી. કેટલાક લોકોનું કહેવું છે કે જો અઢાર ભુજાઓવાળાં દેવીની પૂજા કરવી હોય તો તેમની જમણી બાજુમાં દશ મુખવાળાં દેવીની અને ડાબી બાજુમાં આઠ ભુજાઓવાળાં દેવીની પૂજા પણ કરવી. જો માત્ર દશમુખવાળાં દેવીની પૂજા કરવી હોય તો તેમની સાથે જમણી બાજુમાં કાળની અને ડાબી બાજુમાં મૃત્યુની પૂજા કરવી તથા જો માત્ર આઠ ભુજાઓવાળાં દેવીની પૂજા કરવી હોય તો તેમની સાથે અગાઉ કહી છે તે નવ શક્તિઓની તેમ જ રુદ્ર અને વિનાયકની પૂજા પણ કરવી જોઈએ. આ ક્રમ-વિભાજન જોવામાં સુંદર છે તોપણ મૂળ પાઠને પ્રતિકૂળ છે. કેટલાક લોકો એવું કહે છે કે અઢાર ભુજાઓવાળાં દેવી વગેરેમાંથી જેમની પ્રધાનપણે પૂજા કરવી હોય તેમને મધ્યભાગે સ્થાપિત કરીને તેમની જમણી અને ડાબી બાજુમાં બાકીની બે દેવીઓની સ્થાપના કરવી તથા મધ્યભાગે સ્થાપિત દેવીનાં જમણા અને ડાબા પડખે (ક્રમશઃ) રુદ્ર

અને વિનાયકની સ્થાપના કરવી અને બધાનું પૂજન કરવું. આ વાત પણ મૂળ પાઠથી સિદ્ધ થતી નથી. કેટલાક વળી આઠ ભુજાઓવાળાં દેવીના પૂજનમાં વિકલ્પ માને છે; તેમનું કહેવું છે કે આઠ ભુજાઓવાળાં દેવીની સામે કાં તો કાળની અને મૃત્યુની જ પૂજા કરવી અથવા તો નવ શક્તિઓ સમેત રુદ્ર અને વિનાયકની જ પૂજા કરવી; બધાંની એકસાથે નહીં. પરંતુ આવી ધારણા માટે પણ કોઈ પણ પ્રબળ પ્રમાણ નથી. નીચેનાં કોષ્ઠકોમાં સમષ્ટિ ઉપાસના અને વ્યષ્ટિ ઉપાસનાનો ક્રમ સ્પષ્ટ કરવામાં આવે છે –

**સમષ્ટિ ઉપાસના**

| રુદ્ર અને ગૌરી | બ્રહ્મા અને સરસ્વતી | વિષ્ણુ અને લક્ષ્મી |
|---|---|---|
| ચતુર્ભુજા મહાકાળી | ચતુર્ભુજા મહાલક્ષ્મી | ચતુર્ભુજા મહાસરસ્વતી |
| દશાનના દશભુજા | અષ્ટાદશભુજા | અષ્ટભુજા |

**વ્યષ્ટિ ઉપાસના**

| અષ્ટાદશભુજા-પૂજા | | | દશાનના-પૂજા | | | અષ્ટભૂજા-પૂજા | | |
|---|---|---|---|---|---|---|---|---|
| કાળ | અષ્ટાદશભુજા દેવી | મૃત્યુ | કાળ | દશાનના દેવી | મૃત્યુ | કાળ રુદ્ર | અષ્ટભુજા દેવી | મૃત્યુ વિનાયક |
| | સિંહ, મહિષ | | | | | | નવ શક્તિઓ | |

# મૂર્તિ રહસ્ય[૧]

ઋષિરુવાચ

**ૐ નન્દા ભગવતી નામ યા ભવિષ્યતિ નન્દજા ।**
**સ્તુતા સા પૂજિતા ભક્ત્યા વશીકુર્યાજ્જગત્ત્રયમ્ ॥ ૧ ॥**

**ઋષિ કહે છે** – હે રાજન્! જેઓ નંદથી ઉત્પન્ન થનારાં છે તે નંદા નામનાં દેવીની જો ભક્તિપૂર્વક સ્તુતિ અને પૂજા કરવામાં આવે તો તેઓ ત્રણે લોકને ઉપાસકના આધીન કરી દે છે. (૧)

૧. દેવીની અંગભૂત છ દેવીઓ છે – નંદા, રક્તદંતિકા, શાકંભરી, દુર્ગા, ભીમા અને ભ્રામરી. આ દેવીઓની સાક્ષાત્ મૂર્તિઓ (સ્વરૂપો) છે, તેમનાં સ્વરૂપોનું પ્રતિપાદન કરવામાં આવ્યું હોવાથી આ પ્રકરણને 'મૂર્તિ રહસ્ય' કહે છે.

કનકોત્તમકાન્તિઃ સા સુકાન્તિકનકામ્બરા ।
દેવી કનકવર્ણાભા કનકોત્તમભૂષણા ॥ ૨ ॥

કમલાઙ્કુશપાશાબ્જૈરલઙ્કૃતચતુર્ભુજા ।
ઇન્દિરા કમલા લક્ષ્મીઃ સા શ્રી રુક્મામ્બુજાસના ॥ ૩ ॥

યા રક્તદન્તિકા નામ દેવી પ્રોક્તા મયાનઘ ।
તસ્યાઃ સ્વરૂપં વક્ષ્યામિ શૃણુ સર્વભયાપહમ્ ॥ ૪ ॥

રક્તામ્બરા રક્તવર્ણા રક્તસર્વાઙ્ગભૂષણા ।
રક્તાયુધા રક્તનેત્રા રક્તકેશાતિભીષણા ॥ ૫ ॥

રક્તતીક્ષ્ણનખા રક્તદશના રક્તદન્તિકા ।
પતિં નારીવાનુરક્તા દેવી ભક્તં ભજેજ્જનમ્ ॥ ૬ ॥

---

તેમનાં શ્રીઅંગોનું તેજ સુવર્ણ જેવું ઉત્તમ છે. તેઓ સોનેરી રંગનાં સુંદર વસ્ત્રો ધારણ કરે છે. તેમની કાન્તિ સુવર્ણતુલ્ય છે તથા તેઓ સુવર્ણનાં જ ઉત્તમ આભૂષણો ધારણ કરે છે. (૨) તેમની ચાર ભુજાઓ કમળ, અંકુશ, પાશ અને શંખથી સુશોભિત છે. તેઓ ઇન્દિરા, કમળા, લક્ષ્મી, શ્રી, રુક્માંબુજાસના (સુવર્ણકમળના આસનવાળાં) વગેરે નામોથી ઓળખાય છે. (૩) હે નિષ્પાપ (નરેશ)! આ પહેલાં મેં જે દેવીનો રક્તદંતિકા એ નામથી પરિચય આપ્યો છે તેમના સ્વરૂપનું હવે હું વર્ણન કરીશ; સાંભળો. તેઓ બધા પ્રકારના ભયને દૂર કરનારાં છે. (૪) તેઓ લાલ રંગનાં વસ્ત્રો ધારણ કરે છે. તેમના શરીરનો રંગ પણ લાલ જ છે અને અંગોનાં સઘળાં આભૂષણો પણ લાલ રંગનાં છે. તેમનાં અસ્ત્ર-શસ્ત્રો, નેત્રો, માથાના વાળ, તીક્ષ્ણ નખ અને દાંત બધું જ રક્તવર્ણ છે; તેથી તેઓ રક્તદંતિકા કહેવાય છે અને અત્યંત ભયંકર દેખાય છે. જેમ પત્ની પતિમાં અનુરાગ રાખે છે તેવી જ રીતે આ દેવી પોતાના ભક્ત પર (માતૃવત્) સ્નેહ રાખે છે અને તેની સેવા કરે છે (ભજે છે). (૫-૬)

વસુધેવ વિશાલા સા સુમેરુયુગલસ્તની ।
દીર્ઘૌ લમ્બાવતિસ્થૂલૌ તાવતીવ મનોહરૌ ॥ ૭ ॥
કર્કશાવતિકાન્તૌ તૌ સર્વાનન્દપયોનિધી ।
ભક્તાન્ સમ્પાયયેદ્દેવી સર્વકામદુઘૌ સ્તનૌ ॥ ૮ ॥
ખડ્ગં પાત્રં ચ મુસલં લાઙ્ગલં ચ બિભર્તિ સા ।
આખ્યાતા રક્તચામુણ્ડા દેવી યોગેશ્વરીતિ ચ ॥ ૯ ॥
અનયા વ્યાપ્તમખિલં જગત્સ્થાવરજઙ્ગમમ્ ।
ઈમાં યઃ પૂજયેદ્ભક્ત્યા સ વ્યાપ્નોતિ ચરાચરમ્ ॥૧૦॥
(ભુક્ત્વા ભોગાન્ યથાકામં દેવીસાયુજ્યમાપ્નુયાત્ ।)
અધીતે ય ઈમં નિત્યં રક્તદન્ત્યા વપુઃસ્તવમ્ ।
તં સા પરિચરેદ્દેવી પતિં પ્રિયમિવાઙ્ગના ॥૧૧॥
શાકમ્ભરી નીલવર્ણા નીલોત્પલવિલોચના ।
ગમ્ભીરનાભિસ્ત્રિવલીવિભૂષિતતનૂદરી ॥૧૨॥

---

દેવી રક્તદંતિકાનો આકાર પૃથ્વીની જેમ વિશાળ છે; તેમના બંને સ્તન સુમેરુ પર્વત જેવડા છે તથા તે લાંબા, પહોળા, અત્યંત સ્થૂળ અને ઘણા જ મનોહર છે; કઠણ હોવા છતાંય અત્યંત સુંદર છે તથા પૂર્ણ-આનંદના સમુદ્ર છે. સઘળી કામનાઓ પૂરી કરનારા આ બંને (સ્તનો)થી દેવી પોતાના ભક્તોને સ્તનપાન કરાવે છે. (૭-૮) તેઓ પોતાની ચાર ભુજાઓમાં ખડ્ગ, પાનપાત્ર, મુસળ અને હળ ધારણ કરે છે. આ દેવી જ રક્તચામુંડા અને યોગેશ્વરીદેવી કહેવાય છે. (૯) આમના થકી સમસ્ત ચરાચર જગત વ્યાપ્ત છે. જે આ રક્તદંતિકાદેવીનું ભક્તિપૂર્વક પૂજન કરે છે તે પણ ચરાચર જગતમાં વ્યાપ્ત થાય છે. (૧૦) (તે યથેષ્ટ ભોગો ભોગવીને અંતે દેવીની સાથેનું સાયુજ્ય પ્રાપ્ત કરી લે છે.) જે દરરોજ રક્તદંતિકાદેવીના શરીરનું આ સ્તવન કરે છે તેની તે દેવી પ્રેમપૂર્વક સંરક્ષણરૂપે સેવા (પરિચર્યા) કરે છે; બરાબર તેવી જ રીતે કે જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પ્રિય પતિની પરિચર્યા કરે છે. (૧૧)

શાકંભરી દેવીના શરીરની કાન્તિ નીલા રંગની છે. તેમનાં નેત્રો નીલકમળ જેવાં છે, નાભિ ઊંડી (ગંભીર) છે અને ત્રિવલીથી શોભતું ઉદર (પેટ, મધ્યભાગ) સૂક્ષ્મ (અર્થાત્ પાતળું) છે. (૧૨)

સુકર્કશસમોત્તુઙ્ગવૃત્તપીનઘનસ્તની ।
મુષ્ટિં શિલીમુખાપૂર્ણં કમલં કમલાલયા ॥ ૧૩ ॥

પુષ્પપલ્લવમૂલાદિફલાઢ્યં શાકસઞ્ચયમ્ ।
કામ્યાનન્તરસૈર્યુક્તં ક્ષુત્તૃણ્મૃત્યુભયાપહમ્ ॥ ૧૪ ॥

કાર્મુકં ચ સ્ફુરત્કાન્તિ બિભ્રતી પરમેશ્વરી ।
શાકમ્ભરી શતાક્ષી સા સૈવ દુર્ગા પ્રકીર્તિતા ॥ ૧૫ ॥

વિશોકા દુષ્ટદમની શમની દુરિતાપદામ્ ।
ઉમા ગૌરી સતી ચણ્ડી કાલિકા સા ચ પાર્વતી ॥ ૧૬ ॥

શાકમ્ભરીં સ્તુવન્ ધ્યાયઞ્જપન્ સમ્પૂજયન્નમન્ ।
અક્ષય્યમશ્નુતે શીઘ્રમન્નપાનામૃતં ફલમ્ ॥ ૧૭ ॥

ભીમાપિ નીલવર્ણા સા દંષ્ટ્રાદશનભાસુરા ।
વિશાલલોચના નારી વૃત્તપીનપયોધરા ॥ ૧૮ ॥

---

તેમના બંને સ્તન અત્યંત કઠણ, ઘાટીલા, ઉન્નત, ગોળ, ઘટ્ટ (સ્થૂળ) અને પરસ્પર ચીપકેલા છે. તે પરમેશ્વરી કમળમાં નિવાસ કરે છે અને પોતાના હાથોમાં બાણોથી ભરેલી મુઠ્ઠી, કમળ, શાકસમૂહ અને તેજસ્વી ધનુષ્ય ધારણ કરે છે. તે શાક-સમૂહ અત્યંત મનોવાંછિત રસોથી યુક્ત, ભૂખ-તરસ અને મૃત્યુના ભયને નષ્ટ કરનારો તથા ફૂલ-પલ્લવ-મૂળ વગેરેથી તેમ જ ફળોથી સંપન્ન છે. (૧૩-૧૫) તેઓ શોક વિનાનાં, દુષ્ટોનું દમન કરનારાં તથા પાપો અને વિપત્તિઓનું શમન કરનારાં છે, ઉમા, ગૌરી, સતી, ચંડી, કાલિકા અને પાર્વતી પણ તેઓ જ છે. (૧૬) જે મનુષ્ય શાકંભરી દેવીની સ્તુતિ, ધ્યાન, જપ, પૂજા અને વંદન કરે છે તે સત્વરે અન્ન, પાણી તેમ જ અમૃતરૂપ અક્ષય ફળનો ભાગી (ભોક્તા) થાય છે. (૧૭)

ભીમાદેવીનો વર્ણ પણ નીલો છે. તેમની દાઢો અને દાંત ચમકતા રહે છે. તેમનાં નેત્રો વિશાળ છે, તેઓ સ્ત્રીરૂપ છે, તેમના સ્તન ગોળ (વૃત્તાકાર)

**ચન્દ્રહાસં ચ ડમરું શિરઃ પાત્રં ચ બિભ્રતી ।**
**એકવીરા કાલરાત્રિઃ સૈવોક્તા કામદા સ્તુતા ॥ ૧૯ ॥**

**તેજોમણ્ડલદુર્ધર્ષા ભ્રામરી ચિત્રકાન્તિભૃત્ ।**
**ચિત્રાનુલેપના દેવી ચિત્રાભરણભૂષિતા ॥ ૨૦ ॥**

**ચિત્રભ્રમરપાણિઃ સા મહામારીતિ ગીયતે ।**
**ઈત્યેતા મૂર્તયો દેવ્યા યાઃ ખ્યાતા વસુધાધિપ ॥ ૨૧ ॥**

**જગન્માતુશ્ચણ્ડિકાયાઃ કીર્તિતાઃ કામધેનવઃ ।**
**ઈદં રહસ્યં પરમં ન વાચ્યં કસ્યચિત્ત્વયા ॥ ૨૨ ॥**

**વ્યાખ્યાનં દિવ્યમૂર્તીનામભીષ્ટફલદાયકમ્ ।**
**તસ્માત્ સર્વપ્રયત્નેન દેવીં જપ નિરન્તરમ્ ॥ ૨૩ ॥**

**સપ્તજન્માર્જિતૈર્ઘોરૈર્બ્રહ્મહત્યાસમૈરપિ ।**
**પાઠમાત્રેણ મન્ત્રાણાં મુચ્યતે સર્વકિલ્બિષૈઃ ॥ ૨૪ ॥**

---

અને સ્થૂળ છે. તેઓ પોતાના હાથોમાં ચંદ્રહાસ નામનું ખડ્ગ, ડમરુ, મસ્તક અને પાનપાત્ર ધારણ કરે છે. તેઓ જ એકવીરા, કાળરાત્રિ તથા કામદા કહેવાય છે અને એ નામોથી પ્રશંસિત (સ્તુત) થાય છે. (૧૮-૧૯)

ભ્રામરીદેવીની કાન્તિ વિચિત્ર (રંગબેરંગી) છે. તેઓ પોતાના તેજવર્તુળને લીધે દુર્ધર્ષ દેખાય છે. તેમનો અંગરાગ (અનુલેપન) પણ અનેકરંગી છે તથા તેઓ ચિત્રવિચિત્ર આભૂષણોથી વિભૂષિત છે. (૨૦) ચિત્રભ્રમરપાણિ, મહામારી વગેરે નામે તેમના મહિમાનું ગાન કરવામાં આવે છે. હે રાજન્! આ પ્રમાણે જગજ્જનની ચંડિકાદેવીની આ મૂર્તિઓ (સ્વરૂપો) બતાવવામાં આવી છે, (૨૧) કે જેઓ કીર્તન કરવાથી કામધેનુની જેમ સમસ્ત કામનાઓ પૂરી કરે છે. આ અત્યંત ગોપનીય રહસ્ય છે. આને તમારે બીજા કોઈને બતાવવું જોઈએ નહીં. (૨૨) દિવ્ય મૂર્તિઓનું આ આખ્યાન મનોવાંછિત ફળ આપનારું છે; તેથી સર્વ રીતે પ્રયત્નપૂર્વક તમે દેવીના નિરંતર જપ (આરાધના)માં રત રહો. (૨૩) સપ્તશતીના મંત્રોનો પાઠ કરવા માત્રથી મનુષ્ય સાત જન્મોમાં ઉપાર્જિત કરેલાં બ્રહ્મહત્યા જેવાં ઘોર પાપોમાંથી તેમ જ સઘળા અપરાધો (કિલ્બિષો)માંથી મુક્ત થઈ જાય છે. (૨૪)

**દેવ્યા ધ્યાનં મયા ખ્યાતં ગુહ્યાદ્ ગુહ્યતરં મહત્ ।**
**તસ્માત્ સર્વપ્રયત્નેન સર્વકામફલપ્રદમ્ ॥ ૨૫ ॥**
**(એતસ્યાસ્ત્વં પ્રસાદેન સર્વમાન્યો ભવિષ્યસિ ।**
**સર્વરૂપમયી દેવી સર્વં દેવીમયં જગત્ ।**
**અતોઽહં વિશ્વરૂપાં તાં નમામિ પરમેશ્વરીમ્ ।)**

**ઈતિ મૂર્તિરહસ્યં સમ્પૂર્ણમ્[૧] ।**

~~~~

---

તેથી મેં બધી રીતે પ્રયત્નપૂર્વક દેવીના ગોપનીયમાં પણ અત્યંત ગોપનીય ધ્યાનનું વર્ણન કર્યું છે, કે જે તમામ પ્રકારનાં મનોવાંછિત ફળ આપનારું છે. (૨૫) (તેમની કૃપાથી તમે સર્વમાન્ય થઈ જશો. દેવી સર્વરૂપમયી છે તથા સમગ્ર જગત દેવીમય છે. તેથી હું તે વિશ્વરૂપા પરમેશ્વરીને નમસ્કાર કરું છું.)

**મૂર્તિ રહસ્ય સમાપ્ત.**

~~~~

---

૧. ત્યારબાદ પ્રારંભમાં બતાવેલી રીતે શાપોદ્ધાર કર્યા પછી હવે પછીનાં પૃષ્ઠોમાં આપેલા શ્લોકોનો પાઠ કરીને, પોતાના અપરાધોને ક્ષમા કરવા દેવીને પ્રાર્થના કરવી.

## ક્ષમા-પ્રાર્થના

અપરાધસહસ્રાણિ ક્રિયન્તેઽહર્નિશં મયા ।
દાસોઽયમિતિ માં મત્વા ક્ષમસ્વ પરમેશ્વરિ ॥ ૧ ॥

આવાહનં ન જાનામિ ન જાનામિ વિસર્જનમ્ ।
પૂજાં ચૈવ ન જાનામિ ક્ષમ્યતાં પરમેશ્વરિ ॥ ૨ ॥

મન્ત્રહીનં ક્રિયાહીનં ભક્તિહીનં સુરેશ્વરિ ।
યત્પૂજિતં મયા દેવિ પરિપૂર્ણં તદસ્તુ મે ॥ ૩ ॥

અપરાધશતં કૃત્વા જગદમ્બેતિ ચોચ્ચરેત્ ।
યાં ગતિં સમવાપ્નોતિ ન તાં બ્રહ્માદયઃ સુરાઃ ॥ ૪ ॥

સાપરાધોઽસ્મિ શરણં પ્રાપ્તસ્ત્વાં જગદમ્બિકે ।
ઈદાનીમનુકમ્પ્યોઽહં યથેચ્છસિ તથા કુરુ ॥ ૫ ॥

---

હે પરમેશ્વરી! મારા વડે રાત-દિવસ હજારો અપરાધો થતા રહે છે. ‘આ મારો દાસ છે’ – આમ સમજીને તમે મારા તે અપરાધો (કૃપા કરીને) ક્ષમા કરો. (૧) હે પરમેશ્વરી! હું આવાહન કરવાનું જાણતો નથી, વિસર્જન કરવાનું જાણતો નથી અને પૂજા કરવાનું પણ જાણતો નથી; ક્ષમા કરો. (૨) હે દેવી! મેં મંત્રહીન, ક્રિયાહીન અને ભક્તિહીન જે પૂજા કરી છે, તે સર્વ હે સુરેશ્વરી! તમારી કૃપાથી પૂર્ણ થાઓ. (૩) સેંકડો અપરાધો કરીને પણ જે મનુષ્ય તમારા શરણે આવીને ‘હે જગદંબા’ કહીને તમને પોકારે છે તેને તે ગતિ પ્રાપ્ત થાય છે, કે જે બ્રહ્મા વગેરે દેવતાઓને પણ સુલભ નથી. (૪) હે જગદંબિકા! હું અપરાધી છું, પરંતુ તમારા શરણે આવેલો છું. અત્યારે અનુકંપાને પાત્ર (દયનીય) છું. તમે જેમ ઇચ્છો તેમ કરો. (૫)

અજ્ઞાનાદ્વિસ્મૃતેર્ભ્રાન્ત્યા યન્ન્યૂનમધિકં કૃતમ્ ।
તત્સર્વં ક્ષમ્યતાં દેવિ પ્રસીદ પરમેશ્વરિ ॥ ૬ ॥

કામેશ્વરિ જગન્માતઃ સચ્ચિદાનન્દવિગ્રહે ।
ગૃહાણાર્ચામિમાં પ્રીત્યા પ્રસીદ પરમેશ્વરિ ॥ ૭ ॥

ગુહ્યાતિગુહ્યગોપ્ત્રી ત્વં ગૃહાણાસ્મત્કૃતં જપમ્ ।
સિદ્ધિર્ભવતુ મે દેવિ ત્વત્પ્રસાદાત્સુરેશ્વરિ ॥ ૮ ॥

॥ શ્રીદુર્ગાર્પણમસ્તુ ॥

~~~~

હે દેવી! અજ્ઞાનને લીધે, ભૂલથી કે બુદ્ધિ ભ્રાન્ત થવાને કારણે મેં જે કંઈ ન્યૂનાધિક આચરણ (ઓછા કે વધુ અપરાધ) કર્યું હોય તો, હે પરમેશ્વરી! તમે તે બધું માફ કરો અને પ્રસન્ન થાઓ. (૬) હે સચ્ચિદાનંદસ્વરૂપ પરમેશ્વરી! હે જગન્માતા કામેશ્વરી! તમે મારી આ પૂજાનો પ્રેમપૂર્વક સ્વીકાર કરો અને મારા પર પ્રસન્ન રહો. (૭) હે દેવી! હે સુરેશ્વરી! તમે ગોપનીયમાં પણ ગોપનીય વસ્તુનું રક્ષણ કરનારાં છો. મેં નિવેદિત કરેલા આ જપ તમે ગ્રહણ કરો. તમારી કૃપાથી મને સિદ્ધિ પ્રાપ્ત થાઓ. (૮)

શ્રીદુર્ગાને અર્પણ હો.

~~~~

# શ્રીદુર્ગા-માનસપૂજા

ઉદ્યચ્ચન્દનકુઙ્કુમારુણપયોધારાભિરાપ્લાવિતાં
  નાનાનર્ઘ્યમણિપ્રવાલઘટિતાં દત્તાં ગૃહાણામ્બિકે ।
આમૃષ્ટાં સુરસુન્દરીભિરભિતો હસ્તામ્બુજૈર્ભક્તિતો
  માતઃ સુન્દરિ ભક્તકલ્પલતિકે શ્રીપાદુકામાદરાત્ ॥ ૧ ॥

દેવેન્દ્રાદિભિરર્ચિતં સુરગણૈરાદાય સિંહાસનં
  ચઞ્ચત્કાઞ્ચનસઞ્ચયાભિરચિતં ચારુપ્રભાભાસ્વરમ્ ।
એતચ્ચમ્પકકેતકીપરિમલં તૈલં મહાનિર્મલં
  ગન્ધોદ્વર્તનમાદરેણ તરુણીદત્તં ગૃહાણામ્બિકે ॥ ૨ ॥

પશ્ચાદ્દેવિ ગૃહાણ શમ્ભુગૃહિણિ શ્રીસુન્દરિ પ્રાયશો
  ગન્ધદ્રવ્યસમૂહનિર્ભરતરં ધાત્રીફલં નિર્મલમ્ ।

---

હે મા ત્રિપુરસુંદરી! તમે ભક્તોની મનોવાંછના પૂરી કરનારાં કલ્પલતા છો. હે માતા! આ પાદુકા તમારાં શ્રીચરણોમાં આદરપૂર્વક સમર્પિત છે, તેને ગ્રહણ કરો. આ પાદુકા ઉત્તમ ચંદન અને કુમકુમથી મિશ્રિત લાલ જળની ધારાથી ધોયેલી છે; જાત-જાતના બહુમૂલ્ય મણિઓ તથા મૂંગા-રત્નોથી આનું નિર્માણ થયેલું છે અને ઘણીબધી દેવાંગનાઓએ પોતાનાં કરકમળો વડે આને ભક્તિપૂર્વક બધી બાજુએથી ધોઈ-લૂછીને સ્વચ્છ બનાવેલી છે. (૧)

હે મા! દેવતાઓએ તમારા બેસવા માટે આ દિવ્ય સિંહાસન લાવી મૂક્યું છે, તમે આના પર વિરાજો. આ તે સિંહાસન છે, કે જેની દેવરાજ ઈન્દ્ર વગેરે પણ પૂજા કરે છે. પોતાના તેજથી ચમકતા થોકેથોક સુવર્ણથી આનું નિર્માણ કરવામાં આવ્યું છે. આ પોતાના મનોહર તેજથી હંમેશાં પ્રકાશતું રહે છે. આ ઉપરાંત, ચંપા અને કેતકીની સુગંધથી ભરેલું આ અત્યંત નિર્મલ તેલ અને સુગંધીવાળું ઉબટન છે, જેને દિવ્ય યુવતીઓ તમારી સેવામાં આદરપૂર્વક પ્રસ્તુત કરી રહી છે. કૃપા કરીને તેનો સ્વીકાર કરો. (૨)

તત્કેશાન્ પરિશોધ્ય કઙ્કતિકયા મન્દાકિનીસ્રોતસિ
સ્નાત્વા પ્રોજ્જ્વલગન્ધકં ભવતુ હે શ્રીસુન્દરિ ત્વન્મુદે ॥ ૩ ॥

સુરાધિપતિકામિનીકરસરોજનાલીધૃતાં
સચન્દનસકુઙ્કુમાગુરુભરેણ વિભ્રાજિતામ્ ।
મહાપરિમલોજ્જ્વલાં સરસશુદ્ધકસ્તૂરિકાં
ગૃહાણ વરદાયિનિ ત્રિપુરસુન્દરિ શ્રીપ્રદે ॥ ૪ ॥

ગન્ધર્વામરકિન્નરપ્રિયતમાસન્તાનહસ્તામ્બુજ-
પ્રસ્તારૈર્ધ્રિયમાણમુત્તમતરં કાશ્મીરજાપિઞ્જરમ્ ।
માતર્ભાસ્વરભાનુમણ્ડલલસત્કાન્તિપ્રદાનોજ્જ્વલં
ચૈતન્નિર્મલમાતનોતુ વસનં શ્રીસુન્દરિ ત્વન્મુદમ્ ॥ ૫ ॥

---

હે દેવી! આના પછી આ વિશુદ્ધ આંબળાનું ફળ ગ્રહણ કરો. હે શિવપ્રિયા! હે ત્રિપુરસુંદરી! જેટલા પણ સુગંધિત પદાર્થો છે, લગભગ તે બધા જ આ આંબળામાં નાખવામાં આવ્યા છે, એનાથી આ અત્યંત સુગંધિત થઈ ગયેલું છે. તેથી આને વાળમાં લગાડીને કાંસકીથી વાળ સાફ કરો અને ગંગાજીની પવિત્ર જળધારામાં સ્નાન કરો. ત્યારપછી આ દિવ્ય ગંધ તમારી સેવામાં પ્રસ્તુત છે; આ તમારા આનંદમાં વૃદ્ધિ કરનારી થાઓ. (૩)

સંપત્તિ આપનારાં હે વરદાયિની ત્રિપુરસુંદરી! આ સરસ શુદ્ધ કસ્તુરી ગ્રહણ કરો. આને ખુદ દેવરાજ ઈન્દ્રની પત્ની મહારાણી શચી પોતાનાં કરકમળોમાં લઈને સેવામાં ઉપસ્થિત છે. આમાં ચંદન, કુમકુમ તથા અગરુ મેળવેલાં હોવાથી આની શોભા વિશેષ વધી ગયેલી છે. આમાંથી ઘણી વધુ સુગંધ નીકળવાને કારણે આ ઘણી મનોહર લાગે છે. (૪)

હે માતા શ્રીસુંદરી! આ અત્યંત ઉત્તમ સ્વચ્છ વસ્ત્ર તમારી સેવામાં સમર્પિત છે. આ તમારા હર્ષમાં વૃદ્ધિ કરો. માતા! આને ગંધર્વો, દેવતાઓ તથા કિન્નરોની પ્રેયસી સુંદરીઓ પોતાનાં ફેલાવેલાં કરકમળોમાં ધારણ કરીને ઊભી છે. આ કેસરમાં રંગેલું પીતાંબર છે. આમાંથી અત્યંત પ્રકાશમાન સૂર્યમંડળનું શોભામય દિવ્ય તેજ પ્રકટી રહ્યું છે, જેને કારણે આ ઘણું જ સુશોભિત થઈ રહ્યું છે (તે ગ્રહણ કરો). (૫)

સ્વર્ણાકલ્પિતકુણ્ડલે શ્રુતિયુગે હસ્તામ્બુજે મુદ્રિકા
મધ્યે સારસના નિતમ્બફલકે મઞ્જીરમઙ્ઘ્રિદ્વયે ।
હારો વક્ષસિ કઙ્કણૌ ક્વણરણત્કારૌ કરદ્વન્દ્વકે
વિન્યસ્તં મુકુટં શિરસ્યનુદિનં દત્તોન્મદં સ્તૂયતામ્ ॥ ૬ ॥
ગ્રીવાયાં ધૃતકાન્તિકાન્તપટલં ગ્રૈવેયકં સુન્દરં
સિન્દૂરં વિલસલ્લલાટફલકે સૌન્દર્યમુદ્રાધરમ્ ।
રાજત્કજ્જલમુજ્જ્વલોત્પલદલશ્રીમોચને લોચને
તદ્દિવ્યૌષધિનિર્મિતં રચયતુ શ્રીશામ્ભવિ શ્રીપ્રદે ॥ ૭ ॥
અમન્દતરમન્દરોન્મથિતદુગ્ધસિન્ધૂદ્ભવં
નિશાકરકરોપમં ત્રિપુરસુન્દરિ શ્રીપ્રદે ।
ગૃહાણ મુખમીક્ષિતુ મુકુરબિમ્બમાવિદ્રુમૈ-
ર્વિનિર્મિતમઘચ્છિદે રતિકરામ્બુજસ્થાયિનમ્ ॥ ૮ ॥

---

તમારા બંને કાનોમાં સુવર્ણનાં બનેલાં કુંડળો ઝગમગતાં રહો, કરકમળની એક આંગળીમાં વીંટી શોભી રહો, કેડના ભાગે નિતંબો પર કટિમેખલા (કંદોરો) સોહાતી રહો, બંને ચરણોમાં ઝાંઝર રણકતાં રહો, વક્ષઃસ્થળ પર હાર સુશોભિત રહો અને બંને કાંડાંઓમાં કંકણ ખણખણતાં રહો. તમારા મસ્તક પર મૂકેલો દિવ્ય મુગટ દરરોજ આનંદ આપતો રહો. આ બધાં આભૂષણો પ્રશંસાને પાત્ર છે. (૬)

ધનપ્રદાન કરનારાં હે શિવપ્રિયા પાર્વતી! તમે અત્યંત ચમકતી સુંદર હાંસડી ગળામાં પહેરી લો, સૌંદર્યની મુદ્રા (ચિહ્ન) ધારણ કરતા સિંદૂરની બિંદી કપાળતાં મધ્યભાગે લગાડો તથા અત્યંત સુંદર કમળ-પત્રની શોભાને તિરસ્કારનાં નેત્રોમાં આ કાજળ પણ લગાવી દો. આ કાજળ દિવ્ય ઔષધિઓમાંથી તૈયાર કરવામાં આવેલું છે. (૭)

પાપોનો નાશ કરનારાં અને સંપત્તિપ્રદાન કરનારાં હે ત્રિપુરસુંદરી! પોતાના મુખની શોભા નિહાળવા માટે આ દર્પણ ગ્રહણ કરો. આને સાક્ષાત્ રતિ રાણી પોતાનાં કરકમળોમાં લઈને સેવામાં ઉપસ્થિત છે. આ દર્પણની ચારે બાજુએ મૂંગા-રત્નો જડેલાં છે. પ્રચંડ વેગપૂર્વક ઘૂમતા મંદરાચલના વલોણાથી જ્યારે ક્ષીર સમુદ્રને વલોવવામાં આવ્યો ત્યારે તેમાંથી જ આ દર્પણ પ્રગટ થયું હતું. આ ચંદ્રમાનાં કિરણો જેવું ઉજ્જ્વળ છે. (૮)

કસ્તૂરીદ્રવચન્દનાગુરુસુધાધારાભિરાપ્લાવિતં
ચઞ્ચચ્ચમ્પકપાટલાદિસુરભિદ્રવ્યૈઃ સુગન્ધીકૃતમ્ ।
દેવસ્ત્રીગણમસ્તકસ્થિતમહારત્નાદિકુમ્ભવ્રજૈ-
રમ્ભઃ શામ્ભવિ સમ્ભ્રમેણ વિમલં દત્તં ગૃહાણામ્બિકે ॥ ૯ ॥

કહ્લારોત્પલનાગકેસરસરોજાખ્યાવલીમાલતી-
મલ્લીકૈરવકેતકાદિકુસુમૈઃ રક્તાશ્વમારાદિભિઃ ।
પુષ્પૈર્માલ્યભરેણ વૈ સુરભિણા નાનારસસ્ત્રોતસા
તામ્રામ્ભોજનિવાસિનીં ભગવતીં શ્રીચણ્ડિકાં પૂજયે ॥૧૦॥

માંસીગુગ્ગુલચન્દનાગુરુરજઃકર્પૂરશૈલેયજૈ-
ર્માધ્વીકૈઃ સહ કુઙ્કુમૈઃ સુરચિતૈઃ સર્પિર્ભિરામિશ્રિતૈઃ ।
સૌરભ્યસ્થિતિમન્દિરે મણિમયે પાત્રે ભવેત્ પ્રીતયે
ધૂપોઽયં સુરકામિનીવિરચિતઃ શ્રીચણ્ડિકે ત્વન્મુદે ॥૧૧॥

---

ભગવાન શંકરનાં ધર્મપત્ની હે દેવી પાર્વતી! દેવાંગનાઓના માથે મૂકેલા બહુમૂલ્ય રત્નમય કળશો વડે ઝડપભેર અપાતું આ નિર્મલ જળ ગ્રહણ કરો. આને ચંપો, પાટલ (ગુલાલ) વગેરે સુગંધિત દ્રવ્યોથી સુવાસિત કરવામાં આવેલું છે તથા આ (જળ) કસ્તૂરીરસ, ચંદન અને અગરુથી તથા અમૃતની ધારાથી આપ્લાવિત (તરબોળ કરેલું) છે. (૯)

કલ્હાર, ઉત્પલ, નાગકેસર, કમળ, માલતી, મલ્લિકા, કુમુદ, કેતકી, લાલ કરેણ વગેરે ફૂલોથી, સુગંધિત પુષ્પમાળાઓથી તથા અનેક પ્રકારના રસોની ધારાથી હું લાલ કમળમાં નિવાસ કરનારાં શ્રીચંડિકાદેવીની પૂજા કરું છું. (૧૦)

હે શ્રીચંડિકાદેવી! દેવાંગનાઓએ બનાવેલો આ દિવ્ય ધૂપ તમારી પ્રસન્નતા વધારનારો છે. આ ધૂપ સુગંધના નિવાસસ્થાન એવા રત્નમય પાત્રમાં મૂકેલો છે; આ તમને સંતોષ (આનંદ) આપો. આમાં જટામાસી, ગૂગળ, ચંદન, અગરુનું ચૂર્ણ, કપૂર, શિલાજીત, મધ, કુમકુમ તથા ઘી ભેળવીને ઉત્તમ રીતે બનાવવામાં આવ્યો છે. (૧૧)

ઘૃતદ્રવપરિસ્ફુરદ્રુચિરરત્નયષ્ટ્યાન્વિતો
  મહાતિમિરનાશનઃ સુરનિતમ્બિનીનિર્મિતઃ ।
સુવર્ણચષકસ્થિતઃ સઘનસારવર્ત્યાન્વિત-
  સ્તવ ત્રિપુરસુન્દરિ સ્ફુરતિ દેવિ દીપો મુદે ॥ ૧૨ ॥

જાતીસૌરભનિર્ભરં રુચિકરં શાલ્યોદનં નિર્મલં
  યુક્તં હિઙ્ગુમરીચજીરસુરભિદ્રવ્યાન્વિતૈર્વ્યઞ્જનૈઃ ।
પક્વાન્નેન સપાયસેન મધુના દધ્યાજ્યસમ્મિશ્રિતં
  નૈવેદ્યં સુરકામિનીવિરચિતં શ્રીચણ્ડિકે ત્વન્મુદે ॥ ૧૩ ॥

લવઙ્ગકલિકોજ્જ્વલં બહુલનાગવલ્લીદલં
  સજાતિફલકોમલં સઘનસારપૂગીફલમ્ ।
સુધામધુરિમાકુલં રુચિરરત્નપાત્રસ્થિતં
  ગૃહાણ મુખપઙ્કજે સ્ફુરિતમમ્બ તામ્બૂલકમ્ ॥ ૧૪ ॥

---

હે દેવી ત્રિપુરસુંદરી! તમારી પ્રસન્નતા માટે અહીં આ દીપ પ્રકાશી રહ્યો છે. આ ઘીથી પ્રજ્વળી રહ્યો છે. આની દીવીમાં સુંદર રત્નોની દાંડી લગાડેલી છે. આ દેવાંગનાઓએ બનાવેલો છે. આ દીપ સુવર્ણપાત્રમાં પેટાવવામાં આવેલો છે. આમાં કપૂર સહિત બત્તી મૂકેલ છે. આ મહાન અંધકારનો નાશ કરનારો છે. (૧૨)

હે શ્રીચંડિકાદેવી! દેવાંગનાઓએ તમારી પ્રસન્નતા માટે આ દિવ્ય નૈવેદ્ય તૈયાર કરેલું છે. આમાં શાળ-ચોખાનો સ્વચ્છ ભાત છે, કે જે અત્યંત રુચિકર છે અને ચમેલીની સુગંધથી સુવાસિત છે. સાથે જ હીંગ, મરચું, જીરુ વગેરે સુગંધી દ્રવ્યોથી વઘારીને બનાવેલી અનેક પ્રકારની વાનગીઓ પણ છે. આમાં જાત-જાતનાં પકવાન, ખીર, મધ, દહીં અને ઘી પણ મેળવેલાં છે. (૧૩)

હે મા! સુંદર રત્નમય પાત્ર (પાનદાની)માં રાખેલું આ દિવ્ય પાન (તાંબુલ) તમારા મુખકમળમાં ગ્રહણ કરો. લવંગ-કળી ખોસીને આનાં બીડાં બનાવવામાં આવ્યાં છે, તેથી ઘણું સુંદર જણાઈ આવે છે. આમાં ઘણાંબધાં પાન-પાંદડાંનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આ બધાં બીડાંમાં કૂણી જાવિત્રી, કપૂર અને સોપારી નાખેલાં છે. આ તાંબુલ-પાન (તંબોળ) અમૃતમય મધુરતાથી ભરપૂર છે. (૧૪)

શરત્પ્રભવચન્દ્રમઃ સ્ફુરિતચન્દ્રિકાસુન્દરં
ગલત્સુરતરઙ્ગિણીલલિતમૌક્તિકાડમ્બરમ્ ।
ગૃહાણ નવકાઞ્ચનપ્રભવદણ્ડખણ્ડોજ્જ્વલં
મહાત્રિપુરસુન્દરિ પ્રકટમાતપત્રં મહત્ ॥ ૧૫ ॥

માતસ્ત્વન્મુદમાતનોતુ સુભગસ્ત્રીભિઃ સદાઽઽન્દોલિતં
શુભ્રં ચામરમિન્દુકુન્દસદૃશં પ્રસ્વેદદુઃખાપહમ્ ।
સદ્યોઽગસ્ત્યવસિષ્ઠનારદશુકવ્યાસાદિવાલ્મીકિભિઃ
સ્વે ચિત્તે ક્રિયમાણ એવ કુરુતાં શર્માણિ વેદધ્વનિઃ ॥ ૧૬ ॥

સ્વર્ગાઙ્ગણે વેણુમૃદઙ્ગશઙ્ખભેરીનિનાદૈરુપગીયમાના ।
કોલાહલૈરાકલિતા તવાસ્તુ વિદ્યાધરીનૃત્યકલા સુખાય ॥ ૧૭ ॥

---

મહાત્રિપુરસુંદરી હે મા પાર્વતી! તમારી સામે આ વિશાળ અને દિવ્ય છત્ર ખોલી મૂકેલું છે; આને ગ્રહણ કરો. આ શરદઋતુના ચંદ્રમાની ચમકતી ચાંદની જેવું સુંદર છે. આમાં લગાડેલાં સુંદર મોતીઓની ઝૂલ એવી જણાઈ આવે છે જાણે સુરસરિતા ગંગાનું ઝરણું ઉપરથી નીચે પડી રહ્યું છે. આ છત્ર સુવર્ણમય હાથાને કારણે ઘણું શોભી રહ્યું છે. (૧૫)

હે મા! સુંદરી સ્ત્રીઓના હાથો વડે નિરંતર ઝુલાવવામાં આવતું આ શ્વેત ચામર, કે જે ચંદ્રમા અને કુંદપુષ્પ જેવું ઉજ્જ્વળ છે તથા પરસેવાના કષ્ટને હરી લેનારું છે તે તમારો આનંદ વધારો. આ ઉપરાંત મહર્ષિ અગસ્ત્ય, વસિષ્ઠ, નારદ, શુક, વ્યાસ વગેરે તથા મુનિ વાલ્મીકિ પોતપોતાના ચિત્તમાં વેદમંત્રોના ઉચ્ચારણનો જે વિચાર કરે છે, તેમનો તે મનથી સંકલ્પિત વેદધ્વનિ પણ તમારા આનંદની વૃદ્ધિ કરો. (૧૬)

સ્વર્ગના આંગણામાં વેણ, મૃદંગ, શંખ તથા ભેરીના મધુર ધ્વનિ સહિતનું જે સંગીત થાય છે તે તથા જેમાં અનેક પ્રકારના કોલાહલનો અવાજ વ્યાપી રહે છે તે વિદ્યાધરીઓની નૃત્યકળા તમારા સુખમાં વૃદ્ધિ કરો. (૧૭)

દેવિ ભક્તિરસભાવિતવૃત્તે પ્રીયતાં યદિ કુતોઽપિ લભ્યતે ।
તત્ર લૌલ્યમપિ સત્ફલમેકં જન્મકોટિભિરપીહ ન લભ્યમ્ ॥ ૧૮ ॥

એતૈઃ ષોડશભિઃ પદ્યૈરુપચારોપકલ્પિતૈઃ ।
યઃ પરાં દેવતાં સ્તૌતિ સ તેષાં ફલમાપ્નુયાત્ ॥ ૧૯ ॥

~~~~

હે દેવી! તમારા પ્રત્યેની ભક્તિના રસથી ભાવિત આ પદ્યમય સ્તોત્રમાં જો ક્યાંયથી પણ થોડો ઘણોય ભક્તિનો અંશ મળે તો તેનાથી તમે પ્રસન્ન થાઓ. હે મા! તમારી ભક્તિ માટે ચિત્તમાં જે વ્યાકુળતા થાય છે તે જ જીવનનું એકમાત્ર ફળ છે, કે જે કરોડો-કરોડો જન્મો લેવા છતાં પણ આ સંસારમાં તમારી કૃપા વિના સુલભ થતું નથી. (૧૮)

ઉપચાર-કલ્પિત આ સોળ પદ્યોમાં જે મનુષ્ય પરા દેવતા ભગવતી ત્રિપુરસુંદરીનું સ્તવન કરે છે તે આ ઉપચારોના સમર્પણનું ફળ મેળવે છે. (૧૯)

~~~~

# દુર્ગાબત્રીસી-નામમાળા

એક સમયની વાત છે : બ્રહ્મા વગેરે દેવતાઓએ પુષ્પો વગેરે વિવિધ ઉપચારોથી મહેશ્વરી દુર્ગાનું પૂજન કર્યું. એનાથી પ્રસન્ન થઈને, દુર્ગતિનો નાશ કરનારાં દેવી દુર્ગાએ કહ્યું – ''દેવતાઓ! તમારા પૂજનથી હું સંતુષ્ટ છું. તમારી જે ઈચ્છા હોય તે માગો. હું તમને દુર્લભમાં વસ્તુ પણ આપીશ.'' દુર્ગાદેવીનું આ વચન સાંભળીને દેવતાઓએ કહ્યું – ''હે દેવી! જે ત્રણે લોકો માટે કંટકરૂપ હતો તે અમારા શત્રુ મહિષાસુરને તમે મારી નાખ્યો, એનાથી સમગ્ર જગત સ્વસ્થ અને નિર્ભય થઈ ગયું છે. તમારી જ કૃપાથી અમને પોતપોતાનાં પદ ફરીથી પાછાં મળી ગયાં છે. તમે ભક્તો માટે કલ્પવૃક્ષ છો; અમે તમારા શરણમાં આવ્યા છીએ. તેથી હવે અમારા મનમાં કશું પણ મેળવવાની અભિલાષા બાકી રહી નથી. અમને સર્વ કાંઈ મળી ગયું છે. તેમ છતાં તમારી આજ્ઞા છે, તેથી અમે જગતના રક્ષણ માટે તમને કશુંક પૂછવા ઈચ્છીએ છીએ. હે મહેશ્વરી! એવો કયો ઉપાય છે કે જેનાથી સત્વરે પ્રસન્ન થઈને તમે સંકટમાં આવી પડેલા જીવનું રક્ષણ કરો છો? હે દેવેશ્વરી! આ વાત સર્વથા ગોપનીય હોય તોપણ અમને અવશ્ય બતાવો.''

દેવતાઓએ આ પ્રમાણે પ્રાર્થના કરી ત્યારે દયામય દુર્ગાદેવીએ કહ્યું – ''હે દેવો! સાંભળો. આ રહસ્ય અત્યંત ગોપનીય અને દુર્લભ છે. મારાં બત્રીસ નામોની માળા બધા પ્રકારની આપત્તિઓનો નાશ કરનારી છે. ત્રણે લોકમાં આના જેવી અન્ય કોઈ સ્તુતિ નથી. આ રહસ્યરૂપ છે, આને હું કહી બતાવું છું, સાંભળો –

દુર્ગા દુર્ગાર્તિશમની દુર્ગાપદ્વિનિવારિણી ।
દુર્ગમચ્છેદિની દુર્ગસાધિની દુર્ગનાશિની ॥

દુર્ગતોદ્ધારિણી દુર્ગનિહન્ત્રી દુર્ગમાપહા ।
દુર્ગમજ્ઞાનદા દુર્ગદૈત્યલોકદવાનલા ॥

દુર્ગમા દુર્ગમાલોકા દુર્ગમાત્મસ્વરૂપિણી ।
દુર્ગમાર્ગપ્રદા દુર્ગમવિદ્યા દુર્ગમાશ્રિતા ॥

દુર્ગમજ્ઞાનસંસ્થાના દુર્ગમધ્યાનભાસિની ।
દુર્ગમોહા દુર્ગમગા દુર્ગમાર્થસ્વરૂપિણી ॥

દુર્ગમાસુરસંહન્ત્રી દુર્ગમાયુધધારિણી ।
દુર્ગમાઙ્ગી દુર્ગમતા દુર્ગમ્યા દુર્ગમેશ્વરી ॥

દુર્ગભીમા દુર્ગભામા દુર્ગભા દુર્ગદારિણી ।
નામાવલિમિમાં યસ્તુ દુર્ગાયા મમ માનવઃ ॥
પઠેત્ સર્વભયાન્મુક્તો ભવિષ્યતિ ન સંશયઃ ॥

(૧) દુર્ગા, (૨) દુર્ગાર્તિશમની, (૩) દુર્ગાપદ્વિનિવારિણી, (૪) દુર્ગમચ્છેદિની, (૫) દુર્ગસાધિની, (૬) દુર્ગનાશિની, (૭) દુર્ગતોદ્ધારિણી, (૮) દુર્ગનિહંત્રી, (૯) દુર્ગમાપહા, (૧૦) દુર્ગમજ્ઞાનદા, (૧૧) દુર્ગદૈત્ય-લોકદવાનલા, (૧૨) દુર્ગમા, (૧૩) દુર્ગમાલોકા, (૧૪) દુર્ગમાત્મસ્વરૂપિણી, (૧૫) દુર્ગમાર્ગપ્રદા, (૧૬) દુર્ગમવિદ્યા, (૧૭) દુર્ગમાશ્રિતા, (૧૮) દુર્ગમજ્ઞાનસંસ્થાના, (૧૯) દુર્ગમધ્યાનભાસિની, (૨૦) દુર્ગમોહા, (૨૧) દુર્ગમગા, (૨૨) દુર્ગમાર્થસ્વરૂપિણી, (૨૩) દુર્ગમાસુરસંહંત્રી, (૨૪) દુર્ગમાયુધધારિણી, (૨૫) દુર્ગમાંગી, (૨૬) દુર્ગમતા, (૨૭) દુર્ગમ્યા, (૨૮) દુર્ગમેશ્વરી, (૨૯) દુર્ગભીમા, (૩૦) દુર્ગભામા, (૩૧) દુર્ગભા અને (૩૨) દુર્ગદારિણી. જે મનુષ્ય મુજ દુર્ગાની આ નામમાળાનો પાઠ કરે છે તે બધા પ્રકારના ભયમાંથી મુક્ત થઈ જશે એમાં સંદેહ નથી.''

●

"કોઈ મનુષ્ય શત્રુઓથી ત્રસ્ત હોય અથવા દુર્ભેદ્ય બંધનમાં પડેલો હોય તે આ બત્રીસ નામોના પાઠમાત્રથી જ સંકટમાંથી છુટકારો મેળવી લે છે, એમાં લેશમાત્ર પણ સંદેહને સ્થાન નથી. જો રાજા ક્રોધે ભરાઈને વધ કરવાનો કે કોઈ કઠોર સજા કરવાનો આદેશ આપે અથવા મનુષ્ય યુદ્ધમાં શત્રુઓથી ઘેરાઈ જાય કે જંગલમાં વાઘ-સિંહ વગેરે હિંસક પ્રાણીઓના સકંજામાં ફસાઈ જાય તો ત્યારે આ બત્રીસ નામોનો એકસો આઠ વાર પાઠ કરવા માત્રથી તે સમસ્ત ભયોમાંથી મુક્ત થઈ જાય છે. વિપત્તિની વેળાએ આના જેવો ભયનો નાશ કરનારો અન્ય કોઈ ઉપાય નથી. હે દેવો! આ નામમાળાનો પાઠ કરનારા મનુષ્યોની ક્યારેય કોઈ હાનિ થતી નથી. અભક્ત, નાસ્તિક અને શઠ મનુષ્યને આનો ઉપદેશ આપવો જોઈએ નહીં. જે મનુષ્ય ભારે વિપત્તિમાં આવી પડવા છતાં પણ આ નામાવલીનો હજાર, દશ હજાર કે લાખ વાર પાઠ કરે છે - પોતે કરે છે અથવા તો બ્રાહ્મણો પાસે કરાવે છે તે બધા પ્રકારની આપત્તિઓમાંથી મુક્ત થઈ જાય છે. સિદ્ધ કરેલા અગ્નિમાં મધ મેળવેલા સફેદ તલથી આ નામો વડે લાખ વાર હવન કરે તો તે મનુષ્ય બધી વિપત્તિઓમાંથી છુટકારો મેળવી લે છે. આ નામમાળાનું પુરશ્ચરણ ત્રીસ હજારનું છે. પુરશ્ચરણપૂર્વક પાઠ કરીને મનુષ્ય આ નામાવલિ વડે સંપૂર્ણ કાર્યસિદ્ધિ કરી શકે છે. સુંદર માટીની મારી આઠ ભુજાઓવાળી મૂર્તિ બનાવવી; આઠે ભુજાઓમાં ક્રમશઃ ગદા, ખડ્ગ, ત્રિશૂળ, બાણ, ધનુષ્ય, કમળ, ઢાલ અને મુદ્ગર (મગદળ નામનું આયુધ) ધારણ કરાવવાં; મૂર્તિના મસ્તક પર ચંદ્રમાનું ચિહ્ન હોય, તેને ત્રણ નેત્રો હોય, તેને લાલ વસ્ત્ર પહેરાવવામાં આવ્યું હોય, તે સિંહની કાંધ પર સવાર હોય અને શૂળથી મહિષાસુરનો વધ કરતી હોય – આ પ્રકારની મૂર્તિ બનાવીને અનેક પ્રકારની સામગ્રીઓ વડે મારું ભક્તિપૂર્વક પૂજન કરવું. મારાં ઉપર્યુક્ત નામો (નાં ઉચ્ચારણ) સાથે લાલ કરેણનાં ફૂલ ચઢાવતાં-ચઢાવતાં સો વાર પૂજા કરવી અને મંત્રોનો જપ કરતાં-કરતાં પુવાથી હવન કરવો. જાત-જાતના ઉત્તમ પદાર્થોનો ભોગ લગાવવો. આ પ્રમાણે કરવાથી મનુષ્ય અસાધ્ય કાર્યને પણ સિદ્ધ કરી લે છે. જે મનુષ્ય દરરોજ મારી ભક્તિ કરે છે તે ક્યારેય વિપત્તિમાં આવી પડતો નથી."

દેવતાઓને આવું કહીને જગદંબા ત્યાં જ અંતર્ધાન થઈ ગયાં. દુર્ગાજીનું આ ઉપાખ્યાન જે સાંભળે છે તેના પર કોઈ વિપત્તિ આવતી નથી.

~~~~
~~~~

## દેવી-અપરાધક્ષમાપન સ્તોત્ર

ન મન્ત્રં નો યન્ત્રં તદપિ ચ ન જાને સ્તુતિમહો
ન ચાહ્વાનં ધ્યાનં તદપિ ચ ન જાને સ્તુતિકથાઃ।
ન જાને મુદ્રાસ્તે તદપિ ચ ન જાને વિલપનં
પરં જાને માતસ્ત્વદનુસરણં ક્લેશહરણમ્ ॥ ૧ ॥

વિધેરજ્ઞાનેન દ્રવિણવિરહેણાલસતયા
વિધેયાશક્યત્વાત્તવ ચરણયોર્યા ચ્યુતિરભૂત્।
તદેતત્ ક્ષન્તવ્યં જનનિ સકલોદ્ધારિણિ શિવે
કુપુત્રો જાયેત ક્વચિદપિ કુમાતા ન ભવતિ ॥ ૨ ॥

પૃથિવ્યાં પુત્રાસ્તે જનનિ બહવઃ સન્તિ સરલાઃ
પરં તેષાં મધ્યે વિરલતરલોઽહં તવ સુતઃ।
મદીયોઽયં ત્યાગઃ સમુચિતમિદં નો તવ શિવે
કુપુત્રો જાયેત ક્વચિદપિ કુમાતા ન ભવતિ ॥ ૩ ॥

---

હે મા! હું નથી મંત્ર જાણતો, નથી યંત્ર જાણતો, અરે! મને સ્તુતિનું પણ જ્ઞાન નથી; નથી આવાહનની જાણકારી, નથી ધ્યાનની પણ; સ્તોત્ર અને કથાની પણ જાણકારી નથી. નથી તો હું તમારી મુદ્રાઓ જાણતો અને નથી તો મને વ્યાકુળ થઈ વિલાપ કરતાં પણ આવડતું. પણ હા, એક વાત જાણું છું - કેવળ તમારું અનુસરણ; તમારી પાછળ ચાલવાનું, કે જે બધા ક્લેશોને - સમસ્ત દુઃખો અને વિપત્તિઓને હરી લેનારું છે. (૧)

સૌનો ઉદ્ધાર કરનારાં હે કલ્યાણમયી માતા! હું પૂજાની વિધિ જાણતો નથી, મારી પાસે ધનનો પણ અભાવ છે, હું સ્વભાવે પણ આળસુ છું તથા મારા થકી પૂજાનું બરાબર સંપાદન થઈ પણ શકતું નથી. આ બધાં કારણોથી તમારાં ચરણોની સેવા (કરવા)માં જે ત્રુટિ રહેવા પામી છે તેને ક્ષમા કરજો; કારણ કે (પુત્ર) કુપુત્ર થઈ શકે, પણ (માતા) ક્યારેય કુમાતા થતી નથી. (૨)

હે મા! આ પૃથ્વી પર તમારે સીધાસાદા પુત્રો તો ઘણાબધા છે, પરંતુ તે બધામાં હું જ તમારો અત્યંત ચપળ બાળક છું; મારો જેવો ચંચળ કોઈ વિરલ જ હશે. હે કલ્યાણી! મારો જે આ ત્યાગ થયો છે એ તમારે માટે કદાપિ ઉચિત નથી; કારણ કે (પુત્ર) કુપુત્ર થઈ શકે, પણ (માતા) ક્યારેય કુમાતા થતી નથી. (૩)

જગન્માતર્માતસ્તવ ચરણસેવા ન રચિતા
ન વા દત્તં દેવિ દ્રવિણમપિ ભૂયસ્તવ મયા ।
તથાપિ ત્વં સ્નેહં મયિ નિરુપમં યત્પ્રકુરુષે
કુપુત્રો જાયેત ક્વચિદપિ કુમાતા ન ભવતિ ॥ ૪ ॥
પરિત્યક્તા દેવા વિવિધવિધસેવાકુલતયા
મયા પઞ્ચાશીતેરધિકમપનીતે તુ વયસિ ।
ઈદાનીં ચેન્માતસ્તવ યદિ કૃપા નાપિ ભવિતા
નિરાલમ્બો લમ્બોદરજનનિ કં યામિ શરણમ્ ॥ ૫ ॥
શ્વપાકો જલ્પાકો ભવતિ મધુપાકોપમગિરા
નિરાતઙ્કો રઙ્કો વિહરતિ ચિરં કોટિકનકૈઃ ।
તવાપર્ણે કર્ણે વિશતિ મનુવર્ણે ફલમિદં
જનઃ કો જાનીતે જનનિ જપનીયં જપવિધૌ ॥ ૬ ॥

હે જગદંબા! હે મા! મેં તમારાં ચરણોની સેવા ક્યારેય કરી નથી; દેવી! તમને અધિક ધન પણ સમર્પિત કર્યું નથી; તોપણ મારા જેવા અધમ પર તમે જે સ્નેહ કરો છો તેનું કારણ એ જ છે કે (પુત્ર) કુપુત્ર થઈ શકે, પણ (માતા) ક્યારેય કુમાતા થતી નથી. (૪)

ગણેશજીને જન્મ આપનારાં હે મા પાર્વતી! (અન્ય દેવતાઓની આરાધના કરતી વખતે) અનેક પ્રકારની સેવાઓમાં વ્યગ્ર રહેવું પડતું હતું, તેથી પંચ્યાશી વર્ષો કરતાંય વધુ અવસ્થા વીતી જવાથી મેં દેવતાઓને છોડી દીધા છે, હવે તેમની સેવા-પૂજા મારાથી થઈ શકતી નથી; તેથી જ તેમની પાસેથી કશી જ સહાય મળવાની આશા નથી. આવી વેળાએ જો તમારી કૃપા નહીં થાય તો આધારવિહોણો થયેલો હું કોના શરણે જઈશ? (૫)

હે માતા અપર્ણા! તમારા મંત્રનો એક અક્ષર પણ જો કાને પડી જાય તો તેનું ફળ એવું મળે છે કે મૂર્ખ ચાંડાલ પણ મધુપાક (પકવાન) જેવી મધુર વાણી ઉચ્ચારનારો ઉત્તમ વક્તા થઈ જાય છે; રંક મનુષ્ય પણ કરોડો સુવર્ણમુદ્રાઓથી સંપન્ન થઈને દીર્ઘકાળ સુધી નિર્ભયપણે વિહરતો રહે છે. જો મંત્રના એક અક્ષરના શ્રવણ (માત્ર)નું આવું ફળ (મળે) છે તો જે લોકો વિધિપૂર્વક જપ કરવામાં રત રહે છે તેમને જપથી મળનારું ઉત્તમ ફળ તો કેવું હોય? - એને કયો મનુષ્ય જાણી શકે? (૬)

**ચિતાભસ્માલેપો ગરલમશનં દિક્પટધરો**
**જટાધારી કણ્ઠે ભુજગપતિહારી પશુપતિઃ।**
**કપાલી ભૂતેશો ભજતિ જગદીશૈકપદવીં**
**ભવાનિ ત્વત્પાણિગ્રહણપરિપાટીફલમિદમ્॥ ૭॥**

**ન મોક્ષસ્યાકાઙ્ક્ષા ભવવિભવવાઞ્છાપિ ચ ન મે**
**ન વિજ્ઞાનાપેક્ષા શશિમુખિ સુખેચ્છાપિ ન પુનઃ।**
**અતસ્ત્વાં સંયાચે જનનિ જનનં યાતુ મમ વૈ**
**મૃડાની રુદ્રાણી શિવ શિવ ભવાનીતિ જપતઃ॥ ૮॥**

**નારાધિતાસિ વિધિના વિવિધોપચારૈઃ**
**કિં રુક્ષચિન્તનપરૈર્ન કૃતં વચોભિઃ।**
**શ્યામે ત્વમેવ યદિ કિઞ્ચન મય્યનાથે**
**ધત્સે કૃપામુચિતમમ્બ પરં તવૈવ॥ ૯॥**

---

હે ભવાની! જેઓ પોતાનાં અંગોમાં ચિતાની રાખ - ભભૂતીનો લેપ કરે છે, વિષ જ જેમનો આહાર છે, જેઓ દિગંબર ધારણ કરનારા (નગ્ન રહેનારા) છે, જેઓ મસ્તક પર જટા અને ગળામાં હારરૂપે નાગરાજ વાસુકિને ધારણ કરે છે તથા જેમના હાથમાં કપાલ (ખોપરીનું ભિક્ષાપાત્ર) શોભતું રહે છે તેવા ભૂતોના સ્વામી પશુપતિ પણ એકમાત્ર ‘જગદીશ’ની જ પદવી ધારણ કરે છે; આનું શું કારણ? આટલું મહત્ત્વ તેમને કેમ મળ્યું? - એ કેવળ તમારા પાણિગ્રહણની પરિપાટી (પરંપરા, વિધિ)નું જ ફળ છે; તમારી સાથે લગ્ન થવાથી જ તેમનું મહત્ત્વ વધી ગયું. (૭)

મુખ પર ચંદ્રમાની શોભા ધારણ કરનારાં હે માતા! મને મોક્ષની આકાંક્ષા નથી અને નથી તો સંસારના વૈભવની પણ અભિલાષા; નથી વિજ્ઞાન (પ્રાપ્તિ)ની અપેક્ષા કે નથી તો સુખની ઇચ્છા પણ; તેથી મારી તો તમને એ જ યાચના છે કે મારું જીવતર ‘મૃડાની, રુદ્રાણી, શિવ શિવ, ભવાની’ એ રીતે જપ કરતાં-કરતાં જ વીતે. (૮)

હે મા શ્યામા! અનેકવિધ પૂજાસામગ્રીઓથી વિધિપૂર્વક તમારી આરાધના મારાથી ક્યારેય થઈ શકી નથી. હંમેશાં કઠોર ભાવનું ચિંતન કરતી મારી

આપત્સુ મગ્નઃ સ્મરણં ત્વદીયં
કરોમિ દુર્ગે કરુણાર્ણવેશિ ।
નૈતચ્છઠત્વં મમ ભાવયેથાઃ
ક્ષુધાતૃષાર્તા જનનીં સ્મરન્તિ ॥ ૧૦ ॥

જગદમ્બ વિચિત્રમત્ર કિં
પરિપૂર્ણા કરુણાસ્તિ ચેન્મયિ ।
અપરાધપરમ્પરાપરં
ન હિ માતા સમુપેક્ષતે સુતમ્ ॥ ૧૧ ॥

મત્સમઃ પાતકી નાસ્તિ પાપઘ્ની ત્વત્સમા ન હિ ।
એવં જ્ઞાત્વા મહાદેવિ યથાયોગ્યં તથા કુરુ ॥ ૧૨ ॥

ઇતિ શ્રીશઙ્કરાચાર્યવિરચિતં દેવ્યપરાધક્ષમાપનસ્તોત્રં સમ્પૂર્ણમ્ ।

~~~~

---

વાણીએ કયો અપરાધ નથી કર્યો? અને તેમ છતાં તમે સ્વયં મુજ અનાથ પર પ્રયત્નપૂર્વક જે કંઈ કૃપાદૃષ્ટિ રાખો છો તે, હે મા! તમને જ ઉચિત છે. તમારા જેવી દયામયી માતા જ મારા જેવા કુપુત્રને આશ્રય આપી શકે. (૯)

હે મા દુર્ગા! હે કરુણાસિંધુ મહેશ્વરી! હું વિપત્તિઓમાં ફસાયેલો આજે તમારું જે સ્મરણ કરું છું (પહેલાં ક્યારેય કરતો ન રહ્યો) તેને મારી શઠતા (લુચ્ચાઈ) માનશો નહીં; કારણ કે ભૂખ-તરસથી પીડાતું બાળક માતાને જ યાદ કરે છે. (૧૦)

હે જગદંબા! મારા પર તમારી જે સંપૂર્ણ કૃપા છે તેમાં આશ્ચર્યની શી વાત? પુત્ર અપરાધ પર અપરાધ (અપરાધ-પરંપરા) કર્યે જતો હોય તોપણ માતા તેની તદ્દન ઉપેક્ષા કરતી નથી. (૧૧)

હે મહાદેવી! મારા જેવું કોઈ પાપી નથી અને તમારા જેવું કોઈ પાપોને હરનારું નથી; એવું જાણીને તમને જે યોગ્ય લાગે તે કરો. (૧૨)

*શ્રીશંકરાચાર્ય-વિરચિત દેવી-અપરાધક્ષમાપન સ્તોત્ર સમાપ્ત.*

~~~~

# સિદ્ધકુંજિકા સ્તોત્ર

શિવ ઉવાચ

શૃણુ દેવિ પ્રવક્ષ્યામિ કુઞ્જિકાસ્તોત્રમુત્તમમ્ ।
યેન મન્ત્રપ્રભાવેણ ચણ્ડીજાપઃ શુભો ભવેત્ ॥ ૧ ॥

ન કવચં નાર્ગલાસ્તોત્રં કીલકં ન રહસ્યકમ્ ।
ન સૂક્તં નાપિ ધ્યાનં ચ ન ન્યાસો ન ચ વાર્ચનમ્ ॥ ૨ ॥

કુઞ્જિકાપાઠમાત્રેણ દુર્ગાપાઠફલં લભેત્ ।
અતિ ગુહ્યતરં દેવિ દેવાનામપિ દુર્લભમ્ ॥ ૩ ॥

ગોપનીયં પ્રયત્નેન સ્વયોનિરિવ પાર્વતિ ।
મારણં મોહનં વશ્યં સ્તમ્ભનોચ્ચાટનાદિકમ્ ।
પાઠમાત્રેણ સંસિદ્ધ્યેત્ કુઞ્જિકાસ્તોત્રમુત્તમમ્ ॥ ૪ ॥

અથ મન્ત્રઃ

ૐ ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે ॥ ૐ ગ્લૌં હું ક્લીં જૂં સઃ
જ્વાલય જ્વાલય જ્વલ જ્વલ પ્રજ્વલ પ્રજ્વલ
ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે જ્વલ હં સં લં ક્ષં ફટ્ સ્વાહા ॥

ઈતિ મન્ત્રઃ ।

---

**શિવજી બોલ્યા** – દેવી! સાંભળો. હું ઉત્તમ કુંજિકાસ્તોત્ર કહી સંભળાવીશ, જેના મંત્રના પ્રભાવથી દેવીનો જપ (પાઠ) સફળ થાય છે. (૧)

કવચ, અર્ગલા, કીલક, રહસ્ય, સૂક્ત, ધ્યાન, ન્યાસ, અરે! ત્યાં સુધી કે અર્ચના પણ (આવશ્યક) નહીં; (૨) કેવળ કુંજિકાસ્તોત્રનો પાઠ કરવાથી જ દુર્ગા (સપ્તશતી)-પાઠનું ફળ પ્રાપ્ત થઈ જાય છે. આ (કુંજિકા-સ્તોત્ર) અત્યંત ગોપનીય છે અને દેવોને પણ દુર્લભ છે. (૩) હે પાર્વતી! આને પોતાની (ગુપ્ત) યોનિની જેમ પ્રયત્નપૂર્વક ગોપનીય રાખવું જોઈએ. આ ઉત્તમ કુંજિકાસ્તોત્ર એનો કેવળ પાઠ કરવાથી જ મારણ, મોહન, વશીકરણ, સ્થંભન, ઉચ્ચાટન વગેરે (અભિચાર-વિષયક) ઉદ્દેશ્યોને સિદ્ધ કરે છે. (૪)

(ઉક્ત મંત્રમાં આવેલાં બીજોના અર્થ જાણવાનું શક્ય નથી અને નથી તો જરૂરી કે નથી તો ઇચ્છનીય પણ. કેવળ જપ કરવો એ જ પર્યાપ્ત - પૂરતું છે.)

નમસ્તે રુદ્રરૂપિણ્યૈ નમસ્તે મધુમર્દિનિ ।
નમઃ કૈટભહારિણ્યૈ નમસ્તે મહિષાર્દિનિ ॥ ૧ ॥
નમસ્તે શુમ્ભહન્ત્ર્યૈ ચ નિશુમ્ભાસુરઘાતિનિ ॥ ૨ ॥
જાગ્રતં હિ મહાદેવિ જપં સિદ્ધં કુરુષ્વ મે ।
ઐંકારી સૃષ્ટિરૂપાયૈ હ્રીંકારી પ્રતિપાલિકા ॥ ૩ ॥
ક્લીંકારી કામરૂપિણ્યૈ બીજરૂપે નમોऽસ્તુ તે ।
ચામુણ્ડા ચણ્ડઘાતી ચ યૈકારી વરદાયિની ॥ ૪ ॥
વિચ્ચે ચાભયદા નિત્યં નમસ્તે મન્ત્રરૂપિણિ ॥ ૫ ॥
ધાં ધીં ધૂં ધૂર્જટેઃ પત્ની વાં વીં વૂં વાગધીશ્વરી ।
ક્રાં ક્રીં ક્રૂં કાલિકા દેવિ શાં શીં શૂં મે શુભં કુરુ ॥ ૬ ॥
હું હું હુંકારરૂપિણ્યૈ જં જં જં જમ્ભનાદિની ।
ભ્રાં ભ્રીં ભ્રૂં ભૈરવી ભદ્રે ભવાન્યૈ તે નમો નમઃ ॥ ૭ ॥

---

હે રુદ્રસ્વરૂપિણી! તમને નમસ્કાર છે. મધુ દૈત્યનું મર્દન કરનારાં હે દેવી! તમને નમસ્કાર છે. કૈટભનો સંહાર કરનારાં દેવીને નમસ્કાર છે. મહિષાસુરનું મર્દન કરનારાં હે દેવી! તમને નમસ્કાર છે. (૧) શુંભને હણનારાં દેવીને નમસ્કાર છે. નિશુંભ નામના અસુરનો ઘાત કરનારાં હે દેવી! તમને નમસ્કાર છે. (૨)

હે મહાદેવી! મારા જપને જાગ્રત અને સિદ્ધ કરો. 'ઐં'કારના રૂપમાં સૃષ્ટિસ્વરૂપા, 'હ્રીં'ના રૂપમાં સૃષ્ટિનું પ્રતિપાલન કરનારાં, (૩) 'ક્લીં'ના રૂપમાં કામરૂપા અને (અખિલ બ્રહ્માંડનાં) બીજરૂપા હે દેવી! તમને નમસ્કાર છે. ચામુંડાના રૂપમાં ચંડવિનાશિની અને 'યૈં'કારના રૂપમાં તમે વરદાયિની છો. (૪) 'વિચ્ચે'ના રૂપમાં તમે સદૈવ અભય આપનારાં છો. (આ પ્રમાણે 'ઐં હ્રીં ક્લીં વિચ્ચે') આ મંત્રનું તમે સ્વરૂપ છો. (૫) 'ધાં ધીં ધૂં'ના રૂપમાં તમે ધૂર્જટી (શિવ)નાં પત્ની છો. 'વાં વીં વૂં'ના રૂપમાં તમે વાણીનાં અધીશ્વરી છો. 'ક્રાં ક્રીં ક્રૂં'ના રૂપમાં કાલિકાદેવી છો. તમે 'શાં શીં શૂં'ના રૂપમાં મારું શુભ (અર્થાત્ કલ્યાણ) કરો. (૬) 'હું હું હું-સ્વરૂપિણી, 'જં જં'ના રૂપમાં જંભનાશિની, 'ભ્રાં ભ્રીં ભ્રૂં'ના રૂપમાં કલ્યાણકારિણી એવાં હે દેવી ભૈરવી ભવાની! તમને નમસ્કાર છે, નમસ્કાર છે. (૭)

અં કં ચં ટં તં પં યં શં વીં દું ઐં વીં હં ક્ષં
ધિજાગ્રં ધિજાગ્રં ત્રોટય ત્રોટય દીપ્તં કુરુ કુરુ સ્વાહા ।
પાં પીં પૂં પાર્વતી પૂર્ણા ખાં ખીં ખૂં ખેચરી તથા ॥ ૮ ॥
સાં સીં સૂં સપ્તશતી દેવ્યા મન્ત્રસિદ્ધિં કુરુષ્વ મે ॥
ઇદં તુ કુઞ્જિકાસ્તોત્રં મન્ત્રજાગર્તિહેતવે ।
અભક્તે નૈવ દાતવ્યં ગોપિતં રક્ષ પાર્વતિ ॥
યસ્તુ કુઞ્જિકયા દેવિ હીનાં સપ્તશતીં પઠેત્ ।
ન તસ્ય જાયતે સિદ્ધિરરણ્યે રોદનં યથા ॥

***ઇતિ શ્રીરુદ્રયામલે ગૌરીતન્ત્રે શિવપાર્વતીસંવાદે કુઞ્જિકાસ્તોત્રં સમ્પૂર્ણમ્[1] ॥***

***॥ ૐ તત્સત્ ॥***

---

'અં કં ચં ટં તં પં યં શં વીં દું ઐં વીં હં ક્ષં ધિજાગ્રં ધિજાગ્રં' - આ બધાને તોડો અને દીપ્ત કરો, સ્વાહા. 'પાં પીં પૂં'ના રૂપમાં તમે પાર્વતી પૂર્ણા છો; 'ખાં ખીં ખૂં'ના રૂપમાં તમે ખેચરી (આકાશમાં વિચરણ કરનારાં) - અથવા ખેચરી મુદ્રા - છો; (૮) 'સાં સીં સૂં'વા રૂપમાં તમે સપ્તશતી દેવીના મંત્રને મારા માટે સિદ્ધ કરો. આ કુંજિકાસ્તોત્ર મંત્રને જાગ્રત કરવા માટે છે. આ સ્તોત્ર ભક્તિહીન મનુષ્યને આપવું જોઈએ નહીં. હે પાર્વતી! આને ગોપનીય રાખજો. હે દેવી! કુંજિકાસ્તોત્રનો પાઠ કર્યા વિના જ જે સપ્તશતીનો પાઠ કરે છે તેને એવી જ રીતે સિદ્ધિ મળતી નથી કે જેમ અરણ્યમાં રુદન કરવું (નિરર્થક, કશું જ સિદ્ધ નહીં કરનારું) છે.

***શ્રી રુદ્રયામલમાંના ગૌરીતંત્ર-અંતર્ગત શિવપાર્વતી સંવાદમાંનું કુંજિકાસ્તોત્ર સમાપ્ત.***

***॥ ૐ તત્સત્ ॥***

---

૧. દરરોજ પ્રાતઃકાળે આ કુંજિકાસ્તોત્રનો પાઠ કરવાથી બધા પ્રકારનાં વિઘ્નો-અડચણો નષ્ટ થઈ જાય છે. આ કુંજિકાસ્તોત્ર તથા દેવીસૂક્ત સહિત સપ્તશતીનો પાઠ કરવાથી પરમ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

**મારણ** – કામક્રોધ વગેરેનો નાશ, **મોહન** – ઇષ્ટદેવનું મોહન, **વશીકરણ** – મનનું વશીકરણ, **સ્તંભન** – ઇન્દ્રિયોની વિષયો પ્રત્યે ઉપરતિ અને **ઉચ્ચાટન** – મોક્ષની પ્રાપ્તિ માટેની તાલાવેલી – આ સઘળાં એમના ઉદ્દેશ્યથી જો આ કુંજિકાસ્તોત્રનું સેવન કરવામાં આવે તો સફળ થાય છે.

# સપ્તશતીના થોડાક સિદ્ધ સંપુટ-મંત્રો

શ્રીમાર્કણ્ડેયપુરાણ-અંતર્ગત દેવીમાહાત્મ્યમાં શ્લોકો, અર્ધશ્લોકો, 'ઉવાચ'-ઉક્તિઓ વગેરે મળીને ૭૦૦ મંત્રો છે. આ દેવીમાહાત્મ્ય 'દુર્ગાસપ્તશતી'ના નામે પ્રસિદ્ધ છે. સપ્તશતી અર્થ, ધર્મ, કામ અને મોક્ષ - ચારેય પુરુષાર્થોનું પ્રદાન કરનારી છે. જે મનુષ્ય જે ભાવના અને જે કામનાથી શ્રદ્ધાપૂર્વક અને વિધિવત્ સપ્તશતીનું પારાયણ કરે છે તેને તે જ ભાવના અને કામના મુજબ નિશ્ચિતપણે ફળ-સિદ્ધિ મળે જ છે. આ બાબતનો અનુભવ અસંખ્ય મનુષ્યોને પ્રત્યક્ષ થઈ ચૂક્યો છે. અહીં અમે કેટલાક એવા પસંદ કરેલા (ચૂંટેલા) મંત્રોનો ઉલ્લેખ કરીએ છીએ કે જેમનો સંપુટ આપીને વિધિવત્ પારાયણ કરવાથી વિભિન્ન પુરુષાર્થોની વ્યક્તિગતરૂપે અને સામૂહિકરૂપે સિદ્ધિ થાય છે. આમાં મોટા ભાગના મંત્રો સપ્તશતીના જ શ્લોકો છે, તો થોડાક સપ્તશતીની બહારના શ્લોકો પણ છે.

**૧. સામૂહિક કલ્યાણ માટે :**

દેવ્યા યયા તતમિદં જગદાત્મશક્ત્યા
નિશ્શેષદેવગણશક્તિસમૂહમૂર્ત્યા ।
તામમ્બિકામખિલદેવમહર્ષિપૂજ્યાં
ભક્ત્યા નતાઃ સ્મ વિદધાતુ શુભાનિ સા નઃ ॥

**૨. વિશ્વના અશુભનો તથા ભયનો વિનાશ કરવા માટે :**

યસ્યાઃ પ્રભાવમતુલં ભગવાનનન્તો
બ્રહ્મા હરશ્ચ ન હિ વક્તુમલં બલં ચ ।
સા ચણ્ડિકાખિલજગત્પરિપાલનાય
નાશાય ચાશુભભયસ્ય મતિં કરોતુ ॥

**૩. વિશ્વના રક્ષણ માટે :**

યા શ્રીઃ સ્વયં સુકૃતિનાં ભવનેષ્વલક્ષ્મીઃ
પાપાત્મનાં કૃતધિયાં હૃદયેષુ બુદ્ધિઃ ।
શ્રદ્ધા સતાં કુલજનપ્રભવસ્ય લજ્જા
તાં ત્વાં નતાઃ સ્મ પરિપાલય દેવિ વિશ્વમ્ ॥

**૪. વિશ્વના અભ્યુદય માટે :**

વિશ્વેશ્વરિ ત્વં પરિપાસિ વિશ્વં
વિશ્વાત્મિકા ધારયસીતિ વિશ્વમ્ ।
વિશ્વેશવન્દ્યા ભવતી ભવન્તિ
વિશ્વાશ્રયા યે ત્વયિ ભક્તિનમ્રાઃ ॥

**૫. વિશ્વવ્યાપી વિપત્તિઓનો નાશ કરવા માટે :**

દેવિ પ્રપન્નાર્તિહરે પ્રસીદ
પ્રસીદ માતર્જગતોઽખિલસ્ય ।
પ્રસીદ વિશ્વેશ્વરિ પાહિ વિશ્વં
ત્વમીશ્વરી દેવિ ચરાચરસ્ય ॥

**૬. વિશ્વનાં પાપો-દુઃખોનું નિવારણ કરવા માટે :**

દેવિ પ્રસીદ પરિપાલય નોઽરિભીતે-
ર્નિત્યં યથાસુરવધાદધુનૈવ સદ્યઃ ।
પાપાનિ સર્વજગતાં પ્રશમં નયાશુ
ઉત્પાતપાકજનિતાંશ્ચ મહોપસર્ગાન્ ॥

**૭. વિપત્તિઓનો નાશ કરવા માટે :**

શરણાગતદીનાર્તપરિત્રાણપરાયણે ।
સર્વસ્યાર્તિહરે દેવિ નારાયણિ નમોઽસ્તુ તે ॥

**૮. વિપત્તિઓનો નાશ કરવા તથા શુભની પ્રાપ્તિ માટે :**

કરોતુ સા નઃ શુભહેતુરીશ્વરી
શુભાનિ ભદ્રાણ્યભિહન્તુ ચાપદઃ ।

**૯. ભયનો નાશ કરવા માટે :**

(ક) સર્વસ્વરૂપે સર્વેશે સર્વશક્તિસમન્વિતે ।
ભયેભ્યસ્ત્રાહિ નો દેવિ દુર્ગે દેવિ નમોઽસ્તુ તે ॥

(ખ) એતત્તે વદનં સૌમ્યં લોચનત્રયભૂષિતમ્ ।
પાતુ નઃ સર્વભીતિભ્યઃ કાત્યાયનિ નમોઽસ્તુ તે ॥

(ગ) જ્વાલાકરાલમત્યુગ્રમશેષાસુરસૂદનમ્ ।
ત્રિશૂલં પાતુ નો ભીતેર્ભદ્રકાલિ નમોઽસ્તુ તે ॥

**૧૦. પાપનો નાશ કરવા માટે :**

હિનસ્તિ દૈત્યતેજાંસિ સ્વનેનાપૂર્ય યા જગત્ ।
સા ઘણ્ટા પાતુ નો દેવિ પાપેભ્યોઽનઃ સુતાનિવ ॥

**૧૧. રોગોનો નાશ કરવા માટે :**

રોગાનશેષાનપહંસિ તુષ્ટા
રુષ્ટા તુ કામાન્ સકલાનભીષ્ટાન્ ।
ત્વામાશ્રિતાનાં ન વિપન્નરાણાં
ત્વામાશ્રિતા હ્યાશ્રયતાં પ્રયાન્તિ ॥

**૧૨. રોગચાળાના નિવારણ માટે :**

જયન્તી મઙ્ગલા કાલી ભદ્રકાલી કપાલિની ।
દુર્ગા ક્ષમા શિવા ધાત્રી સ્વાહા સ્વધા નમોઽસ્તુ તે ॥

**૧૩. આરોગ્ય અને સૌભાગ્ય મેળવવા માટે :**

દેહિ સૌભાગ્યમારોગ્યં દેહિ મે પરમં સુખમ્ ।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ ॥

**૧૪. સુલક્ષણા પત્ની મેળવવા માટે :**

પત્નીં મનોરમાં દેહિ મનોવૃત્તાનુસારિણીમ્ ।
તારિણીં દુર્ગસંસારસાગરસ્ય કુલોદ્ભવામ્ ॥

**૧૫. વિઘ્ન-બાધાના શમન માટે :**

સર્વાબાધાપ્રશમનં ત્રૈલોક્યસ્યાખિલેશ્વરિ ।
એવમેવ ત્વયા કાર્યમસ્મદ્વૈરિવિનાશનમ્ ॥

**૧૬. સર્વ પ્રકારના અભ્યુદય માટે :**

તે સમ્મતા જનપદેષુ ધનાનિ તેષાં
તેષાં યશાંસિ ન ચ સીદતિ ધર્મવર્ગઃ ।
ધન્યાસ્ત એવ નિભૃતાત્મજભૃત્યદારા
યેષાં સદાભ્યુદયદા ભવતી પ્રસન્ના ॥

**૧૭. દારિદ્ર્યદુઃખ વગેરેનો નાશ કરવા માટે :**

દુર્ગે સ્મૃતા હરસિ ભીતિમશેષજન્તોઃ
સ્વસ્થૈઃ સ્મૃતા મતિમતીવ શુભાં દદાસિ ।
દારિદ્ર્યદુઃખભયહારિણિ કા ત્વદન્યા
સર્વોપકારકરણાય સદાऽऽર્દ્રચિત્તા ॥

**૧૮. રક્ષણ મેળવવા માટે :**

શૂલેન પાહિ નો દેવિ પાહિ ખડ્ગેન ચામ્બિકે ।
ઘણ્ટાસ્વનેન નઃ પાહિ ચાપજ્યાનિઃસ્વનેન ચ ॥

**૧૯. સર્વ-વિદ્યાઓની તથા સમસ્ત સ્ત્રીઓમાં માતૃભાવની પ્રાપ્તિ માટે :**

વિદ્યાઃ સમસ્તાસ્તવ દેવિ ભેદાઃ
સ્ત્રિયઃ સમસ્તાઃ સકલા જગત્સુ ।
ત્વયૈકયા પૂરિતમમ્બયૈતત્
કા તે સ્તુતિઃ સ્તવ્યપરા પરોક્તિઃ ॥

**૨૦. સર્વ પ્રકારના કલ્યાણ માટે :**

સર્વમઙ્ગલમઙ્ગલ્યે શિવે સર્વાર્થસાધિકે ।
શરણ્યે ત્ર્યમ્બકે ગૌરિ નારાયણિ નમોऽસ્તુ તે ॥

**૨૧. શક્તિ મેળવવા માટે :**

સૃષ્ટિસ્થિતિવિનાશાનાં શક્તિભૂતે સનાતનિ ।
ગુણાશ્રયે ગુણમયે નારાયણિ નમોऽસ્તુ તે ॥

**૨૨. પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે :**

પ્રણતાનાં પ્રસીદ ત્વં દેવિ વિશ્વાર્તિહારિણિ ।
ત્રૈલોક્યવાસિનામીડ્યે લોકાનાં વરદા ભવ ॥

**૨૩. વિવિધ ઉપદ્રવોથી બચવા માટે :**

રક્ષાંસિ યત્રોગ્રવિષાશ્ચ નાગા
યત્રારયો દસ્યુબલાનિ યત્ર ।
દાવાનલો યત્ર તથાબ્ધિમધ્યે
તત્ર સ્થિતા ત્વં પરિપાસિ વિશ્વમ્ ॥

**૨૪. વિઘ્નમુક્ત થઈને ધન-પુત્ર વગેરે મેળવવા માટે :**

સર્વાબાધાવિનિર્મુક્તો ધનધાન્યસુતાન્વિતઃ।
મનુષ્યો મત્પ્રસાદેન ભવિષ્યતિ ન સંશયઃ॥

**૨૫. ભુક્તિ-મુક્તિની પ્રાપ્તિ માટે :**

વિધેહિ દેવિ કલ્યાણં વિધેહિ પરમાં શ્રિયમ્।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ॥

**૨૬. પાપનો નાશ કરવા તથા ભક્તિ પામવા માટે :**

નતેભ્યઃ સર્વદા ભક્ત્યા ચણ્ડિકે દુરિતાપહે।
રૂપં દેહિ જયં દેહિ યશો દેહિ દ્વિષો જહિ॥

**૨૭. સ્વર્ગ અને મોક્ષ મેળવવા માટે :**

સર્વભૂતા યદા દેવી સ્વર્ગમુક્તિપ્રદાયિની।
ત્વં સ્તુતા સ્તુતયે કા વા ભવન્તુ પરમોક્તયઃ॥

**૨૮. સ્વર્ગ અને મુક્તિ માટે :**

સર્વસ્ય બુદ્ધિરૂપેણ જનસ્ય હૃદિ સંસ્થિતે।
સ્વર્ગાપવર્ગદે દેવિ નારાયણિ નમોઽસ્તુ તે॥

**૨૯. મોક્ષની પ્રાપ્તિ માટે :**

ત્વં વૈષ્ણવી શક્તિરનન્તવીર્યા
વિશ્વસ્ય બીજં પરમાસિ માયા।
સમ્મોહિતં દેવિ સમસ્તમેતત્
ત્વં વૈ પ્રસન્ના ભુવિ મુક્તિહેતુઃ॥

**૩૦. સ્વપ્નમાં સિદ્ધિ-અસિદ્ધિ જાણવા માટે :**

દુર્ગે દેવિ નમસ્તુભ્યં સર્વકામાર્થસાધિકે।
મમ સિદ્ધિમસિદ્ધિં વા સ્વપ્ને સર્વં પ્રદર્શય॥

~~~~
~~~~

# શ્રીદેવીજીની આરતી

જગજનની જય! જય!! (મા! જગજનની જય! જય!!)
ભયહારિણિ, ભવતારિણિ, ભવમામિનિ જય! જય!! જગ૦

તૂ હી સત-ચિત-સુખમય શુદ્ધ બ્રહ્મરૂપા ।
સત્ય સનાતન સુન્દર પર-શિવ સુર-ભૂપા ॥ ૧ ॥ જગજનની૦

આદિ અનાદિ અનામય અવિચલ આવિનાશી ।
અમલ અનન્ત અગોચર અજ આનંદરાશી ॥ ૨ ॥ જગજનની૦

અવિકારી, અઘહારી, અકલ, કલાધારી ।
કર્ત્તા વિધિ, ભર્ત્તા હરિ, હર સઁહારકારી ॥ ૩ ॥ જગજનની૦

તૂ વિધિવધૂ, રમા, તૂ ઉમા, મહામાયા ।
મૂલ પ્રકૃતિ વિદ્યા તૂ, તૂ જનની, જાયા ॥ ૪ ॥ જગજનની૦

રામ, કૃષ્ણ તૂ, સીતા, વ્રજરાની રાધા ।
તૂ વાઞ્છાકલ્પદ્રુમ, હારિણિ સબ બાધા ॥ ૫ ॥ જગજનની૦

દશ વિદ્યા, નવ દુર્ગા, નાનાશસ્ત્રકરા ।
અષ્ટમાતૃકા, યોગિનિ, નવ નવ રૂપ ધરા ॥ ૬ ॥ જગજનની૦

તૂ પરધામનિવાસિનિ, મહાવિલાસિનિ તૂ ।
તૂ હી શ્મશાનવિહારિણિ, તાણ્ડવલાસિનિ તૂ ॥ ૭ ॥ જગજનની૦

સુર-મુનિ-મોહિનિ સૌમ્યા તૂ શોભાઽઽધારા ।
વિવસન વિકટ-સરૂપા, પ્રલયમયી ધારા ॥ ૮ ॥ જગજનની૦

તૂ હી સ્નેહ-સુધામયિ, તૂ અતિ ગરલમના ।
રત્નવિભૂષિત તૂ હી, તૂ હી અસ્થિ-તના ॥ ૯ ॥ જગજનની૦

મૂલાધારનિવાસિનિ, ઈહ-પર-સિદ્ધિપ્રદે ।
કાલાતીતા કાલી, કમલા તૂ વરદે ॥૧૦॥ જગજનની૦

શક્તિ શક્તિધર તૂ હી નિત્ય અભેદમયી ।
ભેદપ્રદર્શિનિ વાણી વિમલે! વેદત્રયી ॥૧૧॥ જગજનની૦

હમ અતિ દીન દુખી મા! વિપત-જાલ ઘેરે ।
હૈં કપૂત અતિ કપટી, પર બાલક તેરે ॥૧૨॥ જગજનની૦

નિજ સ્વભાવવશ જનની! દયાદૃષ્ટિ કીજૈ ।
કરુણા કર કરુણામયિ! ચરણ-શરણ દીજૈ ॥૧૩॥ જગજનની૦

~~~~~
~~~~~

# શ્રીઅંબાજીની આરતી

જય અમ્બે ગૌરી મૈયા, જય શ્યામાગૌરી ।
તુમકો નિશિદિન ધ્યાવત હરિ બ્રહ્મા શિવ રી ॥ ૧ ॥ જય અમ્બે૦

માઁગ સિંદૂર વિરાજત ટીકો મૃગમદકો ।
ઉજ્જ્વલસે દોઉ નૈના, ચંદ્રવદન નીકો ॥ ૨ ॥ જય અમ્બે૦

કનક સમાન કલેવર રક્તામ્બર રાજૈ ।
રક્ત-પુષ્પ ગલ માલા, કણ્ઠનપર સાજૈ ॥ ૩ ॥ જય અમ્બે૦

કેહરિ વાહન રાજત, ખડ્ગ ખપર ધારી ।
સુર-નર-મુનિ-જન સેવત, તિનકે દુખહારી ॥ ૪ ॥ જય અમ્બે૦

કાનન કુણ્ડલ શોભિત, નાસાગ્રે મોતી ।
કોટિક ચંદ્ર દિવાકર સમ રાજત જ્યોતી ॥ ૫ ॥ જય અમ્બે૦

શુમ્ભ નિશુમ્ભ વિદારે, મહિષાસુર-ઘાતી ।
ધૂમ્રવિલોચન નૈના નિશિદિન મદમાતી ॥ ૬ ॥ જય અમ્બે૦

ચણ્ડ મુણ્ડ સંહારે, શોણિતબીજ હરે ।
મધુ કૈટભ દોઉ મારે, સુર ભયહીન કરે ॥ ૭ ॥ જય અમ્બે૦

બ્રહ્માણી, રુદ્રાણી તુમ કમલારાની ।
આગમ-નિગમ-બખાની, તુમ શિવ પટરાની ॥ ૮ ॥ જય અમ્બે૦

ચૌંસઠ યોગિનિ ગાવત, નૃત્ય કરત ભૈરૂઁ ।
બાજત તાલ મૃદંગા ઔ બાજત ડમરૂ ॥ ૯ ॥ જય અમ્બે૦

તુમ હી જગકી માતા, તુમ હી હો ભરતા ।
ભક્તનકી દુખ હરતા સુખ સમ્પતિ કરતા ॥૧૦॥ જય અમ્બે૦

ભુજા ચાર અતિ શોભિત, વર-મુદ્રા ધારી ।
મનવાચ્છિત ફલ પાવત, સેવત નર-નારી ॥૧૧॥ જય અમ્બે૦

કંચન થાલ વિરાજત અગર કપુર બાતી ।
(શ્રી) માલકેતુમેં રાજત કોટિરતન જ્યોતી ॥૧૨॥ જય અમ્બે૦

(શ્રી) અમ્બેજીકી આરતિ જો કોઈ નર ગાવૈ ।
કહત શિવાનઁદ સ્વામી, સુખ સમ્પતિ પાવૈ ॥૧૩॥ જય અમ્બે૦

~~~~
~~~~

# દેવીમયી

તવ ચ કા કિલ ન સ્તુતિરમ્બિકે
સકલશબ્દમયી કિલ તે તનુઃ ।
નિખિલમૂર્તિષુ મે ભવદન્વયો
મનસિજાસુ બહિઃપ્રસરાસુ ચ ॥

ઈતિ વિચિન્ત્ય શિવે શમિતાશિવે
જગતિ જાતમયત્નવશાદિદમ્ ।
સ્તુતિજપાર્ચનચિન્તનવર્જિતા
ન ખલુ કાચન કાલકલાસ્તિ મે ॥

---

"હે જગદંબિકા! સંસારમાં કઈ વાણી (વાઙ્મય - સાહિત્ય, ભાષા) એવી છે કે જે તમારી સ્તુતિરૂપ નથી? - કારણ કે તમારું શરીર જ તો સકળ-શબ્દમય છે. હે દેવી! હવે મારા મનમાં સંકલ્પ-વિકલ્પાત્મક-રૂપે ઉદય પામતી તેમ જ સંસારમાં દૃશ્ય-રૂપે પ્રત્યક્ષ થતી સમસ્ત આકૃતિઓમાં તમારા સ્વરૂપનું દર્શન થવા લાગ્યું છે. સમસ્ત અમંગળોનો ધ્વંસ કરનારાં હે કલ્યાણસ્વરૂપ શિવા! આ વાત વિચારીને હવે આ સમસ્ત ચરાચર જગતમાં અનાયાસ જ મારી એવી સ્થિતિ થઈ ગઈ છે કે મારા સમયનો ક્ષુદ્રતમ (અલ્પાતિઅલ્પ) અંશ પણ તમારી સ્તુતિ, જપ, પૂજા કે ધ્યાનથી રહિત નથી; અર્થાત્ મારા સઘળા લૌકિક (જગતવિષયક) આચારો-વ્યવહારો તમારાં જ ભિન્ન ભિન્ન રૂપો પ્રત્યે યથાયોગ્ય રૂપે વ્યવહૃત (કાર્યાન્વિત) થતા હોવાને કારણે તમારી પૂજારૂપે પરિણમ્યા છે."

*- મહામાહેશ્વર આચાર્ય અભિનવગુપ્ત*

~~~~~
~~~~~

## भगवतीस्तुतिः

प्रातः स्मरामि शरदिन्दुकरोज्ज्वलाभां
सद्रत्नवन्मकरकुण्डलहारभूषाम् ।
दिव्यायुधोर्जितसुनीलसहस्त्रहस्तां
रक्तोत्पलाभचरणां भवतीं परेशाम् ॥
प्रातर्नमामि महिषासुरचण्डमुण्ड-
शुम्भासुरप्रमुखदैत्यविनाशदक्षाम् ।
ब्रह्मेन्द्ररुद्रमुनिमोहनशीललीलां
चण्डीं समस्तसुरमूर्तिमनेकरूपाम् ॥
प्रातर्भजामि भजतामभिलाषदात्रीं
धात्रीं समस्तजगतां दुरितापहन्त्रीम् ।
संसारबन्धनविमोचनहेतुभूतां
मायां परां समधिगम्य परस्य विष्णोः ॥

Code 1634